સ્વર્ગવાસી

ઑનરેબલ્ શેઠ શ્રી

# મોરારજી ગોકુલદાસ સી. આઈ. ઈ. નું

# જીવનચરિત્ર.



લેખક

નગીનદાસ પુરૂષોત્તમદાસ સંઘવી.







મુંબાઈ.

નિર્ણયસાગર છાપખાનામાં બાળકૃષ્ણ રામચંદ્ર
ઘાણેકરે માલિકને માટે છાપ્યું.



સન ૧૯૦૮ સંવત્ ૧૯૬૪

## શેઠ મોરારજી ગોકુળદાસની વંશાવળી.



# ચરિત્રલેખકની વિજ્ઞાપના.



આ ચરિત્ર લખવાનું સ્વીકારતાં પહેલાં તેનાં આધારભૂત સાધનોનું અવલોકન કરતાં મને એક ઉત્તમ ચરિત્રનાયકની પ્રાપ્તિ થયાથી અત્યંત આનંદ થયો હતો. તે સમયે જો કે પ્રજાનિષ્ઠતા હાલના જેવી ઉદ્દીપ્ત અવસ્થામાં આવી નહોતી, તોપણ મારા આદર્શરૂપ વિચારોમાં પ્રતિફલિત થતું એક જીવન મને આ ચરિત્રનાયક મોરારજીશેઠનું ઉપલબ્ધ થયું. વિવિધ કારણોને લીધે આ ચરિત્રગ્રંથ કેવા આકારમાં થયો છે તેનો વિચાર મારા ગુણજ્ઞ વાચકોને માટે રહેવા દેઈ અત્રે એટલુંજ સૂચવવું યોગ્ય ધારૂં છું કે—જીવનચરિત્ર એ એક વ્યક્તિનો ઇતિહાસજ હોવાથી તેમાં સમયાનુક્રમ જાળવવો એ અપેક્ષિતજ છે,—બાલ્યાવસ્થાની બાબતો અને આસપાસના ખાનગી સંજોગોને જો કે કેટલાક વિવેચકો અતિ ક્ષુલ્લક સમજી ઉપેક્ષણીય ગણે છે, તોપણ મનુષ્યપ્રકૃતિનો વિચાર અને તેમાંથી લેવાનો બોધ એ પણ જીવનચરિત્ર વાંચવાનું ફળ હોવાથી ઘણા વિદ્વાનો ગ્રાહ્ય ગણે છે,—હાલ આપણો દેશ સંક્રાંતિના સમયમાં હોવાથી સાચેસાચું વિવેચન કર્યા વિના એકલી બાબતોજ કહી જઈ તે પરથી સાર લેવાનું કામ વાચકની દૃષ્ટિ ઉપરજ રાખવું એ ચરિત્રનાયકના પોતાનાજ પક્ષને તેનાથી મળતો લાભ ખુંચાવી લેઈ અન્યાય આપવા જેવું છે,—કેવળ તત્ત્વવિવેચન માટે લખવું અથવા કેવળ રસોત્પત્તિ

માટેજ લખતું તે તત્ત્વજ્ઞાનના અથવા નવલકથાના ગ્રન્થનેજ શોભે, પણ જીવનચરિત્રનું બોધકતા એ મુખ્ય લક્ષણ હોવાથી તે બોધના અભ્યંતર સંદર્ભમાટે કાંઈ છેવટના પ્રકરણમાં પ્રયત્ન કરવોજ જોઈયે. એ સઘળાં તત્વો ધ્યાનમાં રાખીને આ ગ્રન્થ લખવામાં આવ્યો છે. સફળતા કેટલી થઈ છે તે જોવાનું વાચકવર્ગના દૃષ્ટિબિન્દુ ઉપર આધાર રાખે છે.

તા. ૮-૧૦-૦૮
અમદાવાદ.

વિ૦
ચરિત્રલેખક.



# અનુક્રમણિકા.

# પ્રસ્તાવના.

( ઝૂલણા જાતિ. )

જીંદગાની ખરી, મોટમોટાતણી, યાદી આપી ખરૂં એમ બોલે,
કોઈ એ માંહના, લોકના નોંક તો, ક્યાં હતા એક તરણાજ તોલે;
તેજ પ્રખ્યાતિને પામિયા ને વળી, જામિયાં જોર જેનાંજ ભારી,
એમ જો આપણે ચાહિયે, ચિત્તથી, થાય સંસારમાં કીર્તિ સારી.

મહાન્ જનોનાં જીવનચરિત્ર અનુકરણીય હોય છે. શેઠ મોરારજી ગોકુલદાસ, એક તેવાજ પુરૂષ હોવાથી, તેમનો વૃત્તાન્ત કોઈ યોગ્ય વિદ્વાનના હાથથી રચાય, તો અવર જનોને તેમાંથી બોધ લેવાને ઘણું મળી આવે, એવા હેતુથી, મારા પરમમિત્ર, સદ્ગત મનઃસુખરામ સૂર્યરામનો વિચાર થયો કે, શેઠનું જીવનચરિત્ર લખાતું જોઈયે. આ એમની સૂચના ગ્રહણ કરવામાં આવી, અને તેમની જ પ્રેરણાથી, આ કામને માટે, સાક્ષર નગીનદાસ સંઘવીની યોજના થઈ; તેમણે, પોતાને સોંપેલું કાર્ય, ઘણા વ્યયસાયમાં હોવા છતાં પણ, બહુ સારી રીતે પાર ઉતાર્યું છે. સર્વે વૃત્તાન્ત લખવા જતાં વિસ્તાર તો થાય, અને તે પ્રમાણે રચવાની અગત્ય પણ ગણાય છે, કેમકે, ચરિત્રના પ્રસંગો, એક પછી એક ક્રમે બનતા ગયા હોય, તે મૂકી દેવામાં આવે તો ઘટના ક્રમ તૂટી જાય છે, તેમ ન થવા દેવાને માટે લેખકે કાળજી રાખી છે.

આ ગ્રંથની પ્રસ્તાવના સદ્દગત ભાઈ મનઃસુખરામ લખવાના હતા; અને તેઓ શેઠના નિકટના, ઘણા સમયના સહવાસી હોતાં, તેમ બની શક્યું હોત તો ઘણું સારૂં થાત. પણ આ કાર્ય તેઓ પૂરૂં કરે તેના પેહેલાં તો માઠો બનાવ બન્યો, પરંતુ, એટલું સારૂં થયું છે કે, તેમણે પ્રસ્તાવના લખવાની નોંધ કરી રાખી હતી. આ નોંધ શબ્દશઃ નીચે દાખલ કરવામાં આવી છે, અને તેમાં, શેઠ મુરારજીના ચરિત ઉપરથી ગ્રહણ કરવા યોગ્ય બોધ, સૂત્રરૂપે આવી જાય છે.

મારો સહવાસ પણ શેઠની સાથે સંવત્ ૧૯૨૨ ની સાલથી થયો હતો તેથી આ કાર્યની ચુપ્રત મને થઈ, તે ઉપરથી મેં પણ લખાણ કર્યું છે, પરંતુ તેનો વિસ્તાર, સકારણ ઘણો થઇ જવાથી, આ ગ્રંથ સાથે જોડતાં પુસ્તક મ્હોટું થઈ જાય છે, તેથી, તે એક વિવેચન રૂપે, ઈલાયદું પ્રકટ થવાથી ઠીક પડશે, એવો વિચાર થયો છે.

રણછોડભાઈ ઉદયરામ.

સદ્દગત મનઃસુખરામે પ્રસ્તાવના સારૂ કરેલી નોંધઃ—

( દોહરો. )

પરમાર્થ વિષે સ્વાર્થ છે, સ્વાર્થ વિષે પરમાર્થ,<br>
દેશોદય એ લક્ષ્ય કરી, ત્યજો નીચ લોભાર્થ.

બુદ્ધિમાન્ વિચારકોનો નિશ્ચય છે કે, પરમાર્થમાં જ

સત્ય સ્વાર્થ રહેલો છે; અને, જે પોતાનો સત્ય સ્વાર્થ સમજે છે, તેને સિદ્ધ થાય છે કે, સત્ય સ્વાર્થ, પરમાર્થ સાધવામાં જ છે.

શ્રેષ્ઠિન્ મુરારજી ગોકુલદાસ, સ્વાર્થથી પરમાર્થ અને પરમાર્થથી સ્વાર્થસાધક પુરૂષ હતા; તેમજ, તેઓ કુલીન, ઉદ્યોગી, સાહસિક, વ્યાપારીય, રાજકીય હતા. પરદેશીય વસ્ત્રાદિથી બહિર્ ગલિત પાદ, કટિ, ગ્રીવ, ગળુ, મસ્તક થયેલું એવા કેટલાક જનો આપણા જોવામાં આવે છે. તેનું અનુકરણ કરનારા નહિ હતા. તેમજ, અન્નપાનાદિથી અન્તર લેપિત મદ્યાદિ, બિસ્કિટ, અને ઔષધાદિનો ઉપયોગ કરનારા પક્ષથી તેઓ વિરૂદ્ધ હતા.

ઉત્પાદક સાધનોનું અદર્શન થાય છે, પરંતુ, તેનાં પરિણામ કાર્ય રેહે છે. બીજ જાય છે, પણ વૃક્ષ અને અનેક નવાં બીજ ઉત્પન્ન થાય છે.

જગતમાં શરીરી મનુષ્યમાત્રને, અન્નપાન શરીરના અંતર્માં, તથા વસ્ત્ર શરીરના બહિર્ સારૂ આવશ્યક છે, તે સારૂ વ્યાપાર એજ મુખ્ય સાધન છે. આ દેશમાં, બહિર વસ્ત્રાદિઓએ તો કેહેવાતા ઉચ્ચ વર્ગમાં બહુપ્રવેશ કર્યો છે. અને અવે પરદેશીય, સારાનું નહિ કિન્તુ નઠારાનું, અનુકરણ કરનારા, અન્તર્ શરીરમાં પણ મદ્યાદિ દુષ્ટ પાન તથા માંસાદિ અભક્ષ્યો પણ ચોરીથી લેતા થયા છે એ તેઓને તથા તેઓની પ્રજાને બહુ હાનિકારક છે.

શ્રીમાન્ થવા ઇચ્છુકો તો આ જગત્‌માં બહુ કરી સર્વે હોય છે, પરંતુ તેમ થવાનાં સાધનો ઉદ્યોગ, ઉત્સાહ, તે કરનારાની સંખ્યા બહુ ઓછી છે, તે સંખ્યામાંથી પણ ન્યાયમાર્ગે ધન ઉપાર્જન કરવા લક્ષ રાખનારની સંખ્યા ન્યૂના છે, તેથી શ્રીમાન્ થવાની તેઓની ઇચ્છા સફલા થાય નહિ એ સ્વાભાવિક છે.

શિક્ષણની સંપત્તિ બે પ્રકારની હોય છે; એક શિક્ષકથી પ્રાપ્ત, તથા બીજી, સ્વાનુભવથી પ્રાપ્ત.

ત્રણ **મમા**-**મહાસરસ્વતી, મહાકાલી, મહાલક્ષ્મી,** કેહેવાય છે. તેમાં એક ચોથો **મહાસેવા** ઉમેરી શકાય છે. આવા ચાર **મમા**નો મહિમા મ્હોટો છે. એને અનુસરતા **બ્રાહ્મણયુગ, ક્ષત્રિયયુગ, વૈશ્યયુગ** અને **શૂદ્રયુગ** ગોઠવી શકાય છે. બ્રાહ્મયુગમાં જ્ઞાન પ્રધાન; ક્ષત્રિયયુગમાં શસ્ત્રપ્રધાન; વૈશ્યયુગમાં વ્યાપાર પ્રધાન, તે સાથે ધનપશુપૂજકનું પ્રધાનપણુ ખરૂં; અને શૂદ્રયુગમાં સેવા પ્રધાન. પરદેશિયોનું આવાગમન ત્રણ 'મમા' (Missionary, Merchant Military) એ ક્રમદ્વારા થવાથી, વ્યાપારથી આદિમાં, શસ્ત્રથી મધ્યમાં, અને વ્યાપારથી પાછું અન્તમાં ધન હરણ થતું આવ્યું. આ કાળ વૈશ્યપ્રધાન છે. રાજા વૈશ્ય વ્યસની છે, તો તેને અનુસરતું વર્તન થાય એમાં નવાઈ નથી. "રાજા કાલસ્ય કારણં" એવું વચન પણ છે તો હવે તેને લગતા વ્યાપાર, ઉદ્યોગના સુધારા વધારા થાય એમાં નવાઈ નથી,

પાપોનું મૂળ ધન નહિ, કિન્તુ લોભ છે, "વિત્તનો લોભ કોઈને તૃપ્તિકર થયો દીઠો છે નહિ" એવું કઠોપનિષદ્નું એક વાક્ય છે. (कठो० १।२७। न वित्तेन तर्पणीयो मनुष्यः ।)

સમજુ જન ધનને સ્વતન્ત્રતાનું સાધન માત્ર માને છે, ધનને પોતાના બંધનરૂપ કરી, તે ધનના પરતન્ત્ર થતા નથી. તે સ્વતન્ત્રતાના સાધનની પ્રાપ્તિ પછી, અધિક ધનનું ઉપાર્જન તે સત્પાત્રે દાન અર્થે જ હોય છે. સાર્વજનિક ઉપયોગાર્થે ધનનો ત્યાગ (દાન) એજ ધનનું યથાર્થ રક્ષણ છે. લોક કલ્યાણાર્થે જે ઉપાર્જિત ધનાદિ વવાય એજ તેનો અનેક ગુણિત, ફળ ઉત્પાદક, પ્રામાણિક ઉપયોગ છે.

બોલ્યું તે પ્રમાણ છે કે જે પળાય છે, ખાધું તે પ્રમાણ છે કે જે પચાવાય છે, તેમ, કમાયું તે પ્રમાણ છે કે જે સન્માર્ગે ખર્ચાય છે.

અમેરિકાનો પ્રસિદ્ધ ધનવાન્ એન્ડ્રુ કારનેજી, જે અનેક પરોપકારનાં કાર્યો કરતો આવ્યો છે, તેણે સન ૧૯૦૬ માં એક ગ્રંથ રચીને પ્રસિદ્ધ કર્યો છે, તેનું નામ તેણે **વ્યાપારનું સામ્રાજ્ય**—The Empire of Business રાખ્યું છે તેમાં તે કેહે છે કે:—*

"પોતાના નિર્વાહને અર્થે પરિપૂર્ણ થાય એટલો ધનનો સંગ્રહ કરીને સ્વતન્ત્ર થવું એ પ્રત્યેક માણસનો પ્રથમ ધર્મ છે; પણ તેણે આટલુંજ કરીને અટકી પડવું નહિ; એનો

* અંગરેજી વાક્યનાં ભાષાંતર મેં કર્યાં છે. ર-ઉ.

ધર્મ હજી વિશેષ છે, તે એ કે, તેણે પોતાના સાંસા પડતા પડોશીને આશ્રય આપવો. પોતાના કરતાં જે ઓછા ભાગ્યશાળી હોય તેઓની સંભાળ રાખવી. જે સમૂહમાં તે રેહેતો હોય, તે સમૂહના સામાન્ય લાભને અર્થે, આશ્રય આપવો એ તેનો ધર્મ છે.

જનસમાજના નિયમોથી તેનું પોતાનું રક્ષણ થયેલું છે, અને તેને આ પ્રમાણે રક્ષણ મળેલું હોવાથી, તે પોતાનું અને પોતાના આખા કુટુંબનું પુરૂં થાય એટલું ધન મેળવવાને શક્તિમાન્ થયો છે.

જે રક્ષકસત્તાએ કરીને તે આ પ્રમાણે વૃદ્ધિ પામ્યો, અને પોતાના નિર્વાહને અર્થે જોઈયે તેટલું ધન પ્રાપ્ત કરી શકયો, તે ઉપરાંતની તેની જે કમાણી, તે ઉપર, આ રક્ષકસત્તાનો દાવો પોહોંચે છે.

આ જગત્ તમને જેવું દેખાય છે તે કરતાં તેની સ્થિતિ ઉચ્ચ પ્રકારની થાય એવું કરવાને ઇચ્છવું અને પ્રયત્ન કરવો, એજ તમારા જીવતરનું ખરેખરૂં કર્તવ્ય છે. તમારૂં નામ વધે અને કુદરતના ઉમરાવ પુરૂષોમાં તમારી ગણના થાય, એવાં વૃદ્ધિનાં કાર્યોમાં, તમે તમારૂં બચાવેલું ધન વાપરો."

વળી, મિ. કારનેગી કેહે છે કે,—"જે દેશમાં કોટ્યાધિપતિની સંખ્યા વધારે હોય છે તે દેશ, તે સંખ્યાના પ્રમાણમાં આબાદાની ભરેલો, અને સુખિયો ગણાય છે, માટે તેવા ધનવાન્ લોકોને તોડી પાડવાનો, જનસમૂહે પ્રયત્ન ક-

રવો યોગ્ય નથી. મધમાખિયો, મધ આણુનારીનો નાશ કરતી નથી, પણ મધ નહિ કરનારી આળસુ હોય છે તેનો નાશ કરે છે. મધનો લાભ લઇ ભરચક થયેલી માખિયો, છેવટ, બીજાને માટે મધ મૂકી જાય છે, તેમ ધનથી ભરચક થયેલા ધનવાન્ લોકોનું ધન, જનસમૂહના ઉપયોગમાં આવે, છે, કેમકે, મરણુ સમયે તેઓ ધનના ગાંસડા સંગાથે બાંધી જતા નથી. ધનવાન્ લોકોનો ધર્મ છે કે, પરમેશ્વરે કૃપા કરીને તેમને સુખિયા કર્યા, તો તેમણે, બીજાઓને સુખિયા કરવામાં પોતાના વધારાના ધનનો ઉપયોગ કરવો જોઇયે તેમને જે પૈસો મળ્યો છે તે એક પવિત્ર વારસો છે તેનો તેમણે યોગ્ય ઉપયોગ કરવો જોઇયે. એટલે કે, પેટનું પુરૂં થાય તેટલું પ્રત્યેકને પ્રતિદિન આપવું એવું પુણ્ય કરવા કરતાં, ઘણા જનનો સદાનો નિર્વાહનો અર્થ સરે, અને ઘણાનું કલ્યાણ થાય એવી યોજનામાં પૈસાનો ઉપયોગ થાય એ માર્ગ શ્રેષ્ઠ છે. ”

સત્સંગ સર્વથા સિદ્ધિપ્રદ છે, એવો શેઠ મુરારજીનો સિદ્ધાંત હતો; તથા સત્સંગ સેવવાથી જે અનેક લાભો છે, એ, તેઓ સારી રીતિએ સમજતા.

(આ સ્થાને સહવાસિયોનાં નામ આપ્યાં છે તે આગળ વાંચવામાં આવશે.) તેઓ જાણતા કે,—

> સંહતિ તહિં બલ અતિ. ભેદ તહિં છેદ.
> ભિન્નતા તહિં છિન્નતા. નય તહિં જય.
> યતો ધર્મ સ્તતો જય. સાધુ જીવન ને ઉચ્ચ ચિન્તન.

બુદ્ધિમાન મનુષ્ય ધનનો ધની થાય છે—સ્વામી થાય છે, ધનનો સેવક થતો નથી.

નીચે આપેલાં જેવાં અનેક વાક્યો, સમજુ જન સ્મરણમાં સદા રાખે છે:—

વસુના પશુ નહિ, કિન્તુ પતિ થવું.
રૂપિયાના રંક નહિ, કિન્તુ રાજા થવું.
સુવર્ણના સેવક, નહિ, કિન્તુ સ્વામી થવું.
નાણાના નોકર નહિ, કિન્તુ નાયક થવું.
પૈસાના પોડિયા નહિ, કિન્તુ શેઠિયા થવું.
દામના દાસ નહિ, કિન્તુ દાતા થવું.

ૐ

( ઝૂલણા જાતિ. )

હૃદયરૂપ પાત્રમાં, ભક્તિરૂપ સ્નેહને
ભર્યો કરો વર્તિ એકાગ્રતાની
જ્ઞાનરૂપ દીપને શાસ્ત્ર ગુરૂના પ્રતા'પે
કરો પ્રકટ કર્તવ્ય માની.

આ લેખકની વારંવાર કરેલી સૂચનાને શ્રેષ્ઠી મુરારજીના પુત્રો ચિરંજીવી ધર્મસિંહે તથા ચિ. નરોત્તમદાસે સ્વીકારી, આ જીવનચરિત્ર પ્રસિદ્ધ કર્યું છે, તેસારૂ, તેઓનો પાડ માનીને આ પ્રસ્તાવના સમાપ્ત થાય છે.

મ૦ સુ૦ ત્રિ૦.

સ્વર્ગવાસી ઑનરબલ

શેઠ શ્રી

# મોરારજી ગોકુલદાસ સી. આઈ. ઈ. નું

# જીવનચરિત્ર.



## अथ मङ्गलम्

श्लोकः

भगवन्! ब्राह्मणाः क्षात्रा वैश्याः शूद्राश्च भारताः ।
भवन्तु ज्ञानशौर्यार्थ–बलाढ्या इत्यभीप्सितम् ॥ १ ॥

**ભાવાર્થઃ**—હે ભગવન્! આ ભરતખંડના બ્રાહ્મણ જ્ઞાનવાળા, ક્ષત્રિય શૌર્યવાળા, વૈશ્યો ધનવાળા, અને શૂદ્રો શરીરબળવાળા થાય એ વરદાન ઇચ્છીએ છીએ.

# પ્રકરણ ૧.



## ઉત્થાનિકા.

**धर्मार्थकाममोक्षाणां यस्यैकोऽपि न विद्यते ।**
**अजागलस्तनस्येव तस्य जन्म निरर्थकम् ॥**

**ભાવાર્થઃ**—ધર્મ, અર્થ કામ અને મોક્ષ એ ચાર પુરુષાર્થમાંથી જે મનુષ્ય એક પણ પુરુષાર્થ સિદ્ધ કરી શકતો નથી તેનો જન્મ બકરીના ગળે થતા આંચળની પેઠે નિરર્થક છે.

## जीवनचरित्रना नायक.

ઉપરના શ્લોકથી એક રીતે, કેવાં મનુષ્યોનાં જન્મચરિત્ર અથવા જીવનચરિત્ર લખવા યોગ્ય ગણાય છે, તે નિકળી આવે છે. ઉપર કહ્યા તે ચારે પુરુષાર્થ જેમણે સિદ્ધ કર્યા હોય તેવા મહાપુરુષોનાં જીવનચરિત્રો તો સઉથી ઉત્તમ ગણાય છે એમાં કશો સન્દેહ નથી; પણ આપણા દેશની હમણાંની સ્થિતિમાં તો ધર્મ, અર્થ અને કામ એ ત્રણ પુરુષાર્થમાંથી અર્થ અને કામ ધર્મને બાધ ન આવે તેવી રીતે જે મનુષ્યરત્નોએ સિદ્ધ કર્યા હોય તેમનાં જીવનચરિત્રો પણ ઘણાં ઉપયોગી થાય તેમ છે.

## आपणा देशनी वर्त्तमान स्थिति.

જોકે આપણી પવિત્ર માતા આર્યભૂમિ તે પોતેજ ધર્મક્ષેત્ર અને મોક્ષભૂમિ છે અથવા તો ધર્મ અને મોક્ષની જન્મભૂમિ છે, તોપણ કાળની અકલ લીલાથી ચારે પુરુ- ષાર્થના મૂળરૂપ ધર્મનું ભાન આ સમયમાં આપણા દેશી ભાઇઓના અંતઃકરણમાં જોઇએ તેવા સ્વરૂપમાં રહ્યું નથી; તેથી અર્થ એટલે સંપત્તિ અને કામ એટલે મનોરથની સિદ્ધિ એ બન્ને પુરુષાર્થમાં આપણે પરતંત્ર તથા હીન દશામાં આવી પડેલા છીએ, એ ઉઘાડુંજ છે. તેમજ ચાર પુરુષાર્થરૂપ સાંકળના વચલા આંકડા જે અર્થ અને કામ છે તે તૂટવાથી મોક્ષરૂપ ઠેઠ શિખરના પુરુષાર્થના સંબં- ધમાં પણ ઘણીજ ભ્રમણા ઉપજેલી છે. તેથી મોક્ષના સાધનરૂપ વૈરાગ્ય, સમદૃષ્ટિ અને નિવૃત્તિ તથા બીજા સદ્- ગુણોનાં સ્વરૂપો ખોટાં સમજાઇ તેમને ઠેકાણે કાયરતા, અવિવેક અને આળસ તથા તેવા બીજા દુર્ગુણો માત્ર સદ્- ગુણોના આભાસને ઓઠે આર્યપ્રજામાં પેઠા છે. એ દુર્ગુણરૂપ અગ્નિ આર્ય પ્રજાના ખરા તત્વરૂપ શુભ લક્ષણો અને ગુણોને બાળે છે, અને વિચારદૃષ્ટિને આંધળી કરે તેવો ભ્રાન્તિ અને વિપરીત બુદ્ધિનો ધૂમાડો ચારે દિશાએ ગોટાયો છે. એ ધૂમાડાથી વિકળ થયેલા મનુષ્યો તેઓની ધર્મબુદ્ધિરૂપ આધારભૂમિ ડગમગવાથી ભ્રાન્તિને પામેલા છે; તેઓ

મિથ્યા પ્રવૃત્તિ એટલે ખોટી ધાંધલનો પ્રસારો કરીને ભૂલેલાને ભૂલાવવા જેવી સ્થિતિ આપણા દેશની કરે છે. એ પ્રમાણે અભ્યુદય અથવા વ્યવહારમાં ચઢતી અને નિઃશ્રેયસ અથવા પરમાર્થની સિદ્ધિરૂપ મોક્ષ એ બંને સંબંધે આપણી દશા ઘણી ચિન્તા ઉપજાવે તેવી થઈ છે. આપણી આવી દશાએ ખરી સુધારણા કરવાને ઇચ્છનાર અને ખરા મનથી દેશનું ભલું ચિન્તનાર અનેક મનુષ્યોને પ્રયત્ન કરવાને માટે જાગ્રત કર્યા છે.

## પ્રવૃત્તિબોધક જીવનચરિત્રોની અપેક્ષા.

દેશની આવી દશાને સમયે અભ્યુદય મેળવવાના માર્ગમાં એટલે ધર્મને અનુસરતા પ્રવૃત્તિમાર્ગમાં આપણા દેશનાં જે જે મનુષ્યરત્નોએ બીજાઓના ઉપર આધાર ન રાખતાં પોતાનીજ શક્તિ ઉપર આધાર રાખવાનો સદ્‌ગુણ, ધૈર્ય, ઉત્સાહ, બુદ્ધિબળ, ઉદ્યોગ, અને પ્રજાનું ભલું કરવાના સદ્‌ગુણો દર્શાવી આપ્યા હોય તેમનાં જીવનચરિત્રો તે પણ દેશની દશા સુધારવાને અને અન્તે સાચા નિવૃત્તિમાર્ગ એટલે મોક્ષમાર્ગનું સ્વરૂપ અને દિશા દર્શાવવાને માટે સ્વાભાવિક અને રામબાણ જેવું સાધન છે.

## ચરિત્રનાયકોમાં વ્યાપારીવર્ગનું સ્થાન.

આ ચાલતા સમયમાં બહુધા જીવનચરિત્રના નાયક તરીકે સાક્ષરો, રાજદરબારી માણસો, શૂરવીર યોદ્ધાઓ,

ધર્મપ્રવર્તકો, સુધારકો તથા શોધકો આદિકને લેવામાં આવે છે. તેથી કોઇના અંતઃકરણમાં એવી શંકા ઉપજવાનો સંભવ રહે છે કે કેવળ વ્યાપારનેજ આધારે જેઓનું મહત્વ બંધાયું હોય તેવા પુરુષોને ચરિત્રનાયક તરીકે પસંદ કરવા તે—

**यस्यास्ति वित्तं स नरः कुलीनः ।**
**स पण्डितः स श्रुतवान्गुणज्ञः ॥**
**स एव वक्ता स च दर्शनीयः ।**
**सर्वे गुणाः काञ्चनमाश्रयन्ते ॥**

**અર્થાત્ઃ**—જેની પાસે ધન હોય છે તેજ પુરુષ કુળવાન્, તેજ પંડિત, તેજ વેદનો જાણ, તેજ ગુણજ્ઞ, તેજ બોલવામાં કુશળ અને તેજ રૂપાળો ગણાય છે. સંક્ષેપમાં સર્વે ગુણો તે સુવર્ણને આશ્રયે રહેલા છેઃ—એ શ્લોકપ્રમાણે વર્ત્યા ગણાય કે નહિ.

એ શંકાનું ઉત્તર આજ છે કે જેઓ ગર્ભશ્રીમંત હોઈ પ્રજાની સેવા બજાવવામાં જોઇએ તેવો ભાગ લેતા નથી, પોતાની સંપત્તિ પોતાનો પિંડ પોષવા ઉપરાંત બીજા કોઈ સારા કાર્યમાં વાપરતા નથી અને ધનવાનના તેજમાં તણાઈને મિથ્યા વખાણ કરનાર મંદબુદ્ધિ મનુષ્યોએ

કરેલાં વખાણથી ફૂલાયા કરે છે, તેવાજ શ્રીમંતોની કરડાકી કરવામાં એ શ્લોક લાગુ પાડી શકાય તેવો છે. પણ જેઓ વ્યાપારવડે આપબળથી ધન મેળવનાર તથા સન્માર્ગે વાપરનાર છે તે પુરુષોમાં તો વિદ્વાનો, રાજદ્વારી પુરુષો, યોદ્ધાઓ, ધર્મપ્રવર્ત્તકો, સુધારકો અને શોધકો વગેરેના કરતાં યોગ્યતાની અપેક્ષા ઓછી રહેતી નથી; કેમકે ખરા વ્યાપારીમાં તો સાક્ષરના જેવી ચતુરાઇ, રાજદ્વારીના જેવી દીર્ઘદૃષ્ટિ, યોદ્ધાના જેવું સાહસ, ધર્મપ્રવર્ત્તકના જેવું જનસ્વભાવનું જ્ઞાન, સુધારક જેવી નવી યોજના કરવાની શક્તિ અને શોધકના જેવાં ધૈર્ય અને વિચારશક્તિ વગેરે સારા સારા ગુણો પોતાના વણજવ્યાપારને ઉપયોગી થઈ પડે એવા આકારમાં હોવા જોઇએજ.

પ્રાચીન વર્ણની વ્યવસ્થાપ્રમાણે પણ વ્યાપાર એટલે વાણિજ્ય ( વણજ ) તે વૈશ્યવર્ણનું સ્વાભાવિક કર્મ છે. બ્રાહ્મણની પેઠે વૈશ્યોને પણ વ્યાપારને ઉપયોગી થઈ પડે તેવી વિદ્યાના સંસ્કારની તથા સાચવટ અને શાહુકારીની અપેક્ષા છે. તેની સાથે પ્રવાસમાં ઉપયોગી થઈ પડે એવા શૌર્ય આદિક પ્રાણ અને ધનના રક્ષણને અર્થે જોઇતા ક્ષાત્ર ( ક્ષત્રિયના ) ગુણોની પણ અપેક્ષા છે; તથા માલના સોદાવકરાને માટે અગમચેતી તેમજ માલની ઉપજના દેશકાળ તથા જથાસંબંધી જ્ઞાન અને ગણિતશક્તિ વગેરેની

અપેક્ષા તો છેજ; તેમાં વળી શૂદ્રના જેવી શરીરનો શ્રમ કરવાની શક્તિ પણ વૈશ્યમાં ઘણે અંશે હોવીજ જોઇએ. ખરા વ્યાપારીમાં ચારે વર્ણના જેવી યોગ્યતાના ઉપયોગી અંશો એક અથવા બીજી રીતે હોવાની આવશ્યકતા છે. 'વ્યાપારનો' સામાન્ય અર્થ તો 'પ્રવૃત્તિ' છે. તેથી ભણવુંભણાવવું તે પઠનપાઠનવ્યાપાર, લડાઈનું કામ તે યુદ્ધવ્યાપાર, વેચવાસાટવાનું કામ તે વાણિજ્યવ્યાપાર ( વણજવેપાર ), વઇતરૂં તે ભારવહનવ્યાપાર એ વગેરે શબ્દોમાં તે તે પ્રકારની પ્રવૃત્તિનો અર્થ દર્શાવવામાં 'વ્યાપાર' શબ્દ યોજાય છે. પરંતુ 'વ્યાપાર' અને 'વ્યાપારી' એ શબ્દો તો વાણિજ્યના સંબંધમાંજ રૂઢ થઇ ગયા છે તે ઉપરથી એ સ્પષ્ટ થાય છે કે–વાણિજ્ય ( વણજ ) વ્યાપારમાં સર્વના વ્યાપારના અંશોનો સમાવેશ થયેલો છે. વાણિજ્ય ( વ્યાપાર )નું આટલું મહત્વ પ્રથમથીજ છે.

આપણો વર્તમાન અનુભવ પણ આપણને સ્પષ્ટ રીતે દર્શાવે છે કે–વાસ્તવિક વાણિજ્યમાં જોઇતી યોગ્યતા એટલે સદ્‌વણિક્‌વિદ્યા ( સારા અર્થમાં વાણિયાવિદ્યા ) તે અભ્યુદય આપનાર થઈ પડે છે. આપણા રાજ્યકર્ત્તા ઇંગ્રેજો તે એક વ્યાપારી પ્રજા છે એ વાત જગત્પ્રસિદ્ધ છે. યુરોપખંડમાં સમશેરબહાદુરી કે જ્ઞાનગર્વ ધરાવ-

નારી બીજી પ્રજાઓ એક પ્રકારના તેજોદ્વેષની લાગણીથી ઇંગ્રેજોને વણિક્ પ્રજા ( Nation of Shop-Keepers ) એટલે દુકાનદારોની પ્રજા કહે છે. એજ ખરા વાણિયા ભાઇઓએ ભૂગોળના એટલા મોટા ભાગ ઉપર પોતાની રાજસત્તા જમાવી છે કે તેમના રાજ્યમાં નિરંતર સૂર્ય પ્રકાશ્યા કરે છે.—આ વાણિયાભાઇના રાજ્યમાં સૂર્ય આથમતોજ નથી, એ કહેવત આખા જગત્માં જાણીતી થઇ ગઇ છે. અહો! વાસ્તવ વાણિજ્યશક્તિનો ચમત્કાર! વણજવેપાર અને વહાણ અથવા તો દુકાન અને દરિયાને આવો ચક્રવર્ત્તિ રાજ્ય ઉત્પન્ન કરે એવો સંબંધ છે તે વાર્ત્તા આપણા પરાક્રમી આર્ય પૂર્વજોને અજાણી નહોતી, અને તેનો સંપૂર્ણ લાભ તેઓ લેતા એમ થોડાક સૈકા ઉપરનો ઇતિહાસ પણ દેખાડી આપે તેમ છે તથા તેની સાખ્ય અદ્યાપિલગી લગ્નાદિક પ્રસંગે ગવાતાં ગીતો પણ પૂરે છે.

આપણો ભરતખંડનો દ્વીપકલ્પ ફરીને વાસ્તવ વ્યાપારની કુશળતા પ્રાપ્ત કરીને આપણા વ્યાપારી રાજ્યકર્ત્તાઓના નાનકડા દ્વીપની પેઠે સઘળા ભૂમંડલમાં મહાન્ ઉદયને પામે તેવી શુભ ઇચ્છાથી આ જીવનચરિત્ર લખવાની પ્રવૃત્તિ કરાય છે.

## આ જીવનચરિત્રના નાયક.

આ જીવનચરિત્રના નાયક શેઠજી શ્રી મોરારજી ગોકુલદાસ તે વ્યાપારી વર્ગનાજ છે. પ્રવૃત્તિસંબંધી બોધ આપનાર જીવનચરિત્રના નાયકરૂપે જે જે યોગ્યતા તેમનામાં પ્રકાશ પામી હતી તે વિસ્તારસાથે લોક સમુદાય આગળ આ ચરિત્રગ્રંથદ્વારા મુકવામાં આવશે; તોપણ અહીં આરંભમાં કેટલુંક દિગ્દર્શન તરીકે કહેવું યોગ્ય છે.

પ્રતિષ્ઠિત કુલમાં જન્મ, પોતાના કુટુંબની ચઢતી પડતીનું જ્ઞાન અને ભાન, ધર્મ ઉપર શ્રદ્ધા, શિરછત્ર જતાં ઉછરતી અવસ્થામાં પરાધીન સ્થિતિનો અનુભવ, સારાસાર વિવેક, વ્યાપારમાં પરિશ્રમસાથે ઉદ્યોગ તથા અગમચેતી ટેક અને મનની મોટાઈ, વ્યાપારનો ભાર છતાં પણ વિદ્યા ઉપર અભિરુચિ, અભ્યુદય અને શ્રીમંતાઇ, સ્વદેશસેવામાં તત્પરતા, તેથી પ્રાપ્ત થએલી સત્કીર્ત્તિ અને રાજસન્માન, નિઃસ્પૃહ સ્પષ્ટવક્તૃત્વ અને વાસ્તવિક સભ્યતા ઇત્યાદિવડે અલંકૃત પ્રવૃત્તિવાળું સફળ જીવન એ હમણાના કેટલાક નિર્માલ્ય જુવાનીઆઓને પ્રવૃત્તિના પંથમાં પ્રવાસને માટે ઘણું ઉપયોગી ભાતું આપીને તેઓના જીવનપ્રવાહને દાસત્વ (નોકરી) ના પરાધીન સાંકડા નાળા કરતાં સ્વદેશને વધારે ઉપયોગી થઈ પડે એવા બીજા માર્ગે વાળી શકે એ સંભવિત છે.

વ્યાપારી તરીકેના જીવનમાં અથવા બીજા સ્વતંત્ર ધંધાદારી તરીકેના જીવનમાં જે સાદાઇ, મહેનત કરવાની ટેવ અને અગમચેતીની જરૂર છે, તે હાલની કેળવણીના ફલરૂપ પ્રજામાં બહુ ઓછી જોવામાં આવે છે. ઉલટા તેથી વિપરીત અવગુણ જેવા કે ઉડાઉપણું, મિથ્યા ઠાઠ, નકામી નાજુકાઇ, લાજુલાડીપણું, ખોટી સભ્યતા, બીજા ઉપર આધાર રાખી બેસી રહેવાની ટેવ અને એશઆરામીપણું-ઇત્યાદિક હાલની કેળવણીદ્વારા આપણી પ્રજામાં પ્રવેશ કરવા પામ્યાં છે—એ સાવધાન અવલોકન કરનારને જણાયાવિના રહે તેમ નથી. આ ચરિત્રનાયક જેવાં પ્રવૃત્તિમાં સિદ્ધિ પામેલા સ્વાશ્રયી મોટા પુરુષોનાં જીવનચરિત્રોજ આપણી પ્રજાના ઉપર કહી ગયા તે દોષોને દૂર કરવાનાં સમર્થ સાધનો છે. તેથી આ ચરિત્ર પણ એજ ઉદ્દેશને લક્ષમાં રાખીને લખવામાં આવશે.

## मोरारजीशेठना पूर्वजोनुं निवासस्थान सौराष्ट्रमां पोरबंदर (सुदामापुरी).

મોરારજીશેઠનું કુટુંબ સૌરાષ્ટ્ર ( એટલે સોરઠદેશ અથવા કાઠિયાવાડ ) માં દક્ષિણ કિનારા ઉપર આવેલા પોરબંદર ( એટલે પુરીબંદર અથવા સુદામાપુરી ) માં ઘણા જુના સમયથી રહેતું હતું. તે કુટુંબ પ્રથમથીજ વ્યાપારી હતું અને પોતાના વ્યાપારને લીધે સારી પ્રતિષ્ઠા

પામેલું હતું, તથા ત્યાંના રજપુત રાજ્યકર્ત્તાઓસાથે સ્નેહસંબંધ ધરાવતું હતું. મોરારજીશેઠ પોતે લખી રાખેલ પોતાના જીવનવૃત્તાન્તમાં લખે છે તેપ્રમાણે આ હકીક્ત વડીલ પરંપરાથી તેમના જાણવામાં આવેલી હતી એટલુંજ નહિ, પણ પોરબંદરના નરેશ મહારાણા શ્રી વિક્રમાતજી પણ ઘણીવાર એ સંબંધને સંભારતા હતા. જ્યારે મહારાણાશ્રીના પૂર્વજો અને તેમના ભાયાતો વચ્ચે પરસ્પર વિગ્રહ ચાલતા હતા ત્યારે મોરારજીશેઠના પૂર્વજો મહારાણાશ્રીના પૂર્વજોને હથિયાર અને લડાઇનો સરંજામ પૂરો પાડવાની મંદદ કરતા હતા. મહારાણાશ્રીના પૂર્વજોનું એક ઘર તો, મોરારજીશેઠના પિતામહના ભાગમાં વૃદ્ધોનું જે એક ઘર આવ્યું હતું, તેની લગોલગજ હતું. વચ્ચે માત્ર એક ભીંતનોજ આંતરો હતો. જ્યારે બીજે સ્થળે રાજ્યે નવો મહેલ બાંધ્યો ત્યારે પેલું જુનું ઘર પાડીનાંખીને જમીન ખુલ્લી કરવામાં આવી હતી.

તેઓ પોરબંદર અથવા પ્રાચીન સુદામાપુરીના નિવાસી ઠક્કર કલ્યાણજી ઉર્ફે કલા શિવજીના પૌત્ર **ગોવિન્દ ભાણજીના** વંશના છે. ગોવિન્દના ચાર પુત્ર શિવજી, લક્ષ્મીદાસ ( લખુ ), નરશી અને રવજી હતા. નાત જાતમાં અને ગામમાં શિવજીની ભારે પ્રતિષ્ઠા હતી. એ ચારમાંથી રવજી તે આપણા ચરિત્રના નાયક **મોરારજી**શેઠના

પ્રપિતામહ ( દાદાના બાપ ) થાય. રવજીને ચાર પુત્ર ધારશી, નારણજી, રણછોડ અને જીવણ હતા. એ ચારમાંથી મોરારજીશેઠે પોતાના પિતામહ ( બાપના બાપ ) જીવણને જોયેલા હતા.

સંવત્ ૧૮૭૦ પહેલાં તેમનો વ્યાપાર ઠા૦ રવજી ગોવિન્દની પેઢીને નામે ચાલતો હતો. તે પેઢીની શાખાઓ મુંબાઇ, કરાંચી, કચ્છના લખપત બંદર વગેરે સ્થળોએ હતી. તેઓને પોતાની માલિકીનાં કેટલાંક કોટિયાં વહાણ હતાં તેવડે તેઓ પોતાનો વેપાર સમુદ્રમાર્ગે ખેડતા.

## प्रारब्धनी प्रतिकूलता अने चरित्रंनायकना पिता तथा पितामहादिकनुं मुंबाइ आववुं.

ઉપર કહી ગયા તેપ્રમાણે પોરબંદરની પેઢી પોતાનો વ્યાપાર પ્રતિષ્ઠાપૂર્વક ચલાવતી હતી; તેવામાં મુંબાઈ ઇલાકામાં સંવત્ ૧૮૬૯ માં ભારે દુકાળ પડચો, તે મનુષ્યાદિક અસંખ્ય જીવોનો સંહાર કરીને 'અગન્યોતરો કાળ' એવું ભયાનક નામ પોતાની પાછળ મૂકતો ગયો છે; તે નામે હજુલગી પણ સોગંદ આપવા લેવામાં આવે છે. બીજા બંદરેથી અનાજ વધારે સોંઘું મેળવી શકાશે એમ ધારીને અગાઉથી વેચાણના જલ્પ કર્યા, અને અનાજના ભાવ તો વધારેને વધારે તેજ થતા ગયા તેથી કરેલા જલ્પ અથવા વાયદાપ્રમાણે અનાજ આપવામાં ભારે ખોટ

ગઈ, કેમકે તેમને મોંઘું ખરીદીને સોંઘું આપવું પડ્યું. વળી જે સમયે મોંઘા ભાવે ખરીદેલું અનાજ તેમની સિલકમાં ઘણું ભરાઈ ગયું, તે સમયે ભાવ પાછા ઉતરવા લાગ્યા તેથી તેઓ સિલક રહેલું અનાજ રાખી રહ્યા અને વેચ્યું નહિ. તેથી પણ તેમને ઘણું નુકસાન ખમવું પડ્યું. આ પ્રમાણે ખરીદતાં તેમજ વેચતાં બંને રીતે તેમને ભારે ખોટ ખાવી પડી.

વળી ‘પડતીમાં પડતું દેખાય’ તે કહેવત પ્રમાણે રવજી ગોવિન્દની પેઢીને બીજો પણ એક જબરો ઘા વાગ્યો. રવજીશેઠના પૌત્રોમાંના એક જગજીવન ધારશી બીજા કોઈ બંદરેથી તેમના વહાણમાં માલ લઇને આવતા હતા. તે વહાણ તેની અંદરના માલ અને માણસોસાથે દ્વારકા આગળ જોખમાયું. ત્યાર પછી તેનો કાંઇ પત્તોજ લાગ્યો નહિ. આ પ્રમાણે પ્રતિકૂળ દૈવને લીધે પોરબંદરની આ પ્રતિષ્ઠિત પેઢીની ઘણી શોચનીય દશા થઈ પડી.

તેથી સંવત્ ૧૮૭૦ અને ૧૮૭૩ ના વચગાળામાં તે પ્રતિષ્ઠિત કુટુંબનો મજીયારો વહેંચી નાખી સઉ એકબીજાથી છુટા થઈ ગયા. મજીઆરામાં માત્ર **રવજી ગોવિન્દની** પેઢીનાં દેવાંજ ભરવાનાં તે વહેંચી લેવાનાં હતાં. બીજી કાંઇ મિલકત તો રહીજ નહોતી. તે દેવાં રવજીના ચાર પુત્રોને માથે તેમના ભાગપ્રમાણે વહેચણ કરીને

નાંખવામાં આવ્યાં હતાં. આપણે આગળ કહી ગયા છીએ કે એ ચાર પુત્રોમાંના એક જીવણ તે મોરારજી શેઠના પિતામહ થાય. તે જીવણ શેઠને પાંચ પુત્ર હતા. તેમનાં નામ ગોકુલદાસ, નેણશી, આણંદજી, પ્રેમજી, અને હરજીવન. એ પાંચમાંના ગોકુલદાસ તે આ પ્રવૃત્તિમાર્ગનો બોધ આપે એવા જીવનચરિત્રના અભ્યુદયશાળી નાયકના પિતા થાય. તે ગોકુલદાસેજ મુંબાઈ આવવાની પહેલ કરી.

આશરે સંવત્ ૧૮૭૪ માં ગોકુલદાસ મુંબાઈ આવ્યા ત્યારપછી સુમારે છમાસે તેમના પિતા જીવણ પણ મુંબાઈ આવ્યા; અને ત્યારપછી જીવણના બીજા પુત્રો પણ મુંબાઈ આવ્યા.

## मोरारजीशेठना पिता आदिकनो मुंबइमां उद्योगारंभ अने शुद्ध निष्ठा.

આપણે અદ્યાપિલગીના વૃત્તાન્ત ઉપરથી જાણીએ છીએ કે આ પ્રતિષ્ઠિત કુટુંબને દ્રવ્યસંબંધી જબરી વિપત્તિ આવી હતી. પ્રથમ તો વૈભવ અને સુખ જોયાં હતાં તથા જીવણશેઠના પાંચે પુત્રોમાં ગોકુલદાસ મોટા હતા, તેથી તેમના અંતઃકરણ ઉપર પોતાના કુટુંબની આપત્તિનો ભાર તેમની સમજણી અવસ્થાપ્રમાણે કેટલો હશે તે તેમનું મન જાણે. આવે સમયેજ ખરા મહત્વવાળા અંતઃકરણમાં

રહેલા અને પેઢીધરથી ઉતરી આવેલા સ્વાભાવિક ગુણોની પરીક્ષા થાય છે. ખરી ખાનદાનીમાં ઉછરેલા પણ ઉતરતી વયે અણચિન્તી આપત્તિ આવવાથી સ્તબ્ધ થઈ ગયેલા એવા પિતા પોતાને માથે અને મુડીમાં પોતાને ભાગે આવેલાં ભરવાનાં દેવાં-એવી સ્થિતિમાંજ ગોકુલદાસે પોતાનાં દ્રઢતા અને ઉત્સાહ બતાવ્યાં. વ્યાપારમાં પોતાની પેઢી • ઉપર પડેલા મારથી ભય પામીને અથવા તો આપણા બાપદાદાનું વતન છોડીને પરગામ ક્યાં જઇએ, એવા આજકાલના વેપારીઓના અને પડતીમાં આવેલા ખાન-દાનોના જેવા ઘરકુકડીઆ નિર્માલ્ય વિચારોને વશ નહિ થતાં પોતાના વ્યાપારી પૂર્વજોના સાહસ અને ઉત્સાહના ગુણો ગોકુલદાસે દર્શાવ્યા.

* * * * * *

* * * * * *

**तातस्य कूपोऽयमिति ब्रुवाणाः ।**
**क्षारं जलं कापुरुषाः पिबन्ति ॥**

**અર્થ:—** * * * * * *

આ કુવો મારા બાપનો છે એમ કહીને જેઓ ખારૂં પાણી પીએ છે તેઓ પુરુષાતનવિનાના મનુષ્યો હોય છે-અર્થાત્ જેઓમાં પુરુષાર્થની શક્તિ હોય છે તે તો ગમે તે સ્થળે જઇને પણ મિષ્ટ જળ મેળવે છે.

એ નીતિવચનપ્રમાણેજ પોતાનું પરાક્રમ અજમાવવાને માટે ગોકુલદાસે મુંબાઈમાં આવીને ફરીને દુકાન કરી બંગાલી રેશમી કાપડનો વ્યાપાર આરંભ્યો. આપણા લોકપ્રિય ગુર્જર કવીશ્વર શ્રીશામળદાસ કહે છે કે:—

## દોહરો.

**બ્રાહ્મણ જળથી ઓસરે, ક્ષત્રિય રણથી જાય;**
**વૈશ્ય ડરે વ્યાપારથી, કાયર તે કહેવાય.**

શામળસતશઈ.

મોરારજીશેઠના દાદા જીવણશેઠે બંદરમાં માલ આવે કે તેના જથાબંધ વેચાણના સોદા બેસાડનાર ખાંડના દલાલનું કામ કરવા માંડ્યું. મોરારજીશેઠના ત્રણ કાકા આણંદજી, પ્રેમજી, અને હરજીવને કાપડની એક દુકાન ઉઘાડી. સંવત્ ૧૮૯૭ લગી એટલે ૨૩ વર્ષલગી પોતાની તથા પોતાના દીકરાઓની કમાણીમાંથી જે નાણાં બચાવ્યાં હતાં તેવડે વૃદ્ધ જીવણે પોતાને ભાગ આવેલાં પોતાનાં વડીલોનાં દેવાં પતાવ્યાં. આવી શુદ્ધ-નિષ્ઠાનાં મનુષ્યો હતાં તે વખતેજ વ્યાપારીઓમાં એક બીજાનો વિશ્વાસ અને ખરો વ્યવહાર હતો. મુદતના કાયદા અને નાદારીના ધારાને અંગે દાખલ થયેલા અનર્થોએજ હાલના વ્યવહારને અતિશય તંગ દશામાં આણ્યો છે. ગમે ત્યારે અને ગમે તેટલે

વર્ષે પણ પોતાના લેણદારોનું મન મનાવવા જેવી શુદ્ધ નિષ્ઠા અથવા શાહુવટ એજ વ્યાપારની ખરી જડ છે.

વૃદ્ધ જીવણ પોતાના નાના દીકરા સાથે જુની હનુમાનગલીમાં સંવત્ ૧૮૯૬ લગી રહેતા હતા; અને આપણા ચરિત્રનાયકના પિતા ગોકુલદાસનો સ્વભાવ ખર્ચે-ખૂટણ વગેરેમાં ઉદાર હતો, તે બીજાં ભાંડુઓને ભારે ન પડે તેટલામાટે તેઓ મોરારજીશેઠના જન્મ પહેલાંથીજ પોતાના પિતા તથા ભાઇઓથી જુદા રહેતા હતા. પોતાના પિતાનો આ ગુણ તે મોરારજીશેઠમાં પણ ઉતરી આવેલો હતો તે આપણને આ જીવનચરિત્રમાં આગળ જતાં જણાશે.

શેઠ ગોકુલદાસે ચારવાર લગ્ન કર્યાં હતાં, તેમાંનું છેલ્લું લગ્ન તેમણે નવીબંદરવાળા ઠા૦ દામોદર રાઘવજીનાં પુત્રી બાઈ સુંદરસાથે કર્યું હતું. આ ઠા૦ દામોદર રાઘવજી તે પહેલા બૅરોનેટ સર જમશેદજી જીજીભાઈ બાટલીવાળાની પેઢીના દલાલ હતા.

શેઠ ગોકુલદાસનાં છેલાં પત્ની બાઈ સુંદરને પહેલા ખોળાનું જે સંતાનરત્ન થયું તેજ આ જીવનચરિત્રના નાયક ઑનરબલ શેઠજી શ્રીમોરારજી સી. આઇ. ઇ. થયા.

## પ્રકરણ ૨.

## મોરારજીશેઠનો જન્મ અને બાલ્યાવસ્થા.–

મોરારજીશેઠ, વિ. સં. ૧૮૯૦ ના આશ્વિન માસમાં કૃષ્ણપક્ષની દ્વાદશી ( આસો વદ ૧૨ ) તા. ૨૯ મી અકટોબર સને ૧૮૩૪ ને રોજ, મુંબાઈમાં વિઠ્ઠલવાડીમાં મૂળજી જેઠાની માર્કેટપાસે, ધાકજીની ચાલીમાં જન્મ્યા હતા. તેમનું કુટુંબ ઉદ્દેશીનુખવાળું છે, તથા ક્ષત્રિય વર્ણની ભાટિયા જ્ઞાતિનું છે; તે શુકલ યજુર્વેદની કણ્વશાખા તથા ત્રિપ્રવરી શાંડિલ્યગોત્રવાળું છે.

જ્યોતિષશાસ્ત્રઉપર શ્રદ્ધા ધરાવનાર મોરારજીશેઠના પિતાએ પોતાના પુત્રનો, ખરો જન્મસમય સાધીને જન્માક્ષર કરાવેલા હતા.

હાલના સમયમાં આપણને જે કાંઇ ન સમજાયું તે સઘળું ખોટું એવા વલણઉપર ચઢીને, આપણે આપણા પૂર્વજોએ મહાન્ શ્રમે ધોરણસર બાંધેલાં કેટલાંક શાસ્ત્રોને પણ વહેમ ઠરાવીને વિદાય કરવા બેઠા છીએ. પણ શાસ્ત્રીય પ્રયોગોદ્વારા આગળ વધ્યે જતા ઈંગ્લંડ જેવા દેશના જાણીતા જ્યોતિષી મિ. એલન લિયો જન્માક્ષરવિષે શું કહે છે તે જુઓ:—

"What does it mean, this curious wheel, with all those queer little figures in it, something like a back-gammon board, or a chess problem? Is it a game?

Yes; the Game of Life. In the last life it was your move; *and you made it*......and when you reappeared after supper, having nearly forgotten about the game, Destiny had made *his* move! And here you are now, in this twentieth century, confronted with the little problem before you, *Your Horoscope*.

First of all, what does it mean?—and what is your best move? The chief thing is this, to find how the game stands; not to move blindly—"

Page xix. "What is Astrology?"—
by Alan Leo.

**ભાવાર્થ:**—"એક પ્રકારની બાજીના પાટિયા અથવા શેતરંજના પટની પેઠે, જેમાં પેલી બધી નાની નાની ઓરતરેહની આકૃતિયો મૂકેલી છે એવા એ વિચિત્ર કુંડળામાં શો અર્થ રહેલો છે? એ એક રમવાની બાજી તો નથી શું?

હા, તે જીવનની બાજીજ છે. તેમાં ગયા જન્મમાં ચાલ ચલાવવાનો તમારો વારો હતો; અને તમે તેપ્રમાણે તમારાં કર્મરૂપ મ્હોરાં ચલાવેલાં હતાં...અને ત્યારપછી તમે જાણે વાળુ કરવાને ઉઠ્યા હો તેમ તે બાજીઉપરથી ઉઠીને ગયા હતા; તમે પાછા આ જન્મમાં આવ્યા છો ત્યારે તમારા પૂર્વજન્મની બાજીની સ્થિતિ લગભગ વિસરી ગયા છો. તમે ફરીને આ જન્મ લીધો તે દરમ્યાન **પ્રારબ્ધગતિનો** ખેલવાનો વારો હોવાથી તેણે પોતાનાં મ્હોરાંની ચાલ ચલાવી છે; અને આ વીસમા સૈકામાં તમે જન્મ્યા ત્યારે તમારી આગળ આ નાનો સરખો શેતરંજનો પટ આવીને ખડો થયો છે–તે **આ તમારા જન્માક્ષરની કુંડલી છે.**

સઉથી પહેલાં આ બાજીનો પટ શું સૂચવે છે ?–અને તમારે ખેલવાની હવે સારામાં સારી ચાલ કયી છે? તમારી બાજી હાલ કેવી સ્થિતિમાં છે તે શોધી કાઢવું એ મુખ્ય બાબત છે; આંખો મીચીને મ્હોરાં આગલ ચલાવવાં નહિ."—પૃષ્ઠ ૧૯ મું એલન લિયોકૃત—" જ્યોતિષ એટલે શું ?"

આ જ્યોતિષશાસ્ત્રનો ખરો ઉપયોગ તો ત્યારે થતો કે જ્યારે સંકલ્પબળ અને પુરુષાર્થના પૂર્ણ નિયમો જાણનારા મહર્ષિઓ એક કર્મની અસરને તેના પ્રતિકારરૂપ

કર્મવડે દૂર કરવા સમર્થ હુતા. તેઓ માનવજીવનની ઉન્નતિના ક્રમમાં ભવિષ્યના ક્રિયમાણુની ઉત્તમ વ્યવસ્થા કરી આ શાસ્ત્રને પણ સુખની પ્રાપ્તિ અને દુઃખની નિવૃત્તિ-સંબંધી મોટામાં મોટા પુરુષાર્થના પ્રશ્નમાં યોજતા. પણ હાલ પ્રારબ્ધના નામ ઉપર નિઃશ્વાસ નાખી આળસ અને પ્રમાદને સેવનાર જડ મનુષ્યોએ આ શાસ્ત્રને ભય, ચિન્તા અને શોકનું સાધન બનાવ્યું છે. તેમાં એવાં અજ્ઞાન મનુષ્યોનો તેમજ લેભાગુ જોશીઓનો દોષ કાઢવાને બદલે એ શાસ્ત્રનેજ દેશવટો દેવો એ આ વિદ્યાકળાની વૃદ્ધિના જમાનાને ઘટતું નથી. કેમકે આ શાસ્ત્ર પણ ‘ આ બ્રહ્માંડમાં છે તેજ આ પિંડમાં છે’ અને ‘પદાર્થમાત્રની એકબીજા-ઉપર અનેક પ્રકારની પ્રકટ અને ગુપ્ત અસરો હોય છે જ ’—એ અડગ અને કુદરતી સત્ય ઉપરજ બંધાયલું છે.

છતાં વાયુચક્રશાસ્ત્રીઓના વર્તારાઓની પેઠે કોઈ કોઈ વાર જોશીઓના વર્તારાઓ પણ કોઈ જ્ઞાત કે અજ્ઞાત કારણોથી ખોટા પડે છે. પણ તેટલાજ ઉપરથી તે શાસ્ત્રનાજ ખોટાપણાને સિદ્ધ માની બેસવું એ વિવેકી અંતઃકરણને યોગ્ય લાગે તેમ નથી. વાયુચક્રશાસ્ત્રી અને તેવાંજ બીજાં શાસ્ત્રોમાટે આપણે એટલી ન્યાયવૃત્તિ વાપરીએ છીએ ત્યારે જ્યોતિષશાસ્ત્રે શો અપરાધ કર્યો કે તેને જુઠુંજ ગણવું.

## મોરારજીશેઠના જન્માક્ષરની કુંડળીઃ-




આ જન્મકુંડલીના ગ્રહોના ભાવ તથા યોગવિષે બારીક રીતે જ્યોતિષશાસ્ત્રનાં પ્રમાણો આપી વિવેચન કરીએ તો મોરારજીશેઠનું ભાવિ ચરિત્ર આખું આ સ્થળેજ કહેવા બેસવા જેવું થાય—એ પ્રમાણે ગ્રહોનું ખરાપણું છે, તેથી ઘણોજ સંક્ષેપ કરી અત્રે માત્ર સૂચવવામાં આવે છે.

( ૧ ) પ્રથમથી તે છેવટલગી મોરારજીશેઠના શરીરમાં જે ફેરફારો થયેલા હતા તે, તથા ૩૨ થી ૫૦ વર્ષ લગીનું મધ્યમ આયુષ્ય, ( ૨ ) વિજાતિ રાજ્યો તરફથી મોટી પ્રતિષ્ઠા, ( ૩ ) સ્વપરાક્રમથી વ્યાપારમાં લાભ અને ધનપ્રાપ્તિ, તેમજ એક સમયે ધનહાનિ, ( ૪ ) રાજમહાલય જેવાં મકાનો, વાહનો વગેરેની પ્રાપ્તિ, ( ૫ ) પ્રવાસતત્પર સ્વભાવ અને નાનાપણથીજ તીર્થયાત્રા, ( ૬ ) માતાપિતાની હયાતીની મુદત, ( ૭ ) તીવ્ર, માની, ઉત્સાહી, સુનીતિમાન્, ધર્મનિષ્ઠ અને ખરાબોલો સ્વભાવ, ( ૮ ) નિડરતા અને પ્રતાપયુક્ત પરાક્રમ, ( ૯ ) સન્મિ-

ત્રોની પ્રાપ્તિ, બહોળી મહેમાનગત અને ઉદાર સ્વભાવ, ( ૧૦ ) પોતાના આયુષ્યના પાછલા ભાગમાંજ આયુષ્ય-વાળી સંતતિની ઉત્પત્તિ, ( ૧૧ ) એક કરતાં વધારેવાર થયેલાં લગ્ન, ( ૧૨ ) પોતાના નિકટના બંધુઓ વિરોધ રાખે તોપણ તેમના હિતમાટે ચિન્તા અને પ્રયાસ કર-વાની લાગણી—વગેરે બાબતો એવી તો સ્પષ્ટ રીતે મોરા-રજીશેઠના ગ્રહો ઉપરથી નિકળી આવે છે કે તે જન્મ-કુંડળીના ગ્રહોના તેમજ જ્યોતિષશાસ્ત્રના એક શાસ્ત્રરૂપે ખરાપણાવિષે શંકા રહેતી નથી.

મોરારજીશેઠના જન્મપછી બે માસ ને બે દિવસે તેમના પિતાનાં માતુશ્રી જમનાબાઇ દેવલોક પામ્યાં. જ્યારે મોરારજીશેઠ બેત્રણ વર્ષના થયા ત્યારે તેમનાં માતા-પિતા તેમને લેઇને શ્રીદ્વારકા ગયાં હતાં. સંવત્ ૧૮૯૫ થી એટલે મોરારજીશેઠ પાંચ વર્ષના થયા ત્યારથી સઘળી બિનાઓ તેમને બરાબર યાદ હતી, એમ તેમણે નિજવૃત્તાન્તમાં લખેલું છે.

તેઓ લખે છે કે સંવત્ ૧૮૯૬ માં તેમના કાકા નેણશી, એક દીકરો નામે લક્ષ્મીદાસ અને દીકરી નામે રતનબાઇ મૂકીને, ગુજરી ગયા. ત્યારપછી એટલે સંવત્ ૧૮૯૬ અને ૧૮૯૭ ની વચમાં મોરારજીશેઠનો વિવાહ ઠા૦ કલ્યાણજી ખેતશીનાં પુત્રીવેરે જોડાયો હતો. સંવત્ ૧૮૯૭-

માં નેણશીના દીકરાનાં લગ્નઉપર મોરારજીશેઠ પોતાનાં માતુશ્રી તથા કાકા પ્રેમજીસાથે પોરબંદર ગયા હવા. તે સમયે તેમના દાદા જીવણશેઠ પણ પોરબંદરજ હતા. તે સમયે સમુદ્રમાર્ગે પોરબંદર જતાં તેમને નવ દિવસ લાગ્યા હતા.

## મોરારજીશેઠનો ચૌલસંસ્કાર.

તેમનો કુલાચાર એવો છે કે જનોઇ દેતાં પહેલાં **કાંટેલા**નામે સ્થળે વાળ ઉતરાવવા જોઇએ. તેપ્રમાણે મોરારજીશેઠને તે સ્થળે લેઇ જઇ ચૌલ અથવા મુંડન-સંસ્કાર કરવામાં આવ્યા હતા. આ પ્રસંગે તેઓ માધવ-પુર પણ ગયા હતા.

મોરારજીશેઠે નિજવૃત્તાન્તમાં પોતાનો સ્વભાવ બાળકઅવસ્થામાં કેવો હતો તે દર્શાવી આપે એવા પ્રસંગો કેટલાએક લખેલા છે, તે સામાન્ય વાંચનારાઓને ઘણા તુચ્છ બનાવો જેવા લાગે એમ છે, પરંતુ તે બનાવોઉપ-રથી જણાતાં ચરિત્રનાયકની લાગણીઓનાં સ્વરૂપઉપરથી ભવિષ્યમાં તેમણે જે અભ્યુદય મેળવ્યો તથા મનના જે ઉત્તમ ગુણો દર્શાવ્યા તેનો સંબંધ વિચારવો એ મનુષ્ય-પ્રકૃતિ અથવા જનસ્વભાવનો અભ્યાસ કરનારાઓને ઉપ-યોગી અને રસ પડે તેવું હોવાથી એવા વિષયોમાં કોઇ કોઇ સ્થળે વિસ્તાર કરવામાં આવેલો છે.

## બાલ્યાવસ્થાનો તેમનો સ્વભાવ તથા તે સંબંધી વિચાર.

માધવપુર જતાં એવો પ્રસંગ બન્યો કે મોરારજી-શેઠના કાકાએ તેમને સહજ ઠપકો દીધો હશે, તે ઉપરથી તેમને એટલી રીસ ચઢી ગઈ કે ઉતરતા એપ્રિલ અથવા બેસતા મે માસના ખરા ઉનાળામાં ખરા બપોરે અંગઉપર કાંઈપણ વસ્ત્ર પહેર્યા વિના તેમણે માઇલના માઇલ પગ-પાળા ચાલ્યા કર્યું.

બાળકોમાં આવો તીખો સ્વભાવ જોઇને ઘણાખરા વડીલો મનુષ્યસ્વભાવ અને પોતાનો ધર્મ નહિ સમજતાં એવા સ્વભાવને સારી રીતે કેળવવાને બદલે એવી તીખી લાગણીને અયોગ્ય રીતે દાબી નાંખવાને પ્રયત્ન કરે છે. તેનો પરિણામ એ આવે છે કે, તે બાળક આગળ જતાં મોટી ઉમરે કાંતો અયોગ્ય રીતે ક્રોધી અથવા તો કેવળ મોળા સ્વભાવના નિર્માલ્ય મનુષ્યતરીકે વ્યવહા-રની રંગભૂમિઉપર દેખાવ દે છે. એવાંજ મનુષ્યોની ઘણી મોટી સંખ્યા એ પણ આપણા દેશની હાલની પડતી દશાનું એક મુખ્ય કારણ છે.

પરંતુ સારા ભાગ્યે મોરારજીશેઠની બાળક અવસ્થાના સંસ્કારમાં એવા અનુકૂળ સંયોગો પ્રાપ્ત થયા હતા કે જેથી એમના તીખા સ્વભાવે ટેક અથવા સ્વાભિમાન,

નિઃસ્પૃહતા, અભિપ્રાયની સ્વતંત્રતા, બીજાને થતી અયોગ્ય અડચણને માટે લાગણી અને ઉત્સાહમય ઇચ્છાશક્તિની શાખાવાળું એક સદ્ગુણવૃક્ષ તેમના અંતઃકરણમાં આગળ જતાં ઉત્પન્ન કર્યું.

તે સંયોગોમાંનો મુખ્ય સંયોગ તો એ હતો કે મોરારજીશેઠના પિતા ગોકુલદાસ એક વ્યાપારી છતાં પણ યોગ્ય રીતે ઉદાર હતા, અને તે પોતાના બાળક પુત્રનું મન જોઇતા પદાર્થો પૂરા પાડવામાં જરીક પણ સંકોચ કરી ખિન્ન કરતા નહિ. વળી ગોકુળદાસ આનંદી અને ગમતી સ્વભાવના હતા. તેથી આપણા ચરિત્રનાયકના તીખા સ્વભાવને સદ્ગુણરૂપમાં આણવામાં અને સદ્ગુણ-રૂપે વિસ્તારવામાં તેમની બાળક અવસ્થામાં તેમના પિતાનો સ્વભાવ તે મુખ્ય પોષણ આપનાર હતો.

વળી મોરારજીશેઠના ઇંગ્રેજી નિજવૃત્તાન્તઉપરથી જણાય છે કે તેમના ઉપર તેમના પિતાનો એટલો બધો પ્રેમ હતો કે તે ઘણીજ બાળકઅવસ્થામાં હતા ત્યારથી તેમના પિતા કામકાજે કે ગમે ત્યાં જતા ત્યાં તેમને પોતાની સાથે લેઈ જતા. તે તેમને પોતાની પાસે ને પાસે રાખતા, અને જ્યારે રાત્રે નવ કે દશ વાગ્યે તે ઘેર જતા ત્યારેજ તે તેમને પાછા ઘેર લેઈ જતા. મોરારજીશેઠમાં જે વ્યાપારસંબંધી પ્રબળ સંસ્કાર પડેલા તેમાં આ સંયો-

ગને એક મુખ્ય કારણરૂપે ગણવો જોઇએ. ઘણીજ નાની વયમાંથી તેમને પોતાના પિતાના અને તેમની સાથે સંબંધ ધરાવનાર વ્યાપારીઓના નિરંતર સહવાસને લીધે વ્યાપારસંબંધી સ્વાભાવિક શિક્ષણે અનાયાસેજ તેમનામાં પ્રવેશ કર્યો હતો. વ્યાપારીઓની રીતભાત, વ્યાપારીઓની વાતચિત, વ્યાપારીઓનાં કામકાજ, વ્યાપારની વસ્તુઓ અને સાધનો, સંક્ષેપમાં આખા વ્યાપારી વાતાવરણની મધ્યે મોરારજીશેઠની બાલ્યાવસ્થા જેવી સંસ્કારગ્રાહક અવસ્થા ગળાઇ હતી. તેથીજ મોરારજીશેઠ દ્રવ્યના ઉપાર્જન અને સંરક્ષણસંબંધી એવી તો સ્વાભાવિક અગમબુદ્ધિ અને અગમચેતીથી કામ કરતા કે, કેટલાક મનુષ્યો એ અગમબુદ્ધિનાં અને અગમચેતીનાં ફળને ‘ કાકતાલી ન્યાય ’ જેવા લાભરૂપે માની લેતા. પણ ખરૂં જોતાં તો તે લાભ, આવા સ્વાભાવિક વ્યાપારી સંસ્કારો અને તે પણ વંશપરંપરાના વ્યાપારી ગુણોના પાયાઉપર રચાયા હતા, તેનોજ પરિણામ હતો.

મોરારજીશેઠના પિતાને ઇભરામ કડુની પેઢીતરફથી ઘણું કામ મળતું, અને તે પેઢીના ભાગીદારો હરકાંઇ કામકાજમાટે તેમને ઘેર આવતા જતા. મોરારજીશેઠ તે પેઢીની દુકાનેજ સુઇ રહેતા અને ઘણોખરો સમય તેઓ ત્યાંજ ગાળતા. આ સમયે મોરારજીશેઠની

ઉમર પાંચછ વર્ષની હુતી, તેઓ જ્યારે જ્યારે તે પેઢી-ઉપર જતા, ત્યારે ત્યારે તે પેઢીવાળાઓ તેમને મીઠાઇ ખાવા અપાવતા અને બીજા મુસલમાન વેપારીઓ પણ તેમના ઉપર ઘણી મમતા રાખતા. મોરારજીશેઠના પિતા આ સમયે મુખ્ય **વીમાદલાલ** તરીકે કામ કરતા. વીમા ઉતારનાર અને વ્યાપારીઓ વચ્ચેના ઘણાખરા વાંધાનું સમાધાન એજ કરી આપતા. બચપણમાંથી આ પ્રમાણે વ્યાપારીઓનોજ સહુવાસ મોરારજીશેઠને નિરંતર રહેતો.

મોરારજીશેઠના પિતાએ માંડવીરસ્તાઉપર મોદી-ખાનાની દુકાન રાખનાર હરિદાસ સુંદરદાસને ત્યાં જાથુ-કનું ખાતું રાખેલું હતું. ત્યાંથી તે સાધુસંતને સીધાં અપાવતા. મોરારજીશેઠ પોતાના નિજવૃત્તાન્તમાં લખે છે કે, તેમના પિતાનો સ્વભાવ દયાળુ પ્રેમાળ અને ઉદાર હતો. પોતાના પિતાના આ ગુણો મોરારજીશેઠના જાણુ-વામાં તથા જોવામાં આવેલા, અને તેની છાપ તેમના પોતાના આચાર વિચારમાં પણ પ્રકટ થતી આપણને આ ચરિત્રમાં આગળ ઉપર જણાશે.

## મોરારજીશેઠના પિતાનો સ્વભાવ.

મોરારજીશેઠના પિતાને ખાનપાન અને ઉજાણીનો ઘણો શોખ હતો, તથા તેમને સ્વચ્છ વસ્ત્ર અને ઘરે-

ણાંનો એટલો શોખ હતો કે જડિત પોંચી, કંઠી અને વાળિયો વગેરે પોતાના આખરના સમયલગી પણ પહેરતા હુતા. વળી તેમને જ્યોતિષશાસ્ત્રઉપર ઘણી શ્રદ્ધા હતી. તેથી પોતે ઘણીવાર જોશીઓની સલાહ લેતા અને મોરારજીશેઠની જન્મોત્તરી પણ છેક તે ત્રણ વર્ષના હુતા ત્યારથી જોશીઓને દેખાડતા. તેમનો સ્વભાવ આનંદી હુતો અને જોશ જોવરાવીને પણ તે ઘણો આનંદ પામતા. કેમકે મોરારજીશેઠની જન્મોત્તરી તેમણે જોશી ઝીણાંભટ્ટ પાસે કરાવી હુતી, અને તેમાં સારા ગ્રહ પડેલા છે એવો જોશીઓનો અભિપ્રાય મળતો. વાતચિત કરવામાં પણ તે ઘણા ગમતી હુતા. મોરારજીશેઠના પિતા તેમને કદી પણ મારતા કે ખીજતા નહિ અને પોતાના ગજાઉપરાંત શ્રમ અને ખર્ચ કરીને પણ તે પોતાના બાળક પુત્રની પ્રસન્નતા જાળવતા. એ હકીકત મોરારજીશેઠે પોતેજ પોતાના વૃત્તાન્તમાં લખેલી છે.

## पंढरपुरनी यात्रा.

સંવત્ ૧૮૯૭ ના વર્ષમાં મોરારજીશેઠનાં માતાપિતા ગિરધર ઓધવજીની સાથે પંઢરપુરની યાત્રાએ તેમને લેઇને ગયાં હુતાં. પનવેલમુકામે જઇને તેઓએ

૧ તેમના પુત્ર રા. રા. રામશંકર, મોરારજીશેઠના વખતથી હજીસુધી સોલાપુરમિલની ઓફીસમાં હેડ એકાઉન્ટંટનું કામ કરેછે.

પંઢરપુરલગી ગાડાં ભાડે ઠરાવ્યાં. મોરારજીશેઠના માટે તેમના પિતાએ પંઢરપુર જતાઆવતાનું ભાડું ઠરાવી એક ઘોડો રાખ્યો. ખંડાલાના ઘાટના ઢાળઉપર ગાડાં એકદમ ગગડી ન જાય તેટલા માટે તે સમયે ગાડાંનાં પૈડાં દોર-ડાંવતી બાંધી ફરે નહિ તેમ સજડ કરી લેવામાં આવતાં.

## મોરારજીશેઠનું વાટમાં વિખુટા પડવું.

ખંડાલે આવીને તેમણે સર જમશેદજી જીજીભા-ઇની ધર્મશાળામાં મુકામ કર્યો. ત્યાંથી પરોઢના ત્રણ વાગ-તાંને સુમારે તેઓ ખંડાલાથી કાંપલી જવાને ઉપડ્યા. માર્ગમાં આગળ જતાં મોરારજીશેઠનો ઘોડાંવાળો પાછળ ગાડાંસાથે રહ્યો, અને ગિરધર ઓધવજીનો દિકરો ધનજી તથા મોરારજીશેઠ બંને ઘોડાઉપર બેઠેલા હોવાથી આગળ નિકળી ગયા. દક્ષિણનાં કેટલાંક ઘાટી ટટ્ટુને એવી ટેવ હોય છે કે તેઓ એક બીજાની પાછળજ ચાલ્યા કરે, અને જો એકલાં પડે તો અટકીને ઉભાં રહે. મોરારજી-શેઠના ઘોડાના સંબંધમાં પણ એવુંજ બન્યું. ધનજીનો ઘોડો વધારે ઉતાવળો ચાલનાર હોવાથી આગળ નિકળી ગયો, અને મોરારજીશેઠનો ઘોડો એકલો પડયો એટલે તે તો ત્યાંજ અટકી ગયો, તે ગમે તો મારી નાખો તો પણ એક ડગલું આગળ ચાલે નહિ. ધનજીનો ઘોડો એકાદ માઇલ આગળ નિકળી ગયો હતો; ગાડાં એક કે

બે માઇલ પાછળ આવતાં હતાં; અને ખંડાળાના ઘાટના લગભગ અધવચને ભાગે આપ્રમાણે બન્યું. જંગલમાં અને ઘણા અંધારાવાળા સમયે આપ્રમાણે છસાત વર્ષના મોરારજીશેઠ એકલા પડ્યા. તેમના પગે રૂપાની કલ્લી અને સાંકળાં હતાં, તેમણે તો રોવા માંડ્યું—ઘોડો તો આગળ ચાલેજ નહિ અને પાછો પણ વળે નહિ. તેથી•તે ઘોડાઉપરથી તે ઉતરી પડ્યા અને કેટલાંક ઘાસનાં ગાડાં તે ઘાટ ચઢતાં હતાં તેની પાછળ રોતા રોતા અને ડૂસકાં ભરતા ચાલ્યા. આ દશામાં તે એક માઇલ ચાલ્યાં. પછી એવું બન્યું–કે તેમનાં માતુશ્રી વગેરે સાથનાં બીજાં મનુષ્યો આગળ નિકળી જઇને ઘાટ ઉતરતાં એક ઝાડનીચે વિસામો ખાવા બેઠાં હશે; તેમાંથી મોરારજીશેઠનાં માતુશ્રીએ એક રોતા બાળકનો અવાજ સાંભળીને ઘાંટો પાડીને પૂછયું:–"અરે ! તું કોણ છે અને કેમ રૂવે છે ?" મોરારજીશેઠે પોતાની માનો અવાજ ઓળખ્યો અને તેમની પાસે દોડતા ગયા. પછી સાથનાં માણસો બધાં એકઠાં થયાં અને ઘાટ ઉતરીને નીચે ગયાં ત્યારે મોરારજીશેઠવાળો ઘોડો આગળ ઉતરીને ચરતો જણાયો. મોરારજીશેઠનાં માતાપિતા આ બનાવથી આશ્ચર્ય પામ્યાં અને કાંઇ ઇજા ન થતાં પોતાનો પુત્ર સહીસલામત આમ અકસ્માત્ મળી ગયો તેથી તેમને

આનંદ પણ થયો. આ બનાવ પંઢરપુરથી પાછા મુંબાઇ આવતાં બનેલો જણાય છે.

## मोरारजीशेठना पितानुं वात्सल्य.

પંઢરપુરની યાત્રાએથી તેઓ પાછા મુંબાઇ આવ્યા ત્યારે તેમના જાણવામાં આવ્યું કે મોરારજીશેઠના કાકા આણંદજી ગોકુલમથુરાની યાત્રાએ ગયા હતા, તથા તેમના બીજા બે કાકા પ્રેમજી અને હરજીવને એક ઘોડાનું શિઘરામ રાખ્યું હતું. તે જોઇને પોતાને માટે પણ ગાડી જોઇએ એવી હઠ લેઇ બાળક મોરારજીશેઠે રોવા માંડયું. મોરારજીશેઠના ત્રણ કાકાઓવચ્ચે આશરે એશી હજારની પુંજી હતી, અને મોરારજીશેઠના પિતાપાસે તો આ સમયે માત્ર આશરે દશ હજાર રૂપૈયાજ હતા. તેથી આવી સ્થિતિમાં ગાડીનો વૈભવ રાખવો એ અયોગ્ય ગણાય, તોપણ પોતાના પુત્રના મનને પ્રસન્ન રાખવાને માટે ગોકુલદાસ, કસનદાસના પિતા નેણુસી ઠાકરસીવાળું, સુંદર લીલા રંગનું ટટ્ટુ અને બગી ખરીદી લાવ્યા. કાંઇક પોતાના સાધન કરતાં પણ પોતાના બાળકની પ્રસન્નતા જાળવવાની યોગ્ય મમતા ગોકુલદાસમાં અધિક હોવાવિષે જે આગળ કહ્યું છે, તેનો આ એક દાખલો છે.

અયોગ્ય લાડ લડાવવાં અથવા ઉડાઉપણું એ તો હાનિકારક છેજ-પણ પોતાના બાળકની ઇચ્છા અથવા

સંકલ્પ અને ઉત્સાહનું બળ નરમ પડી જાય નહિ તેવી રીતે બાળકની ઇચ્છા સંપાદન કરી તેને પ્રસન્ન રાખવાની આવશ્યકતા એટલી તો મોટી છે કે તેવિષે જે કાંઇ કહેવામાં આવે તે ઓછું છે. ઇચ્છાશક્તિથી ઈશ્વરે જેમ આખું બ્રહ્માંડ બનાવ્યું છે, તેજ પ્રમાણે મનુષ્ય પણ પોતાના ઇચ્છાબળથી પોતાનું આખું ભવિષ્ય રચે છે; તે ઇચ્છાબળને પોષણ મળે તેવી રીતે વર્ત્તવું એ એક માતાપિતાનો પોતાનાં સંતાન પ્રત્યેનો મોટામાં મોટો ધર્મ છે. આ ધર્મ ન સમજી તેનાથી ઉલટું ડહાપણ ડહોળવામાં પોતાને વિવેકી અને શાણાં સમજનાર માતાપિતાઓને લીધે જ ઉત્સાહભંગવાળી મોઇકાંગલી પ્રજા આપણા દેશમાં વધતી જાય છે. તેનો એક ઉપાય આ મોરારજીશેઠના પિતાના સ્વભાવના રૂડા અને યોગ્ય અનુકરણમાંજ રહેલો છે એટલુંજ અત્ર સૂચવવું યોગ્ય છે.

## मोरारजीशेठनुं कुटुंब मकान खरीदे छे.

સંવત્ ૧૮૯૮ ની સાલલગી મોરારજીશેઠના પિતા ભાડાનાજ મકાનમાં રહેતા હતા. આ સાલમાં પરમાનંદ ગિરધર નામની આશામી ભાંગી, અને તેનું એક રૂ. ૪૦૦૦૦) ની કીંમતનું ઘર સર જમશેદજી જીજીભાઇ બાટલીવાળાના લેણાપેટે વેચાતું હતું. મોરારજીશેઠના પિતાએ પોતાના ભાઇઓને સમજાવ્યા અને તેમની સાથે

સરખા ભાગમાં તે ઘર રૂ. ૧૮૭૦૦) માં રાખી લીધું. તે ઘર ખરીદ્યા પછી તેના વાસ્તુના પ્રસંગે ગોકુળદાસે સારૂં ધર્મદાન કર્યું હતું, અને પોતાના ગુરુ વગેરેને પોતાને ઘેર ભોજન કરવા તેડચા હતા.

## मोरारजीशेठना पितानो अवसानकाल.

પૂર્વોક્ત નવા ઘરમાં રહેવા ગયા પછી એકવાર ગોકુળદાસ તથા મોરારજી પોતાની બગીમાં બેશીને કોટ-માંથી ઘેર આવતા હતા, તેવામાં લોહારચાલીપાસે એક પાણી છાંટનારી રસ્તાઉપર પાણી છાંટતી હતી, તે ઘોડાની ઝપટ લાગવાથી પડી ગઇ અને તેના ઉપર બગીનું પૈડું ફરી વળ્યું. પોતાને પોલીસ પકડીને ચોકીએ લેઇ જશે એવી બીકથી મોરારજીશેઠના પિતા ગાડીમાંથી ઉતરીને તરતજ પોતાને ઘેર જતા રહ્યા. આ બનાવથી ગોકુળદા-સના મનને એટલી બધી ભયની અસર થઇ કે તેમના મગજઉપર તેની કાંઇક અસર હમેશને માટે રહી ગઈ અને ત્યારથી તેમને કંપવાયુ થયો. પેલી પાણી છાંટનારી મરી ન ગઇ પણ સાજી થઈ અને નરોત્તમ માધવજી મારફતે તેને અમુક રકમ આપીને તેનું મન મનાવવામાં આવ્યું. ગોકુલદાસે પોતાના મનની બેચેનીમાં દ્વારકા યાત્રાએ જવાનો વિચાર કર્યો, પણ જે દિવસે તે યાત્રાએ

જવા નીકળવાના હતા તેજ દિવસે મોરારજીશેઠે એક ચાકુને માટે હઠ લીધી. તેને સઉ સગાંવહાલાંએ પ્રયાણ કરતાં એક અપશુકનના ચિન્હ તરીકે ગણ્યું, અને તેથી દ્વારકાની યાત્રા મુલતવી રાખવામાં આવી. ગોકુલદાસને પક્ષાઘાતનાં ચિન્હ જણાતાં હતાં તે હવે વધી પડયાં. તેમના હાથ વધારે વધારે કંપવા લાગ્યા.

ત્યારપછી એકવાર તે મેડાઉપરથી પડી ગયા, અને જો કે તેમને ભાન તો હતું તોપણ તેમની વાચા તે પડ્યા ત્યારથીજ બંધ થઈ ગઈ. તેજ રોજ રાત્રે તેમની આખર દશા હોવાથી ગોસ્વામી શ્રીલાલમણિજી મહારાજને પધરાવ્યા હતા. પોતાના હાથની વીંટી તેમને ભેટમાં મુકવાને માટે ગોકુલદાસે પોતાની આંગળીના ઇસારાથી સૂચવ્યું. તે પ્રમાણે ભેટ થયા પછી મહારાજ વિદાય થયા, ત્યારપછી બીજે રોજ સવારમાં સંવત્ ૧૮૯૯ ના જેઠ શુદ સાતમને દિને ૪૭ વર્ષની વયે મોરારજીશેઠના પિતા ગોકુલદાસ દેવલોક પામ્યા.

ગોકુલદાસશેઠ હનુમાનગલીવાળા ઘરમાં રહેવા ગયા ત્યારે સંવત્ ૧૮૯૮ માં તેમને ત્યાં એક પુત્રી જન્મી હતી, પણ તે એક અઠવાડિયામાંજ ગુજરી ગઇ હતી, તેથી ગોકુલદાસના સ્વર્ગવાસ સમયે તેમના સંતાનમાં આશરે નવ વર્ષના મોરારજીશેઠ જ હતા.

## मोरारजीशेठनी आरंभनी केळवणी.

મોરારજીશેઠ આશરે પાંચછ વર્ષના હતા ત્યારથી જ તેમને નિશાળે મુકવામાં આવ્યા હતા. (તે નિશાળ સુતારચાલીમાં ભાઈશંકર મહેતાજી ચલાવતા હતા.) પણ મોરારજીશેઠ નિયમસર કદી પણ નિશાળે જતા નહિ. મહિનામાં પુરા દશ દિવસ પણ નિશાળે જતા નહિ, અને એ દશ દિવસની હાજરીમાં પણ રોજ નિશાળે મોડાજ જતા તથા વહેલા ઘેર આવતા રહેતા હતા. મોરારજી-શેઠ પોતેજ પોતાના નિજવૃત્તાન્તમાં એ પ્રમાણે લખે છે. વળી તેઓ લખે છે કે-તે શુદ્ધ વાંચવા અને લખવા ઉપર સારૂં ધ્યાન આપતા તેથી નિશાળમાં તેમણે વાંચન અને લેખનસંબંધી સારૂં જ્ઞાન પ્રાપ્ત કર્યું; પણ ગણિતમાં તેમનો અભ્યાસ કાચો હતો; ગણિતમાં તેઓ એક દિવસ યાદ રહે તેમ પાઠ તૈયાર કરી જતા, પણ પછી તે ભૂલીજ જતા.

મોરારજીશેઠ તેમના પિતાના સ્વર્ગવાસપછી ઘણા-ખરા તેમના કાકાઓના ભેળા જમતા અને રહેતા, પણ પોતાનાં માતુશ્રીપાસે ઘણા રહેતા નહિ. હવે મોરારજી-શેઠનો અભ્યાસ બંધ થયો હતો; કેમકે તેમના પિતા મરણ પામવાથી તેમના કાકાઓને તેમનાવિષે એટલી-બધી દયાની લાગણી ઉત્પન્ન થતી હતી કે તેઓ બાળકનું

મન દુઃખાવીને તેને નિશાળે મોકલવા કે ભણાવવાને ઇચ્છતા નહોતા.

## मोरारजीशेठनो उपनयन ( जनोइ ) संस्कार.

મોરારજીશેઠના પિતા ગુજર્યા પછી થોડેક માસે તેમના પિતામહ પોરબંદરથી આવ્યા, અને સંવત્ ૧૯૦૦ ના પોષ મ્રાસમાં તેમના કાકા આણંદજી આશરે સવાબે વર્ષની લાંબી યાત્રા કરીને આવ્યા. એજ વર્ષના વૈશાખ માસમાં મોરારજીશેઠને જનોઈ દેવામાં આવ્યું તથા તેમના સ્વર્ગ-વાસી કાકા નેણશીનાં પુત્રીનું લગ્ન પણ થયું.

જનોઇપ્રસંગે પણ મોરારજીશેઠે પોતાનો રીસાળ સ્વભાવ અને બાળહઠ દર્શાવી આપ્યાં હતાં. તેવિષે તેમણે પોતે પોતાના નિજવૃત્તાન્તમાં લખ્યું છે કેઃ—"જનોઇ દેતી વખતે જ્યારે મને ક્રિયા કરવા બેસવાનું કહ્યું, ત્યારે હુ ત્યાંથી નાશીને એક ઓરડીમાં સાંકળ દેઇને ભરાઇ બેઠો, કેમકે મારે જનોઇ દેતાં પહેલાં હાથે પહેરવાને સોનાનાં સાંકળાં જોઈતાં હતાં. મારા કાકા અને મારા દાદાએ સાંકળાં કરાવવાને માટે નાણાંની રકમ અનામત મૂકી ત્યારે હુ જનોઇનો વિધિ કરવા બેઠો." આ સંસ્કાર મોરારજીશેઠને હનુમાનગલીવાળે ઘેર કરવામાં આવ્યા હતા.

## પ્રકરણ ૩ જું.

# મોરારજીશેઠના ધાર્મિક સંસ્કાર અને તીર્થયાત્રા.

મોરારજીશેઠનો આગ્રહી સ્વભાવ આપણે ઉપરના જનોઇના પ્રસંગે પણ જોયો છે; પણ તેજ બાળહઠને વિવેકપૂર્વક સંતોષ આપનાર વડીલો અને સાપનોને સદ્દભાવે તથા કુટુંબના અનુકરણીય આચારવિચારને સદ્દભાવે તેજ બાળહઠ કેવા ઉચ્ચ પ્રકારના ધાર્મિક આગ્રહનું સ્વરૂપ પકડે છે તે જોવાનો આપણને હવે પ્રસંગ મળે છે. મોરારજીશેઠના દાદાના ઠાકોરજી પોરબંદરમાં શ્રીગોપિનાથજી મહારાજના મંદિરમાં હતા, તે ઠાકોરસેવા તેમના કાકા આણંદજીને માટે મુંબાઇ પોતાને ઘેર આણીને પધરાવામાં આવી. મોરારજીશેઠને જનોઇ દીધી તેજ વર્ષમાં આ હકીકત બની; ત્યારથી કુટુંબનાં સઘળાં માણસ શ્રીઠાકોરજીની પૂજા અથવા દર્શન કર્યા વિના કદી પણ ભોજન કરતાં નહિ. તેવોજ નિયમ મોરારજીશેઠે પણ લીધો હતો. એકવાર તેઓ દુકાનેથી જરીક મોડા આવ્યા તેથી શ્રીઠાકોરજીને રાજભોગ કરી અનુસર કરવામાં આવ્યા હતા અને દર્શન બંધ થઇ ગયાં હતાં. મોરારજીશેઠને જમવાનું કહેવામાં આવ્યું ત્યારે

તેમણે અડગપણે કહ્યું કે દર્શન કર્યા વિના હું જમવાનો નથી, સાંજે ઉથાપન થશે ત્યારેજ દર્શન કરીને હું જમીશ. વડીલોએ તેમને ઘણા સમજાવ્યા પણ તેમણે પોતાનો નિશ્ચય ડગાવ્યો નહિ. છેવટે તેમના કાકાએ, જો કે તે પુષ્ટિમાર્ગની પૂજનપદ્ધતિથી વિરૂદ્ધ હતું તોપણ, ઠાકોર-મંદિર ઉઘાડયું અને તેમને દર્શન કરાવ્યાં, ત્યારપછીજ તેમણે ભોજન કર્યું. બાળક મોરારજીની આ ધર્મનિષ્ઠા છેવટલગી તેવી જ આ જીવનચરિત્રમાં આપણને જણાશે.

આ સ્થળે કુટુંબમાં મર્ત્તિપૂજાથી કેવી ઉત્તમ અસર થાય છે, તેવિષે કેટલુંક યોગ્ય વિસ્તારથી વિવેચન કરવું, એ મિથ્યા સુધારાથી દેશના યુવાનોને અને તેમના વડીલોને સાવધ રાખવાને ઉપયોગી થાય તેમ છે. નિરાકાર અને નિર્ગુણ ઇશ્વરના પૂજનમાટે અયોગ્ય રીતે આગ્રહ ધરાવનાર મનુષ્યો મૂર્ત્તિપૂજાનું ખંડન કરવાજેવી પ્રવૃત્તિ કરે છે, તેઓ દેશમાંથી વહેમ કાઢવાના પ્રયત્નમાં સફળ થતા નથી પણ નાસ્તિકતાનું દ્વાર ઉઘાડે છે, એવું મારૂં અધીન મત છે. સનાતન આર્યશાસ્ત્રનું રહસ્ય તો શ્રીમદ્‌ભગવદ્‌ગીતામાં સ્પષ્ટ કરીને બતાવેલુંજ છે કે "અવ્યક્ત ( નિરાકાર નિર્ગુણ ) એવા પરમાત્માને જેઓ મંદબુદ્ધિ હોય છે તેઓ વ્યક્ત ( સગુણ સાકારમૂર્ત્તિ ) માને છે પણ એવા અવ્યક્ત પરમતત્વને વિષે મતિનો

પ્રવેશ થવો ઘણો દુષ્કર છે તેથી ગમે તે રૂપે સાત્વિક રાજસ્ તામસ્ દેવતાઓને મનુષ્ય પૂજે છે તે પૂજન પણ શ્રી પરમેશ્વરનેજ પહોંચે છે, અને કોઇ પણ સત્કર્મ કરનાર દુર્ગતિને પામતો નથી અર્થાત્ વિકાસક્રમમાં હોય છે ત્યાંજ ટકી રહે છે અથવા ઉન્નતિને પામે છે, તેથી તત્વવિદ્ પુરુષોએ મૂર્ત્તિપૂજાદિક કર્મસંગી મનુષ્યોને બુદ્ધિભેદ ઉપજાવીને તેમની નિષ્ઠાને ચળાવવી નહિ; અને લોકમર્યાદાની ખાતર પોતે પણ કર્મને કરવાં.” શ્રદ્ધાનાં બીજ બાળક અથવા અજ્ઞાન અવસ્થામાં રોપાય છે, અને જો તેવી અવસ્થામાં શ્રદ્ધાનાં બીજ ન વવાય તો શ્રદ્ધાના અવલંબનવિનાની બુદ્ધિ તે કેવળ અર્દ્ધદગ્ધતા કે નાસ્તિકતામાંજ પરિણામ પામે છે. તેથી હિંદુઓએ પોતાના કુટુંબનાં બાળક અને અજ્ઞાન મનુષ્યોમાં શ્રદ્ધાનાં બીજ રોપવાને માટે પ્રતિમાપૂજા જાળવી રાખવી, એ કાંઇક વધારે સલામતી ભરેલો માર્ગ છે. સંવત્ ૧૯૦૧ ના માગશર અથવા પોષમાં મોરારજીશેઠ તેમના પિતામહની સાથે શ્રીગોકુલમથુરાની યાત્રાએ ગયા. સાથે તેમનાં માતુશ્રી, તેમના કાકા પ્રેમજી, પ્રેમજીનાં પત્ની સાકરબાઇ, લાલજી રણછોડ, લાલજીનાં પત્ની પાર્વતી તથા તેમની પુત્રી વ્હાલી, નરસીના પિતા જેઠા રણછોડનાં પત્ની રતનબાઇ તથા તેમની વિધવા પુત્રી લાડકી—એટલાં જણ હતાં.

તેઓ ગાડામાં બેશી સુરત જવા નિકળ્યાં. આ અરસામાં એક રાઘોજી ભાંગ્રિયા નામના લુટારાનો એ રસ્તામાં જબરો ભય હતો. રાઘોજી ભાંગ્રિયાને મારવાડી લોકો ઉપર બહુ વેર હતું, તેથી તે તેમનાં નાકકાન કાપી લેતો અને ગામેગામ લુટ કરતો હતો. આ લુટારો કેટલાંક વર્ષલગી પકડાયો ન હોતો. આ પ્રમાણે ભાંગ્રિયાની હાક વાગી રહી હતી તેવામાં દહેગુ ગામ આગળ આવતાં મોરારજીશેઠના દાદાએ રસ્તામાં પોતાની સાથે રક્ષણમાટે રાખેલા સિપાઇઓમાંના એકે બંદુક છોડી, તેનો અવાજ સાંભળીને ભાંગ્રિયા આવ્યો એવી ધાકથી ગામના દુકાનદારોએ દુકાનો બંધ કરી દીધી અને લોકોએ ઘર બંધ કરી દીધાં. ત્યાંથી સઘળો સાથ સુરત પહોંચ્યો અને ત્યાંથી તેઓ ભરૂચ ગયા ત્યાં નરસીના પિતા જેઠા રણછોડને તાવ આવ્યો અને ત્યાંથી તેઓ સઉ વડોદરે ગયા ત્યાં તેમનો દેહ પડી ગયો. ત્યાંથી સઘળો સાથ ડાકોર ગયો. ત્યાં જેઠા રણછોડના ત્રયોદશા (તેરમા)નો વિધિ કર્યો.

## શ્રીડાકોરથી શ્રીનાથદ્વારાનો પ્રવાસ.

ડાકોરથી તેમને મોટાં ચોકિયાં કપડવંજી ગાડાંમાં બેસવાનું હતું. તેઓ આગળ પ્રવાસ કરતા કરતા સલુંબરની ઘાંટીમાં થઇને શ્રીનાથદ્વારા તરફ ચાલ્યા. જ્યારે

શ્રીનાથદ્વારા ફક્ત સોળજ માઇલ દૂર રહ્યું, ત્યારે તેમના સાથમાંના કેટલાંક માણસો રાજભોગ પહેલાં પહોંચાય તો દર્શન કરી શકાય તેટલા માટે પગે ચાલતા આગળ જવાને નિકળતાં હતાં. તેઓને વહેલા પહોંચવાનો એટલો બધો ભક્તિનો ઉત્સાહ થતો હતો કે તેઓએ શ્રીનાથજીઆગળ મૂકવાને એક એક રૂપૈયો અને શ્રીફળસિવાય પોતાની પાસે બીજું કાંઇ ઉચકવાનું રાખ્યું નહોતું. તેમની સાથે જવાનો મોરારજીને પણ ઉત્સાહ થયો, તેથી તેમણે પોતાના કાકાની સાથે જવાની હઠ લીધી. મોરારજી દશજ વર્ષના હોવાથી પોતાની સાથે સોળ માઇલની મુસાફરી પગપાળા કરી શકશે નહિ એમ ધારીને તેમના કાકાએ તેમને પોતાની સાથે લેવાની ના પાડી. તોપણ બાળક મોરારજીનો શ્રદ્ધામય ઉત્સાહ ડગ્યો નહિ, અને છેવટે તેમને સાથે લેવાનું ઠર્યું. પ્હો ફાટતાં પહેલાં જરીક વહેલા તેઓ સઉ છડેછડા શ્રીનાથદ્વારાતરફ ઉપડ્યા, અને સવારના દશ વાગતાંને સુમારે તેઓ શ્રીનાથદ્વારે ગિરધરસાગર તળાવ આગળ આવી પહોંચ્યા ત્યારે તેમને ખબર મળી કે દર્શન થાય છે; તેથી તેઓ ઘણાજ થાકયા અને ભૂખ્યા હતા તે છતાં પણ તેઓ ઝડપથી શ્રીજીબાવાના મંદિરતરફ દોડ્યા, પણ તેઓ મંદિરની પાસે આવી પહોંચ્યા એટલે ખબર મળી કે હમણાંજ દર્શન બંધ થયાં.

આથી સર્વને એટલી બધી નિરાશા થઇ કે કાંઇ પારજ નહિ, તેથી સાંજે ઉથાપનનાં દર્શન ઉઘડે ત્યારે દર્શન કરીને જ ખાવું એવો સઉએ નિશ્ચય કરચો.

તરતને માટે ગમ્બીરવાલાની દુકાનોઉપર તેમણે મુકામ કર્યો. ત્યાં તેમને માટે શ્રીનાથજીના મંદિરમાંથી પ્રસાદ આવ્યો. જે ઓરડીમાં તેઓએ તેમનાં કપડાં મૂક્યાં હતાં, તેજ ઓરડીમાં તે પ્રસાદ ઢંકાવ્યો. તેજ ઓરડીમાં ઉદયપુરથી આવેલી કેટલીક વાણીઅણો પણ ઉતરેલી હતી અને તેમને માટેનો પ્રસાદ પણ ત્યાંજ ઢાંકેલો હતો. મોરારજીને ત્યાં બેસાડીને તેમના કાકાઓ જાથુકનો ઉતારો ખોળવાને ગયા. ત્રણ વાગે મોરારજીશેઠના દાદા, તેમની સાથેનાં સઘળાં માણસો અને ગાડાંસાથે આવી પહોંચ્યા. પછી તેઓ સઉ પેલી વાણીઅણોને પ્રસાદ સાચવવાની ભલામણ કરીને ચાર વાગ્યે દર્શન કરવા ગયા. પણ વિવિધ પ્રકારનો પ્રસાદ જોઇને તે વાણીઅણોનું મન ચલ્યું, તેથી તે છાનીમાની એક ખુણામાં લેઇ ગઇ અને ખાવા લાગી. મોરારજી અને તેમના દાદા વગેરે દર્શન કરી પાછા આવ્યા ત્યારે આ તેમણે નજરે જોયું. આ એક નિરાશાનું વિશેષ કારણ ઉત્પન્ન થયું, કેમકે વાણીઅણોએ પ્રસાદ અભડાવ્યો તથા એંઠો કર્યો તેથી રસોઇ થઇ રહે ત્યાંલગી તેમને સઉને ભૂખ્યા ટીચાવું પડ્યું.

તેમણે પછી જાત્રુનો મુકામ આમલીવાળાના ભંડારને નામે ઓળખાતા મકાનમાં નાંખ્યો. તેઓ ફાગણ સુદ દશમને રોજ નાથદ્વારામાં પહોંચ્યા ત્યારથી તેઓ કદીપણ દર્શન કર્યાવિના જમતા નહોતા. સાત સમયે દરરોજ ઠાકોરદ્વાર ખુલતાં. સાતે સમયનાં દર્શનમાંથી એક સમયનાં પણ દર્શન તેઓ ચૂકતા તો તે દિવસ અપશુકનરૂપ ગણાતો. કોઇવાર શાકઘરમાં, કોઇવાર ફૂલઘરમાં, એમ જુદી જુદી સેવામાં તેઓ સર્વે પ્રતિદિન કાર્ય કરતા. શ્રીનાથદ્વારા પહોંચ્યા પછી આશરે એક પખવાડીઆપછી ત્યાં મોરારજીને ઘણો સખ્ત તાવ આવ્યો અને બલિયા નીકળ્યા. આખું શરીર ફોડલાથી છવાઈ ગયું. તેમજ લાલજી રણછોડનાં પત્નીને સુવાવડ આવવાની હતી તેથી ચોમાસું બેસતાંલગી તેઓને શ્રીનાથદ્વારામાંજ મુકામ રાખવાની જરૂર પડી. અહીં કરસનદાસ મથુરાદાસ, નાથારામ, હરિદાસ તુલશીદાસ, માવજી મથુરા, મૂળા જીવા અને બીજાં કેટલાંક સગાંવહાલાં પોરબંદરથી યાત્રા કરવાને આવેલાં તેમનો તેમને મેળાપ થયો.

આ સમયે શ્રીનાથદ્વારાની ગાદીઉપર ટીકાયત મહારાજ શ્રીગિરધરલાલજી હતા, અને એમના અધિકારી ફદુસરામને આ અરસામાંજ કેદ કરવામાં આવ્યો

હતો. તેથી વૈષ્ણવ યાત્રાળુઓપાસેથી પૈસા કઢાવવાને માટે પહેલાંના જેટલો જુલમ કરવામાં આવતો નહોતો. મોરારજીશેઠના દાદા તથા કાકા પ્રેમજીએ રૂ. ૧૦૦) મંદિરમાં ભેટ મૂક્યા. લાલજી રણછોડનાં પત્નીને (મટુ નામની) પુત્રી અવતર્યા પછી એક માસે તેઓ સઉ શ્રીનાથદ્વારાથી બુંદીકોટે જવાને ઉપડ્યા.

## શ્રીનાથદ્વારાથી કાંકરોલી તથા બુંદી-કોટાનો-પ્રવાસ.

માર્ગમાં જતાં કાંકરોલીમાં શ્રીદ્વારકાનાથજીનું મુખ્ય મંદિર તથા શ્રીવલ્લભાચાર્યના વૈષ્ણવસંપ્રદાયની સાત ગાદીઓમાંની એક ગાદી હોવાથી તેઓ બે કે ત્રણ રાત્રી ત્યાં રહ્યા. કાંકરોલીમાં રાયસાગર નામે એક મોટું સરોવર (તળાવ) છે. તેમાં અથાગ પાણી છે તેમાં જાળ નાંખવાની મનાઈ છે તેથી તેમાં અસંખ્ય માછલાં છે. તે સરોવરસંબંધી મોરારજીશેઠ પોતાના સ્વલિખિત નિજવૃત્તાન્તમાં પ્રાણિવિદ્યાસંબંધી કાંઇક અજવાળુ નાંખે એવી હકીકત લખે છે. તેઓ લખે છે કેઃ—"કેટલાક લોકોને મેં આ સરોવરસંબંધી એવી હકીકત કહેતાં સાંભળ્યા છે કે કેટલાક યુરોપિયનોએ પોતાની પાસેના દૂરબીન (અથવા તેવા બીજા કોઇ યંત્ર)થી મોટાં હાથી જેવડા કદનાં બે પ્રાણીઓ તે સરોવરમાં જોયાં હતાં. આ

હકીકત સાચી હશે કે જુઠી તેવિષે હું કાંઇ કહી શકતો નથી.”

જો આ વાત સાચી હોય તો આપણે એટલું અનુમાન કરી શકીએ છીએ કે Wonders of the World (આ લોકની અદ્‌ભુત વસ્તુઓ) એ નામના પુસ્તકમાં જેમ દરિયાઇ ઘોડાની પેઠે દરિઆઇ હાથીનાં જેવાં જળચર પ્રાણીવિષે લખેલું છે તેવાં પ્રાણી આપણા દેશનાં અથાગ જળવાળા કુદરતી જલાશયોમાં હોવા સંભવ છે. પણ આપણા દેશમાં વિદ્યાની અસ્તવ્યસ્ત સ્થિતિને લીધે, આવી તપાસ કરવાનો શોખ અને સાધન જોઇએ તેવી ઉન્નતિમાં નથી.

સર્વ સાથ શ્રીનાથદ્વારાથી તેમજ અહીં કાંકરોલીથી કોટાને રસ્તે થઇને ગોકુલમથુરાતરફ જવાને ઉપડ્યો તે સમયે દરેક મનુષ્યે તેમને એવી સલાહ આપી હતી કે—‘કોટાના રસ્તે થઇને જશો નહિ કેમકે ચોમાસાની મોસમમાં તે રસ્તો અત્યંત અગવડ ભરેલો અને દુઃખદાયક છે’. ખુદ કાંકરોલીના મહારાજ શ્રીપુરુષોત્તમજીએ પણ એમને કોટાને રસ્તે ન જતાં જયપુરને રસ્તે થઇને જવાની સલાહ આપી હતી. પરંતુ કોટે પણ શ્રીવલ્લભસંપ્રદાયની સાત ગાદીમાંની એક ગાદી હોવાથી તેઓએ કોટાને માર્ગે થઇને જ જવાનું નિર્ધાર્યું.

## કોટેથી ભરતપુરનો પ્રવાસ–તથા સંકટો.

હજુ વર્ષાદ શરૂ થયો નહોતો અને રથયાત્રાનો ઉત્સવ કોટે કરવાનું ધાર્યું હતું, તેથી તેઓ દડમજલ મુસાફરી કરીને આઠ દિવસમાં કોટે જઇ પહોંચ્યા. ત્યાં રથયાત્રાનો ઉત્સવ પણ કર્યો. પછી તેમના નિત્યના નિયમ પ્રમાણે શ્રીગોકુલનાથજીના 'વચનામૃત' પ્રમાણે મુહૂર્ત્ત જોઇને કોટેથી ઉપડવાનો દિવસ નક્કી કર્યો. તે દિવસે તેમને માટે વાહન વગેરે તૈયાર હતાં, અને તેઓ સર્વે ઉપડવાની તૈયારીમાં હતા, પણ ગાડાં થોડાંક કદમ ચાલ્યાં હશે એવામાં થોડોક વર્ષાદ પડવાથી ગાડાવાળાઓએ આગળ ચાલવાને ના પાડી. તેમને તેમણે ઘણાએ સમજાવ્યા, પણ તેઓ પાછા વળ્યા અને ફરીને પાછા મુકામપર આવ્યા. તેઓ બીજે દિવસે ફરીને ઉપડ્યા પણ ગોકુલનાથજીના 'વચનામૃત' પ્રમાણે તે દિવસે સારૂં મુહૂર્ત્ત નહોતું. આ મુહૂર્ત્તનો ભાવ ગોકુલનાથજીના 'વચનામૃત' માંથી એવો નિકળતો હતો કે—'પ્રલય થાય અને સહીસલામત પાછા ઘેર જાવું પણ કઠણ થઇ પડે.' અને થયું પણ તેમજ. તેઓ બે કે ત્રણ માઇલ ગયા એટલામાં તો નદી નાળાંમાં પૂર આવવાથી તેમને અટકી રહેવું પડ્યું, તેથી તેઓ પોતાનો પ્રવાસ ઉતાવળે કરી શક્યા નહિ. થોડાક દિવસમાં તેઓ બનાસ (નદી)

ઉપરના એક ગામડા આગળ આવી પહોંચ્યા. બનાસ નદીમાં એવી રેલ આવી હતી કે એક કાંઠેથી બીજે-કાંઠે કોઇપણ જઇ શકતું નહિ. અહીં બેત્રણ દિવસ લગી રોકાઈ પડ્યા પછી તેમણે તે ગામના લોકોસાથે બંદોબસ્ત કરીને તેમનો સરસામાન નદીને સામે કિનારે પહોંચાડવાની ગોઠવણ કરી. ગામના લોકોએ તે સરસા-માન નદીમાં જ્યાં આશરે ગળાસુધી પાણી હતું ત્યાં થઇને સામે પાર ઉતાર્યો. લાલજી રણછોડની એક માસની ધાવણી દીકરીને એક માણસે ટોપલીમાં ઘાલીને પોતાને માથે મેલીને પેલીપાર ઉતારી. મોરારજીશેઠના દાદા, મોરારજી પોતે અને સાથેનો સ્ત્રીવર્ગ ગાડામાં બેઠાં, અને તેઓસહિત તે ગાડાં અને બળદોને તારૂઓએ નદી પાર ઉતાર્યાં. આવીજ વિપત્તિઓ સ્થળે સ્થળે વેઠતાં તેમણે વીશ દિનલગી મુસાફરી કરી. તેમાં તેમને વારં-વાર અને ઠેરઠેર રોકાઇ રહેવું પડ્યું. એમ કરતાં કરતાં તેઓ ભરતપુરરાજ્યની સરહદમાં એક બિયાના નામના ગામ આગળ આવી પહોંચ્યા. ત્યાનો તહેસીલદાર તેમની સાથે દાણ લેવાલાયક કેટલો માલ છે તે નક્કી કરવા તેમનો સરસામાન તપાસવા માગતો હતો. પણ સાંજ પડી ગઈ હતી તેથી તેણે તેમનો સરસામાન બીજે રોજ સારવમાં તપાસવાનું કહ્યું, અને તેમને પાસેની એક

ધર્મશાળામાં મુકામ કરવાનો હુકમ કર્યો. તેમાં મુસલમાનો અને બીજા કેટલાક લોકો ઉતરેલા હતા તેથી તેમણે તેમાં મુકામ કરવાની ના પાડી, અને ગામ બારણે એક નાળાના ઉંચા કિનારા ઉપર મુકામ રાખવાનું પસંદ કર્યું. આ સ્થળે તેઓ સઉ પ્રાણસંકટમાં આવી પડ્યા.

તે નાળામાં ફક્ત પગની નળીઓને સુમારે (૭ તસુને સુમારે) ઉંડું પાણી વહેતું હતું. એ યાત્રાળુઓએ જે કિનારા ઉપર મુકામ કર્યો હતો, તે કિનારાની સપાટી તે નાળાના જળની સપાટીથી આશરે વીસ કે ત્રીસ ફુટ જેટલી ઉંચી હતી. તેમજ તેમના મુકામનું સ્થળ તે સરિયામ રસ્તાથી પણ ૪ કે ૫ હાથ ઉંચું હતું; અને પેલા નાળાની વચ્ચે અને તેમના મુકામ વચ્ચેનું અંતર તો આશરે બસો ત્રણસો કદમ જેટલું હતું. તેમણે આ પ્રમાણે મુકામ કર્યો, અને તે દિવસે સર્વને એકાદશીનો ઉપવાસ હોવાથી તેમને ખાવાની કાંઈ કડાકુટ કરવાની ન હોવાથી તેઓ ગાડામાં ને ગાડામાં સુઇ ગયા. રાતના આઠ વાગતાંને સુમારે વિજળીના ચમકારા તથા થોડોઘણો પવન થવા લાગ્યો, અને થોડોક વર્ષાદ પડવા લાગ્યો. આશરે દશ વાગતાં જે લોકો જમીન ઉપર સુઇ રહેલા હતા તેઓ કહેવા લાગ્યા કે તેમના મુકામ લગી પાણી એકદમ આવી પહોંચ્યું છે. તેઓની સાથે ત્રણ ગાડાં હતાં,

તેમાંનાં બે ગાડાંને તેઓએ હાંકીને ૪ કે ૫ હાથ વધારે ઉંચાં ચાઢાવ્યાં પણ ત્રીજા ગાડાના બળદ તો એક તસુ પણ ખસ્યા નહિ. તેમણે બને તેટલો પ્રયત્ન કર્યો પણ પઇડાં કિનારામાં ઉતરી પડ્યાં હતાં તેથી તેમનો પ્રયત્ન અફળ ગયો. હવે તેમણે સઉએ ગાડાંને તો હતાં ત્યાં ને ત્યાંજ રહેવા દીધાં અને તેઓ સઉ તે કિનારાના ઉંચામાં ઉંચા ભાગઉપર જઇને ઉભા. મધ્યરાત્રીને સુમારે પાણી ચઢતાં ચઢતાં એટલું ચઢ્યું કે તેઓની આસપાસ ચાર ચાર ફુટ ઉંડું પાણી થઇ ગયું. "ઉપર જોઉં તો આભ દીસે, ને નીચે જોઉં તો નીર"—એવી દશા થઈ. જે ગાડું ઉપર ચઢાવી શકાયું નહોતું તેને એક કોરાણે ખસેડીને કેટલાંક દોરડાંથી બાંધી લીધું અને તે દોરડાં એક ઝાડે તાણી બાંધ્યાં, તેમનામાંથી કોઇને હવે ઉગરવાની આશા રહી નહિ. રસ્તા ઉપર પણ દશ બાર ફુટ ઉંડું પાણી ફરી-વળ્યું હતું; અને વિજળીના ચમકારાથી જ્યારે તેમની દૃષ્ટિ વેગળા મગરા ( ડુંગરા ) ઉપર પડતી ત્યારે તેમને એમજ ભાસતું કે જાણે તેઓ દરિયામાંજ ઉભા હોય. સઘળો સાથ રુદન અને અશ્રુપાત કરવા લાગ્યો. તેઓ ડુબી ગયા એવી ખબર પણ તેમનાં સગાંવહાલાંને કોઇ પહોંચાડે એવી આશા પણ તેમને કોઇને ન રહી. પોતાના પ્રાણ બચે તેટલા માટે દરેક મનુષ્યે હરેક જાતની

બાધા આખડી લીધી. તે સમયની સ્થિતિ એવી તો ભયંકર હુતી કે, તેનું વર્ણન કરવું પણ અશક્ય છે. આખા સાથમાં પોતાના ઇષ્ટદેવના નામોચ્ચાર સિવાય બીજું કાંઇ પણ કાને પડતું નહોતું. છેવટે પાછલી રાતે બે વાગતાંને સુમારે પાણી ઉતરવા લાગ્યું. અને તેઓને ઉગરવાની કાંઈક આશા ઉપજી. પરોઢના ચાર વાગતાં તો પાણી આશરે પંદર ફીટ ઉતરી ગયું, તોપણ પાણીનો વેગ એટલો બધો હુતો કે અઢી કે બે હાથ પાણીમાં પણ માણસ ખેંચાઇ ગયા વિના રહે નહિ. ગામના લોકો તો એમજ ધારતા હુતા કે તેઓ ડુબીજ ગયા હુશે તેથી તેમની દશા કેવી થઇ છે તે જોવાને તેઓ નાળાની સામી બાજુએથી ત્યાં આવ્યા. વાહાણું વાતાં નાળામાં આશરે છ સાત હાથ પાણી રહ્યું. આશરે આઠ વાગતાને સુમારે તહેસીલદાર અને ફોજદારના માણસોએ આવીને તેમને કહ્યું કે, 'તમારો સરસામાન બધો પલળીને નુકસાન થયું છે તેથી તમારી પાસેથી દાણ લેવાનું નથી; અને ગામમાં બધે પાણી ભરાઇ ગયું છે તેથી અહીંથી આશરે માઈલ દોઢમાઇલ ઉપર જમીનદારના બાગમાં જઇને મુકામ કરો.' તે ઉપરથી તેઓ તે બાગમાં ગયા અને ત્યાં એક ઝુંપડામાં મુકામ કર્યો. આખો દિવસ આછો આછો વરસાદ ચાલુ રહ્યો, તેથી તેઓનાં લુગડાં સુકાઇ શકયાં નહિ અને તેઓને ભીનેજ

લુગડે રહેવું પડ્યું. તેમણે તેમના ઝુંપડામાંથી કેટલેક છેટે એક ઝાડ નીચે કાચીપાકી ખીચડી મહા મુસીબતે રાંધી અને તે ખાઇને તેઓ પાછા ઝુંપડામાં આવ્યા.

તેવામાં એક સ્વાર ઉંટ ઉપર બેશીને આવ્યો, તેણે તેમને કહ્યું કે–'જમીનદાર સાહેબ પોતાની હદમાં પાણીની રેલથી કેટલું નુકસાન થયું છે, તે તપાસવા માટે હાથી ઉપર બેશી ફરતા હતા, તેવામાં હાથી કળણની જગો ઉપર આવવાથી જમીનમાં લગભગ આખો કળી ગયો. અને જમીનદાર સાહેબ જ ઉપર કલણ બહાર રહ્યા છે. તેથી તે હાથીને કલણમાંથી કાઢવાને ૨૦૦–૩૦૦ માણસની જરૂર હોવાથી જમીનદારના હુકમથી માણસ લેવા આવ્યોછું. આ સાંભળી એ યાત્રાળુઓએ પોતાનેજ જે વીતકણાં રેલથી આખી રાત વીત્યાં હતાં તે કહી સંભળાવ્યાં અને તેણે પણ તેમને ભીને લુગડે જોયા, તેથી તે સ્વારે તેમને તે હાથી કાઢવા તેડી જવાને કાંઇ પણ જબરદસ્તી કરી નહિ અને બીજે ઠેકાણેથી જોઇતાં માણસ લેઇ જવાને માટે ચાલ્યો ગયો.

પેલા સ્વારે કળી ગયેલા હાથીનું વર્ણન એવું તો દયાજનક રીતે કર્યું હતું કે મોરારજીશેઠને તે જોવા જવાની પ્રબળ ઇચ્છા થઇ. જ્યાં હાથી કળી ગયો હતો તે જગો તે ઝુંપડાથી અડધા માઇલ કરતાં વધારે દૂર

હતી. મોરારજીશેઠે પોતાને તે સ્થળે તેડી જવાને તેમની સાથેના એક સિપાઇને સમજાવ્યો. તે બંને જણ વડીલોથી છાનામાના કળેલો હાથી જોવા ગયા. મોરારજીએ ત્યાં માણસોનું ટોળું એકઠું થયેલું જોયું, પણ તેઓ તે હાથીને કલણમાંથી બહાર ખેંચી કાઢવાની કાંઇ ઘણી મહેનત કરતા જણાયા નહિ, તેથી તેમના દયાળુ બાળક અંતઃકરણમાં અનુકંપા થઇ, પણ જ્યારે તેમણે ત્યાં એમ સાંભળ્યું કે વધારે માણસો અને દોરડાં એકઠાં કરવાને ઉંટીઆ સ્વારો ગયા છે, તેથી તે માણસો તેમની રાહ જોતા ઉભા છે, ત્યારે તેમને કાંઇક ઠીક લાગ્યું. હાથી ફક્ત આશરે બે હાથજ કાદવથી બહાર જણાતો હતો. મોરારજીશેઠનો સ્વભાવ જીજ્ઞાસાવાળો હોવાથી તેમણે ત્યાં લોકોને હાથી શાથી કળી ગયો તે પૂછ્યું; તો તેમને કહેવામાં આવ્યું કે જમીનદાર હાથી ઉપર બેશી પોતાની જમીનમાં કેટલું નુકશાન રેલથી થયું છે તે તપાસવાને ફરતા હતા. ખેતરોની કાળી જમીન પાણીથી પલળીને નરમ અને પોલી થઈ હતી, તેવામાં હાથી એક કલણવાળા પણ ઉપરથી સારી જમીનજેવા જણાતા ખાડા આગળ આવ્યો; તેથી તે હાથી પોતાની સ્વાભાવિક સાવધતાથી ત્યાં અડીને ઉભો, પણ જમીનદારે તે ગણકાર્યું નહિ, અને મહાવત પાસે તેને અંકુશની અણી ઘોચાવી, તેથી નિરૂપાયે તે હાથી

બિચારો આગળ ચાલ્યો અને કલણના ખાડામાં ઉતરી ગયો.

હાથીને જોઈને મોરારજીશેઠ તથા તેમની સાથેનો સિપાઈ પાછા બાગમાં પોતાના મુકામવાળે ઝુંપડે આવ્યા. ઝુંપડામાં હજુ પણ પાણી ચુયા કરતું હતું, અને તેમના સઉનાં લુગડાં હજુ ભીનાંજ હતાં. રાત્રી પણ તેમણે એવીજ ભીની દશામાં ગાળી. બીજે દિવસ સવારમાં વાદળાં ઉઘડી સૂર્યનાં દર્શન થવાની તેમને કાંઇક આશા જણાઈ. વિલાયતથી નવાંજ આવેલાં કિમતી કપડાં જેવાં કે ટર્કી રેડ, દ્રાક્ષમાંડવા અથવા જુનાગઢી નમુનાની ચુંદડીઓ તથા મશાલા તેજાના અને બીજી કેટલીક વસ્તુઓ તેઓ યાત્રામાં આવતાં દેવમંદિરોમાં ભેટ મૂકવાને લાવેલા હતા તે બધાં છોડ્યાં. સવારમાં સૂર્ય ઉગ્યો અને તેમણે દરેક વસ્તુ સૂકવી.

બીજે દિવસે તેમણે પ્રવાસ આગળ ચલાવ્યો, પણ રસ્તે રેલથી થયેલા નુકશાનવિષે લોકોના પોકાર સિવાય બીજું કાંઈપણ તેમના સાંભળવામાં આવ્યું નહિ. છેવટે તેઓ ભરતપુર પાસે આવી પહોંચ્યા, પરંતુ તે શહેર પણ પાણીમાં ડૂબાડૂબ હતું. શહેરમાં તો હોડીઓ ફરતી હતી, તેથી તેમણે સુખેદુઃખે શહેર બહારજ રહેવાની ગોઠવણ કરી.

## ભરતપુરથી મથુરાનો પ્રવાસ.

જ્યારે પાણી થોડું ઘણું પણ ઉતરતું થયું ત્યારે તેમણે ભરતપુર છોડી મથુરા તરફ પ્રયાણ કર્યું. જ્યારે તેઓ મથુરા પહોંચ્યા ત્યારે તેમના મનને અત્યંત નિરાંત વળી. રસ્તામાં નાની મોટી વિપત્તિયોમાંથી અને બિયાના ગામ આગળના પ્રાણુસંકટમાંથી તેઓ બચીને સહીસલામત મથુરાં પહોંચ્યા તેવિષે તેમને અકથ્ય આનંદ થવા લાગ્યો.

## મુહૂર્ત્ત અને શકુનશાસ્ત્રવિષે વિચાર.

શ્રીગોકુળનાથજીના 'વચનામૃત' ઉપરથી જોયેલા પ્રયાણુ સંબંધી મુહૂર્ત્ત અથવા શકુનની વાતે આ પ્રકરણમાં વાચકનું એક કે બીજી રીતે ધ્યાન ખેંચ્યું જ હશે. કેટલાક શકુન અને મુહૂર્ત્ત જેવી બાબતોને હાસ્યાસ્પદ ગણે છે, અને તે સંબંધી શાસ્ત્રોને પાખંડને રૂપે માનવા મનાવવાનો અયોગ્ય દુરાગ્રહ સેવે છે. પરન્તુ જેમ સામાન્ય મતિનાં મનુષ્યો રોજ આપણા જોવામાં આવેછે એવા જડ પદાર્થ વિષેના કુદરતના મોટા મોટા નિયમો પણ સમજી શકતાં નથી; વળી જડ પદાર્થસંબંધી શાસ્ત્રની મોટી મોટી બાબતોની જ ફક્ત જેમને કેળવણી મળી હોય છે તેવાં મનુષ્યો જડ પદાર્થસંબંધી જ ઝીણી ઝીણી બાબતો વિશેષ અભ્યાસ કર્યા વિના જાણી કે સમજી શકતાં નથી; તેજ પ્રમાણે મન અને આત્મા જેવા સૂક્ષ્મ પદાર્થસંબંધી

નિયમો ઉપર બંધાયલાં શાસ્ત્રોનો વિચાર કરવાને પોતે અશક્ત હોવા છતાં પણ પોતાની બુદ્ધિને સર્વજ્ઞ માનનાર મનુષ્યો યુરોપની નહિ જુની અને નહિ નવી એવી પ્રજાઓના અભિનિવેશ અથવા અયોગ્ય મતાગ્રહોને વશવર્ત્તનાર એટલે પરતંત્ર વિચારકો હોવા છતાં પોતાને સ્વતંત્ર અભિપ્રાયના માને છે.

પરંતુ વાસ્તવ સત્યશોધક જર્મન જેવી મધ્યમયુગી પ્રજાઓ તેમજ અમેરિકા જેવી કેવળ નવયૌવના ભૂમિ તે હવે ધીમે ધીમે પોતાની દુરાગ્રહરહિત શોધકબુદ્ધિથી સનાતન આર્યભૂમિનાં શાસ્ત્રોની અંદર સમાયલાં સત્યની સાક્ષી આપે છે.

ફળાદેશ રચનારની અમુક માનસ કે અધ્યાત્મ સ્થિતિ ઉપર ફળાદેશ ખરો પડવાનો જેટલો આધાર રહે છે તેટલો આધાર તે ફળાદેશ જોનાર જોવરાવનારના મનની સ્થિતિ ઉપર રહેછે. નેત્ર, દુરબીન, અને જોવાનો પદાર્થ અમુક પ્રકારે ગોઠવાયલાં હોય છે તોજ જોવાની ક્રિયાની યથાર્થ સિદ્ધિ થાય છે. સાધક, સાધન અને સાધ્યની વ્યવસ્થા વિના થયેલી અમુક ક્રિયા યથાર્થ ફળને ન ઉત્પન્ન કરે તે ઉપરથી તે સંબંધી શાસ્ત્રને ખોટાં કહેવાં એ વાસ્તવ સત્યશોધક કિંવા સુધારક બુદ્ધિ નથી, પણ પરમત–પરતંત્રતાથી ઉપજેલા દુરાગ્રહરૂપ એ બુદ્ધિ છે.

એથી બારીક રૂપવાળાં તત્વોના અથવા તો કોઈ પણ પ્રકારના રૂપવિનાના પરમતત્વના જ્ઞાન તરફ આગળ વધી શકાતું નથી, પણ અવિશ્વાસ અથવા સંશયની બેડીથી બંધાઈ આ જગતમાં પ્રત્યક્ષ જણાતા જડ પદાર્થ ઉપર અયોગ્ય શ્રદ્ધા ઉપજે છે. ખરેખરી હાનિ કરનારી મૂર્ત્તિ-પૂજા તો આ જડ પૂજા છે. આથી મનુષ્યનું અંતઃકરણ ઉન્નતિને યોગ્ય નહિ પણ અંધકારને યોગ્ય થાય છે.

કોઈ એવી શંકા કરે કે–'શકુનશાસ્ત્ર અને મુહૂર્ત્ત-શાસ્ત્રને આધારે કરેલા પ્રયોગો ખોટા કેમ પડે છે?' એનું સમાધાન તો આપણને અન્ય શાસ્ત્રોઉપરથી કરેલ પ્રયોગો પણ અનેકવાર નિષ્ફળ થાય છે તે ઉપરથી પણ મળી શકે છે. અગાડી કહી ગયા તે પ્રમાણે વાયુચક્રશાસ્ત્રીના વર્ત્તારા અનેકવાર નરાતાળ ખોટા પડે છે. તેથી સરકાર કાંઇ વાયુચક્રશાસ્ત્રને ખોટું ઠરાવી વાયુચક્રશાસ્ત્રીની જગો કમી કરતી નથી. એજ પ્રમાણે કેટલેક પ્રસંગે ઔષધ અને ઉપચાર નિષ્ફળ થવાથી વૈદ્યવિદ્યા પણ ખોટી ઠરતી નથી.

નેપોલિયન જેવા જગદ્વિખ્યાત વીરપુરુષો પણ શકુ-ન કે મુહૂર્ત્તના ધોરણને માનતા, અને લગભગ પ્રત્યેક દેશની પ્રજાઓ શકુન અને મુહૂર્ત્ત ઉપર વિશ્વાસની નજરે જોતી આવી છે. જેમ સર્વ શકુન તથા મુહૂર્ત્ત ખરાં નથી પડતાં તેમ સર્વ શકુન તથા મુહૂર્ત્ત ખોટાં પણ પડતાં નથી,

તો એ સંબંધી શાસ્ત્રનો તિરસ્કાર કરતાં પહેલાં સમજુ મનુષ્યોએ વિચાર કરવા જેવું છે.

## मोक्षपुरी मथुरा ( मधुपुरी ) नी यात्रा.

હવે તેઓ જેવા મથુરામાં આવ્યા કે તરતજ શ્રીયમુનાપાન કરવા ગયા. વૈષ્ણવો શ્રીયમુનાજીને એટલાં બધાં પૂજ્ય માને છે કે ચુસ્ત વૈષ્ણવો 'શ્રીયમુનાસ્નાન કરવું' એ શબ્દો વાપરતા નથી. પણ "શ્રીયમુનાંપાન" કરવું–એવા શબ્દો વાપરે છે. તેમજ તેઓ શ્રીયમુનાજીના જળને હાથમાં લેઇને આચમન કરવું એ તીર્થની અવજ્ઞા કરવા બરોબર સમજે છે; તેથી તેઓ શ્રીગોપાળ કૃષ્ણની ગાયોની પેઠે મુખવડેજ શ્રીયમુનાજીના જળનું પાન કરે છે. આ પ્રમાણે તેઓએ પણ શ્રીયમુનાપાન કર્યું. પવિત્ર મહાનદી યમુનાને વૈષ્ણવો અત્યંત ભક્તિભાવથી શ્રીયમુના મહારાણીજી કહે છે, કારણકે સાક્ષાત્ ગોલોકવાસી શ્રીકૃષ્ણ ભગવાનનાં ત્રિલોક પૂજ્ય ચરણકમળવડે શ્રીયમુનાજીના તટ અંકિત થયેલા છે.

ત્રણ દિવસ મથુરા રહીને તેઓ શ્રાવણ માસમાં હિંડોલાના ઓચ્છવ ઉપર શ્રીગોકુલ ગયા. ત્યાં તેઓ શ્રીનટવરજીના મંદિરપાસે શ્રીજગન્નાથજીના નોરા ( મકાન-ઉતારા )માં ઉતર્યા. શ્રીગોકુલમાં તેઓ એક માસ કરતાં વધારે સમય રહ્યા.

# શ્રીव्रजयात्रा अथवा-वनयात्रा.

પછી તેઓ સર્વે શ્રીવ્રજયાત્રા કે જે પરકમ્મા (વ્રજ-પરિક્રમણ) અથવા વનયાત્રાને નામે પ્રસિદ્ધ છે તે યાત્રા કરવાને નિકલ્યા. પરકમ્મામાં શ્રીગોકુલ, શ્રીમથુરા, શ્રી-વૃન્દાવન અને શ્રીગિરિરાજ એ સર્વની પ્રદક્ષિણા કરવાની હોય છે. તે ચોરાશી કોસનું ચક્ર છે. એમાં પરિક્રમણ કરનારને પુનઃ 'લખચોરાશી' (ચોરાશી લક્ષ જીવયોનિ) માં ભ્રમણ કરવાનું મટી જાય છે. એવો એ વનયાત્રાનો મહિમા વર્ણાય છે. આ યાત્રા ઘણીજ આનંદદાયક છે; અને તેમાં રસિકશિરોમણિ શ્રીગોપાળ કૃષ્ણનાં ચરિત્ર, વિહાર અને રાસનાં પવિત્ર સ્થાનો આવે છે. દરેક ચોમાસામાં યાત્રાળુ વૈષ્ણવો આ વનયાત્રા કરવાને માટે શ્રીગોકુલમાં એકઠા થાય છે. તેઓ પોતાના ખર્ચે પોતાની સાથે તીર્થ-ગોરને અથવા તો જો દ્રવ્ય ખર્ચવાની અધિક શક્તિ હો-ય તો શ્રીવલ્લભકુળના કોઇ મહારાજને તેઓ પોતાની સાથે લેઇ જાય છે. કોઈ કોઈવાર બે જુદી જુદી યાત્રા-ળુઓની મંડલીઓ જુદા જુદા મહારાજની આગેવાનીનીચે વનયાત્રા કરવાને એકબીજાની સાથે હરીફાઈ કરતી 'પર-કમ્મા' કરે છે. તેઓની પાછળ—ગોકુલમથુરાના ચોબા (યમુનાપુત્ર) તથા દુકાનદારો પણ પરકમ્મામાં ફરે છે. યાત્રાળુઓ વળી રાસધારીઓને પણ પૈસા આપીને પોતાની સાથે રાખે છે. તેઓ તે સુકાંલીલાં વનની યાત્રાઓમાં આવતાં

સ્થળોએ શ્રીકૃષ્ણભગવાને કરેલાં વિવિધ ચરિત્રો તે તે સ્થળોમાં નાટ્યરૂપે ભજવી બતાવે છે. તેથી આનંદ અને પુરાતન સ્થાનિક ઇતિહાસનું જ્ઞાન તથા શ્રીકૃષ્ણભક્તિ અભણ મનુષ્યોના અંતઃકરણમાં પણ પ્રવેશે છે. દરરોજ ફક્ત ત્રણ કે પાંચ માઇલની મુસાફરી કરવાની હોય છે. તેથી માંદા માણસો સિવાય બીજું કોઈ પણ મનુષ્ય વનયાત્રામાં વાહનનો કે પગરખાંનો ઉપયોગ કરતું નથી. પણ અડવાણા પગે ચાલતાં સઉ યાત્રાળુઓ તે શ્રીકૃષ્ણચરણાંકિત ભૂમિની અત્યંત ભક્તિપૂર્વક યાત્રા કરે છે; તથા યાત્રામાં કોઈ ક્ષૌર (હજામત) પણ કરાવતા નથી. જ્યારે વનયાત્રામાં અમુક તીર્થસ્થાન આવી પહોંચે છે ત્યારે ત્યાં રાસધારીઓ શ્રીકૃષ્ણલીલા ભજવે છે અને યાત્રાળુઓ સ્નાનાદિક વિધિ કરે છે.

મોરારજી વગેરે જે મંડલીસાથે વનયાત્રા કરવા નિકળ્યા હતા તે મંડલીના આગેવાન કોઇ શ્રીગોસ્વામીજી મહારાજ નહોતા, પણ એક[1] વહુજીમહારાજ શ્રીભામિનીજીનાં [2]બેટીજીમહારાજ શ્રીવ્રજપ્રિયાજી કરીને હતાં. તેમણે વનયાત્રામાં જે તીર્થ કર્યાં તેમાંનાં મુખ્યતો ગિરિરાજ, દિગ્ભુવન, નંદગામ, બરસાણા અને વૃન્દાવન હતાં.

---

૧. શ્રીવલ્લભકુળના ગોસ્વામીજી મહારાજોનાં પત્ની (વહુ) તે વહુજીમહારાજ કહેવાય છે. ૨. તેમનાં પુત્રી તે બેટીજીમહારાજ કહેવાય છે.

બાળક મોરારજી આ વનયાત્રામાં ચોબાઓની સાથે નરણે (નિરન્ન) કોઠે નિત્ય પેંડા બરફી ખાવા લાગ્યા. કેમકે આ યાત્રામાં મોડું સાંજે એકજ વાર જમવાનું થતું હતું. તેનો પરિણામ એ થયો કે જ્યારે વનયાત્રામાંથી—આવ્યા પછી ફરીને અન્નકૂટના ઉત્સવ ઉપર ગિરિરાજ જઇને તેઓ સઉ પાછા વળતા હતા ત્યારે રાધાકુંડ આગળ મોરારજીને મરડાનો રોગ થયો. આ સમયે મોરારજીનું બરોબર અગીઆરમું વર્ષ પૂરૂં થયું હતું. શ્રીગોકુલ આવીને તેઓ થોડાક દિવસ રહ્યા, અને ત્યાંથી સંવત્ ૧૯૦૨ માં તેઓ શ્રીગયાજી જવાને ઉપડ્યા.

## શ્રીગોકુલથી શ્રીપ્રયાગરાજ શ્રીકાશીપુરી અને શ્રીગયાજીનો પ્રવાસ.

તેઓ ગોકુલથી ઉપડીને પ્રથમ શ્રીપ્રયાગરાજ (અલ્હાબાદ)ની તીર્થયાત્રા કરીને બનારસ—(વાણારસી)—મોક્ષપુરી શ્રીકાશીજીમાં આવ્યા. તે સમયે અંગ્રેજો પંજાબમાં લડાઈ ચલાવતા હતા, તે લડાઇના કામમાં સરકારી વેઠમાં તેમનાં ગાડાંને પકડવાનો પ્રયત્ન રસ્તામાં બેવાર કરવામાં આવ્યો હતો. શ્રીકાશીમાં આવ્યા પછી મોરારજીનો મરડાનો રોગ વધી પડચો; તેથી ત્યાંના એક વૈદ્ય પાસેથી ઔષધ લીધું, તથા એક ઘોડાની ગાડી પણ તેમને માટે ખાસ ખરીદી લીધી; અને પછી તેઓ શ્રીકાશીથી

શ્રીગયાજી જવાને ઉપડ્યા. તેજ દિવસે કેટલાક માઇલ ગયા પછી સાંજે પેલા ઔષધની અસરથી મોરારજીને દસ્ત લાગવા માંડ્યા તથા વિશેષ નિર્બળતા થઈ અને માંદગી ભયંકર જણાવા લાગી. મોરારજીનાં માતુશ્રી તથા બીજાં સઉને અત્યંત ભય અને ચિન્તા ઉત્પન્ન થયાં અને તેમણે પાછાં વળી શ્રીકાશીજી જવાનો વિચાર કર્યો. પરંતુ તે ઔષધથી મોરારજીના પેટનો બગાડ સાફ થઇ જવાથી ફાયદો થયો, અને બીજેજ દિવસે દસ્ત ઓછા થવા લાગ્યા. અને તેમની તબિયત સુધરવાનાં ચિહ્ન જણાયાં.

પછી તેઓ શ્રીગયાજી પહોંચ્યા અને ત્યાં શ્રીજીવણજી મહારાજને મળ્યા. મોરારજીના કાકાએ કેટલાક ગયાજીના-પંડિતોને શ્રીજીવણજી મહારાજને મુકામે એકઠા કરીને "બાળક મોરારજીના પિતા ગોકળદાસનું ગયાશ્રાદ્ધ કરવાનો અધિકાર મોરારજીને એકલાનેજ છે કે બીજું કોઈ તે કરી શકે તેવી છૂટ છે?" એવા પ્રશ્નનો નિર્ણય પૂછ્યો. મોરારજી નાના તેમજ હાલમાં માંદા હતા તેથી જો શાસ્ત્રમાં છૂટ હોય તો તેમના કાકા તે શ્રાદ્ધ કરે એવા વિચારથી આ નિર્ણય કરાવવાનો હતો. સર્વ પંડિતોનો એવો અભિપ્રાય થયો કે પુત્રને સદ્‌ભાવે અન્ય કોઇને ગયાશ્રાદ્ધ કરવાનો અધિકાર નથી. આ ઉપરથી જોકે મોરારજીનું વય માત્ર સવાઅગિયાર વર્ષનું જ હતું અને

શરીર માંદું હતું તોપણ તેમણે ગમે તેમ થાય તોયે પોતે પોતાના પિતાનું ગયાશ્રાદ્ધ કરવાનો ખરેખરો આગ્રહ પકડ્યો. પિતૃભક્ત મોરારજી એવે માંદે શરીરે નાની વયમાં સોળ દિવસલગી સ્નાનાદિક અનેક શરીરશ્રમ વેઠીને રોજ છેક સાંજે એકવાર હવિષ્યાન્ન માત્ર ભોજન કરીને તથા ભૂમિશયન કરીને—

**શ્લોકઃ**

**जीवतो वाक्यकरणान्मृताहे भूरिभोजनात् ।**
**गयायां पिण्डदानेन त्रिभिः पुत्रस्य पुत्रता ॥**

**અર્થાત્ઃ**—પિતા જીવતાં તેમની આજ્ઞાપ્રમાણે વર્ત્તવાથી, પિતાના મરણપછી તેમની મરણતિથિએ સારીપેઠે બ્રહ્મભોજનાદિક કરવાથી, અને ગયાક્ષેત્રમાં પિંડદાન કરવાથી પુત્રનું પુત્રત્વ ( પુત્ર–ધર્મ ) સિદ્ધ થાય છેઃ— એ વચન પ્રમાણે હિંદુપુત્ર તરીકેનો પોતાનો ધર્મ બજાવવા તૈયાર થયા. ગયાશ્રાદ્ધનો આરંભ કર્યો ત્યારે–મોરારજીનું શરીર ઘણુંજ નિર્બલ હતું, પરંતુ શ્રાદ્ધક્રિયા જેમ જેમ આગળ ચાલતી ગઈ તેમ તેમ દિનપ્રતિદિન મોરારજીનું શરીર વધારે વધારે સુધરતું ગયું અને સોળે દિવસે શ્રાદ્ધની સમાપ્તિ સમયે તો તેમની તબિયત પાછી ઠેકાણે આવી ગઇ. શ્રાદ્ધક્રિયાથી પ્રસન્ન થયેલા પિતૃદેવો મનુષ્યને આરોગ્ય, સંપત્તિ અને સંતતિ આપે છે એ સનાતન હિંદુ-

શાસ્ત્રનું વાક્ય આ માંદગીના સમયથી તે છેક અંતલગી મોરારજીના સંબંધમાં તો સત્યજ નિવડ્યું છે.

મોરારજીશેઠના દાદા જીવણશેઠ, લાલજીકાકા અને મોરારજી ત્રણે પોતપોતાના પિતાનાં ગયાશ્રાદ્ધ કરતા હતા તે દરમ્યાન વૃદ્ધ જીવણશેઠની તબિયત પણ ઘણીજ સુધરી ગઇ હતી.

હિંદુઓના આ પિતૃપૂજન અથવા શ્રાદ્ધપદ્ધતિ-સંબંધી ભટ્ટ મોક્ષમૂલરનો અભિપ્રાય અત્ર ટાંકયો છે તે ઉપરથી જાણવામાં આવશે કે હિંદુઓના શ્રાદ્ધવિધિવિષે સમજુ પાશ્ચાત્ય વિદ્વાનો પણ કેવા ઉંચા વિચાર ધરાવે છે:—

"Such charitable gifts flowed most naturally and abundantly at the time of man's death or whenever his memory was revived by happy or unhappy events in a family......................
"The motive was excellent.........................

"They (shraddhas) alone seem still to impart to their life on earth a deeper significance and a higher prospect. I could go a step further and express my belief, that the absence of such services for the dead and of ancestral commemorations is a real loss in our religion.

"Almost every religion recognises them as tokens of a loving memory offered to a father, to a mother or even to a child, and though in many countries they may have proved a source of superstition, there runs through them a deep well of living human faith that ought never to be allowed to perish."

Max-Muller's- "India, what can it Teach us ?" p. p. 234-236-242.

**ભાવાર્થઃ**—"મરણસમયથી તે વાર્ષિક શ્રાદ્ધ સુધીનાં શ્રાદ્ધોમાં મરનારના વિયોગથી ઉત્પન્ન થયેલી કરૂણામય પ્રેમની લાગણીઓથી તથા સાંવત્સરિક અને મહાલયાદિક-શ્રાદ્ધો તથા નાન્દીમુખ શ્રાદ્ધોને પ્રસંગે મરણ પામેલાં પ્રિયજનના સ્મરણથી મનુષ્ય સ્વાભાવિક રીતે બહોળા મનથી પુણ્યદાન કરવા પ્રવૃત્ત થાય છે.......આમાં પરોપકાર વગેરે ઉત્તમ હેતુ રહેલા છે.........આ જ સંસારમાં પણ શ્રાદ્ધ એ વધારે ઉંડો મર્મ અને ઉચ્ચગામી આશય ધરાવે છે. અને હું એક ડગલું આગળ વધીને એમ પણ મારો મત દર્શાવવાની હિંમત ધરૂં છું કે આવાં નિત્ય-નૈમિત્તિક શ્રાદ્ધની પદ્ધતિ જેવું પૂર્વજોના પૂજન અને સ્મરણ માટે ખ્રિસ્તી ધર્મમાં કાંઈ નથી એ એક ખ્રિસ્તી ધર્મમાં

ખરેખરી ખામી છે............લગભગ પ્રત્યેક ધર્મ શ્રાદ્ધને મરેલાં માતપિતા કે સંતાન પ્રત્યેના પ્રેમસ્મરણના ચિન્હરૂપે ગણે છે, અને જો કે ઘણા દેશોમાં એથી વહેમની ઉત્પત્તિ થઇ છે તોપણ શ્રાદ્ધમાં માનવ શ્રદ્ધાનો એક એવો ઉંડો સજીવન ઝરો છે કે જેનો કદી પણ નાશ થવા દેવો જોઇએ નહિ."

મોક્ષમૂલરકૃત–"હિંદ આપણને શો બોધ આપે છે ?"
પૃષ્ઠ. ૨૩૪—૨૩૬—૨૪૨

આ પાશ્ચાત્ય ધુરંધર વિદ્વાન્ શ્રાદ્ધની દષ્ટ ઉપયોગિતાવિષેજ આવો ઉત્તમ અભિપ્રાય આપે છે; પણ તે ઉપરાંત આપણાજ આર્યાવર્ત્તની અસલ મિલ્કત જે **સંકલ્પવિદ્યા** છે, તે સંબંધી અમેરિકામાં થતા શોધો અને પ્રયોગો ઉપરથી હવે પ્રકાશમાં આવતું જાય છે કે શ્રદ્ધાના સંકલ્પવડે કરેલાં નિકટ કે દૂરના સગા સંબંધી કે મિત્રોનાં શ્રાદ્ધ તે સંકલ્પબળના પ્રમાણમાં મરનારના જીવાત્માને ઉન્નતિ કે વિકાસક્રમ ( evolution ) માં સહાયરૂપ થઇ પડે છે.

## શ્રીગયાજીથી પાછો શ્રીકાશીપુરીપ્રતિ પ્રવાસ.

ગયાશ્રાદ્ધ કરી રહ્યા પછી મોરારજીના દાદા તથા સઘળો સાથ શ્રીકાશીજી તરફ પાછો વળ્યો. બનારસ અથવા કાશીમાં વ્યાપારી બુદ્ધિવાળા બાળક મોરારજીનું ધ્યાન

ત્યાંના દલાલોના જુલમપ્રત્યે ખેંચાયું હતું. તેમણે તે પોતાના નિજવૃત્તાન્તમાં નોંધી રાખેલું છેઃ—

“ એ દલાલો બનારસથી બહાર કેટલાક માઇલલગી ફરતા રહે છે, અને કોઇ મુસાફર કે યાત્રાલુ આવતા હોય છે તેમની સાથે ને સાથે ઠેઠ તે કાશીમાં મુકામ કરે ત્યાં પણ લાગુ ને લાગુ રહે છે. તે દલાલ પેલા મુસાફર કે યાત્રાળુ બજારમાં કાંઇ ખરીદવા જાય કે તેની સાથેજ જાય છે અને તેમની પારશી ( બીજા ન સમજે તેવી ભાષા ) માં જે દુકાને ખરીદ કરવાનું હોય તે દુકાનવાળાને દલાલી ચઢાવવાને ચેતવી દે છે. દલાલી પણ એટલી બધી ચઢાવરાવે કે લગભગ સેંકડે સો કે પચાસ ટકા જેટલી થાય. આ પ્રમાણે મુસાફરોને લુટે, અને તેમની પાસે તે દલાલ એક નોકર તરીકે હાજર ને હાજર રહે અને ફેરો ફાંટો કરે તેના માટે પાછો તે મુસાફર કાશી છોડીને જાય ત્યારે તેની પાસેથી કાંઇ બક્ષીસ મેળવે તે તો જુદીજ.”

આમ હોવાથી મોરારજીના કાકા આઠ દિવસલગી દુકાને દુકાને કાશીમાં ફર્યા. પણ વ્યાપારીઓ માલની કિમત બેહદ વધારે બતાવતા, તેથી તેઓને કાંઇ પણ ખરીદવું યોગ્ય જણાયું નહિ. છેવટે વ્યાપારીઓને અને દુકાનદારોને તેમણે શ્રીજીવણજી મહારાજને મુકામે બોલાવવાની ગોઠવણ કરી, ત્યાં તેઓ ઓછી કિમતે માલ આપવાને

લલચાયા તો ખરા, પણ દલાલોના ભયથી તેઓએ માલ વેચાતો આપ્યો નહિ. છેવટે જ્યારે મોરારજીના કાકાએ કાંઇ પણ ખરીદવાનો વિચાર માંડી વાળ્યો, ત્યારે દલાલોએ જાણ્યું જે કાંઇ પણ કમાઇશું નહિ તેના કરતાં વ્યાપારી પાસેથી થોડી દલાલી લેવા કબુલ કરવું એ સારૂં છે. તેથી તેમણે ફક્ત સેંકડે અઢીથી પાંચ ટકા લગી દલાલી ચઢાવીને વ્યાજબી કિમતે માલ આપવાની રજા આપી.

એકવાર એવું બન્યું કે મોરારજી, પોતાના કાકાસાથે કેટલીક હલકી હલકી ચીજોની ખરીદ કરવા બજારમાં ગયા. પોતાના કાકાથી છુટા પડી એક દુકાને જઇને તેમણે એક જુદા નંગવાળા પદકની કિમત ઠરાવી ત્યારે તે દુકાનદારે તેની આઠ આના કિમત કહી, અને મોરારજી તેને આઠ આના આપી તે પદક લેતા હતા તેવામાં પેલા દલાલોમાંનો એક ત્યાં આવી પહોંચ્યો. તેને જોતાંજ પેલો દુકાનદાર ફરી ગયો અને બોલ્યો કે—'મેં આઠ આના નહિ પણ બે રૂપૈયા અને આઠ આના કિમત કહી છે, તમે મારૂં કહેવું બરોબર સમજ્યા નહિ હો!' મોરારજીશેઠ તે વેળા તો ત્યાંથી તે પદક ખરીદ્યા વિના ચાલ્યા ગયા, અને પેલો દલાલ આઘો પાછો ગયો એટલે પેલો દુકાનદાર પોતાની આસપાસ નજર નાંખીને છાનોમાનો તેમની પાસે

આવ્યો અને પેલું પદક મોરારજીને આપીને મોરારજીને કહ્યું કે-'આની કિમતના આઠ આના તેની દુકાનપાસે બેઠેલા એક ખુડદીઆ નાણાવટીને આપજો.'—તે પ્રમાણે કરીને મોરારજી પદકની ખરીદ માટે આનંદ પામતા તે દુકાનેથી ચાલ્યા. તેવામાં પેલા દલાલને વહેમ પડવાથી પાછો મોરારજી પાછળ દોડતો ગયો અને તેમને એકલા જોઇને 'ગંગાજીના સોગન ઉપર સાચી વાત કહી દે નિકર તને મારીશ' એવી ધમકી દીધી. મોરારજીએ પદક આઠ આને ખરીદ્યાનું કહ્યું, તે ઉપરથી તેણે તો પેલા દુકાનદાર પાસે જઇને મોટો ઝગડો મચાવ્યો, અને પદકની કિમત-માંથી ભાગ પણ પડાવ્યો હશેજ. આ વાર્ત્તા જો કે નજીવી જણાય છે તો પણ મોરારજીની બાળપણથી ક્રયવિક્રયની વૃત્તિ તથા વ્યાપારબુદ્ધિ સંબંધી બાબતો ઉપર અજવાળું નાંખનાર હોવાથી એક વ્યાપારીના આ જીવનચરિત્રના લેખક તરીકે મેં અત્રે સવિસ્તર આપવી યોગ્ય ધારી છે.

## बनारसथी पाछुं प्रयागराज आववुं-तथा त्यांथी मथुरा जवुं.

કાશીથી આપણા યાત્રાળુઓ મકરસંક્રાન્તિ ઉપર ફરીને પ્રયાગરાજ આવ્યા, અને ત્રિવેણીમાં સ્નાન કરીને તેઓ પાછા મથુરાજી જવા નિકલ્યા, રસ્તામાં ફરૂકાબાદ

આગળ મોરારજીના દાદાને પહેલવહેલીજ સહજ દમના આજારની અસર થઇ. ત્યાંથી તેઓ સઉ ગોકુલ ગયા.

ગોકુલથી તેઓ સઉ ગંગાસ્નાન કરવા માટે સોરમજી-ગંગાને ઘાટ જવાને માટે ઉપડ્યા. ત્યાં મોરારજીશેઠનાં માતુશ્રીએ તથા બીજાઓએ મરજાદ (મર્યાદા) લીધી. મરજાદ લેતાં પહેલાં ઉપવાસ કરવો પડે છે. મર્યાદા લેવાનો વિધિ જોઇને બાળક મોરારજીને પણ મર્યાદા લેવાનો ઉત્સાહ થઇ ગયો. તેમનાં વડીલો વગેરેએ તેમને ઘણા વાર્યા પણ મોરારજી પોતાના નિશ્ચયમાંથી હઠ્યા નહિ, અને સાડાઅગિયાર વર્ષની ઉમરે તેમણે પણ મર્યાદા લીધી (સંવત્ ૧૯૦૨).

## મોરારજીના પિતામહ જીવણશેઠનો ગોલોકવાસ.

પછી સઉ સાથે મુંબાઈતરફ પાછા વળવાનો વિચાર કર્યો—પણ મોરારજીના દાદા જીવણશેઠે ગોકુલ છોડવાની ના પાડી અને કહ્યું કે "હું ગોકુલવાસ કરી દેહત્યાગ કરવા ઇચ્છું છું." તેમના પુત્રો વગેરે સઘળાએ તેમને પોતાની સાથે મુંબાઈ આવવા ઘણાએ સમજાવ્યા પણ જીવણશેઠ તો એકના બે થયા નહિ. તેથી કેટલાક માસ તેમને ગોકુલમાંજ રોકાઇ રહેવું પડ્યું. મોરારજીના કાકા પ્રેમજીએ

આષાઢ શુદ ૨ ને રોજ મુંબાઈ પોતાના બીજા ભાઈઓને આ બધી હકીકતનો પત્ર લખીને જણાવ્યું કે પિતાશ્રી જીવણ-શેઠ પોતાની હઠ છોડી મુંબાઈ આવે તેવો પત્ર મુંબાઈથી લખજો. તેજ ટપાલમાં-વૃદ્ધ જીવણશેઠે પણ મુંબાઈ પોતાના પુત્રોને પત્ર લખ્યો કે 'મારો વિચાર ગોકુલવાસ કરી અત્રેજ દેહ છોડવાનો છે, તેથી પ્રેમજીને તમે પત્ર લખી શીખામણ દો કે તે મને સતાવે નહિ અને એક બે નોકરો સાથે મને ગોકુલમાં મૂકી જાય;' બીજે રોજ રથયાત્રા હતી તેથી જીવણશેઠ બાળક મોરારજીની સાથે બે ત્રણ મંદિરે દર્શન કરીને ઘેર આવ્યા. મોરારજી પોતાના દાદા જીવણશેઠની સાથેજ સુઇ રહેતા, તેથી રાત્રે જીવણશેઠે પોતાનો દેહ પડવા દેવામાં વિલંબ કરવાને માટે પરમેશ્વર-ને ગાળો દેવા માંડી, તે મોરારજીએ સાંભળી. એથી પરમે-શ્વર પ્રત્યે પૂજ્યભાવ ધરાવનાર બાળક મોરારજી પથારીમાં બેઠા થઇ ગયા અને પોતાના વૃદ્ધ દાદાને કહ્યું કેઃ- " દાદાજી શ્રીઠાકોરજીને ગાળો દેઇયે તો પાપ લાગે, તમે આમ કેમ કરોછો ?" જીવણશેઠે કહ્યું:-"પ્રેમજી મને અહીં રહેવા દેતો નથી, અને મુંબાઈ જવાને પજવે છે. મારે તો ગોકુલવાસ કરી અહીંજ દેહ છોડવો છે. તેથીજ મારો જલદી અંત નથી આણતા માટે ઠાકોરજીને મારે ગાળો દેવી પડે છે." મોરારજીએ બીજે રોજ પોતાના

કાકા પ્રેમજી અને લાલજીને બધી હકીકત કહી; અને તે રાતે તો વૃદ્ધ જીવણશેઠે પોતાના પુત્ર પ્રેમજી વગેરેને કહ્યું કે–'તમે મારી પાસે બેસીને જો કાંઇ હરિકથા કે કીર્ત્તન વાંચો તો સારૂ–મારૂં શરીર આજે સારૂં નથી તેથી તમે રાત્રે જાગતા સાવધ રહેજો.' આ સાંભળીને સઉને આશ્ચર્ય લાગ્યું, પણ સઉએ વૃદ્ધ જીવણશેઠની આજ્ઞા પ્રમાણે કર્યું. બીજે દિવસે સવારમાં મોરારજી હમેશની પેઠે સ્નાન કરીને તથા મંગલાનાં દર્શન કરીને મુકામે આવ્યા ત્યારે તેમને વૃદ્ધ જીવણશેઠ પાસે બેસાડીને મોરારજીના કાકા સ્નાન તથા દેવદર્શન કરવા ગયા. વૃદ્ધ જીવણશેઠે પાયખાને જવાની ઇચ્છા બતાવી તે ઉપરથી મોરારજી તેમને દોરીને લેઇ ગયા. તે પાયખાને જઇ આવ્યા, તે વખતે મોરારજીના કાકા સ્નાન તથા દર્શન કરીને આવ્યા, તેમને વૃદ્ધ જીવણશેઠે કહ્યું કે–"હું લુગડાં બદલી લેઉં ત્યાં લગી મને અડશો નહિ, કેમકે તમારે મારી પાસે પાઠ કરવો પડશે." જીવણશેઠ લુગડાં બદલી પોતાની પથારી ઉપર આવ્યા ત્યારે તેમને ઘણી ઉધરસ આવી અને બહુ દમ ચઢયો. પણ સારે ભાગ્યે કફ છુટયો અને તેમને કાંજી પાવામાં આવી. હવે વૃદ્ધ જીવણશેઠે પોતાને મુકામ બારણે લેઇ જઇ સુવાડવાને કહ્યું; કેમકે મુકામ એક મંદિરમાં હતો તેથી કદી મંદિરમાં તેમનો દેહ પડે તો આખું મંદિર છોવાઇને

અશુદ્ધ થાય. જીવણુશેઠે તો ચાલીને મંદિર બહાર જવાની ઇચ્છા બતાવી પણુ તેમને તેમ શ્રમ ન લેવા દેતાં તેમની પથારીને પથારીજ ઉપાડીને તેમને બારણે લેઇ જવામાં આવ્યા; અને પવિત્ર ગોશાળા પાસેજ તેમની છેવટની પથારી કરવામાં આવી. ત્યાર પછી એક કે બે મિનિટમાંજ ધાર્મિક પરમ વૈષ્ણુવ પુણ્યાત્મા વૃદ્ધ જીવણુશેઠે—પ્રાતઃકાળના આઠ વાંગતાં પોતાના શુદ્ધ અને સબળ સંકલ્પ પ્રમાણે શ્રીગોકુલભૂમિમાં અને ગોશાળા પાસેજ પ્રાણુત્યાગ કરીને શ્રીગોલોકપ્રત્યે પ્રયાણુ કર્યું. આ બિના આષાઢ શુદ ૫ ને રોજ બની.

જીવણુશેઠનો દેહ પડ્યો તે વખતે તેમના સંઘાતનાં લગભગ સઘળાં માણુસો ગોકુલથી છ માઇલ ઉપર બળદેવજીનાં દર્શન કરવાને ગયાં હુતાં. ફક્ત આ પ્રસંગે મોરારજી, તેમના કાકા—પ્રેમજી તથા લાલજી, અને એક મેઘજી નામનો નોકર એ ચારજ જણુ હાજર હુતા. પણુ જીવણુશેઠના એક સ્નેહી ખીમજી આણંદજીને સૂતક હોવાથી તે બળદેવજી ગયા નહોતા. તેથી તે પાંચમા મદદગાર મળી આવ્યા; અને એ પાંચે જણુ મળીને જીવણુશેઠના શબને ઉત્તરઘાટવાળા સ્મશાનમાં લેઇ જઇ દહુનક્રિયા કરીને તેઓ સાંજે પાછા મુકામે આવ્યા, તે વખતે વરસાદ

એટલો બધો પડયો હતો-અને રસ્તામાં પાણી એટલું બધું ભરાઇ ગયું હતું કે તળાવ, ખાડાખઇયા, અને રસ્તો બધું એકાકાર થઇ ગયું હતું.

જીવણશેઠના અદ્દ્ભુત દેહત્યાગની સાથે સંબંધ ધરાવનાર એક અદ્દ્ભુત વાત એવી બની કે-જે સમયે તેમની દહનક્રિયા ઉત્તરેશ્વરઘાટ ઉપર થતી હતી તેજ સમયે તેમના કુટુંબનાં બઇરાં યમુનાજીમાં સ્નાન કરવા ગયેલાં ત્યારે જે કામળી જીવણશેઠ નિત્ય પોતાની સાથે રાખતા તે કામળી પણ યમુનાજીમાં તણાઇને તે સ્મશાનના ઘાટ તરફજ જતી રહી.

શ્રીગોકુલ જેવી ભક્તિસંસ્કારી ભૂમિમાં લાંબો સમય નિવાસ કરવાથી આપણા ચરિત્રનાયક મોરારજીના અંતઃકરણમાં રહેલા સ્વાભાવિક ભક્તિના સંસ્કાર વૃદ્ધિ પામ્યા; તે એટલે સુધી કે તેમનું બાળક અંતઃકરણ ઈશ્વર સિવાય બીજું કાંઇપણ ચિન્તવતું નહોતું. કોઇ કોઇ વાર લોકો એમ કહેતા કે જેઓ યમુનાજીનાં દર્શન અને સ્તવન ખરા ભાવથી કરે છે તેને પ્રત્યક્ષ શ્રીયમુના મહારાણી દર્શન દેછે. એ સાંભળીને મોરારજીએ પણ પ્રત્યક્ષ યમુનાજીનાં દર્શન કરવાનો નિશ્ચય કર્યો-અને રોજ સાકર લેઇને ઠકરાણીઘાટ ઉપર જવા લાગ્યા. ધ્યાનપૂર્વક તે નદીના જળમાં રોજ જોતા તથા તેમાં સાકરના ગાંગડા નાખતા હતા પરંતુ

તેમને શ્રીયમુનાજીનાં પ્રત્યક્ષ દર્શન ન થવાથી તે નિરાશ થયા. તેથી તેમણે પોતાનો કાંઇક અપરાધ થયો હશે એમ માનીને પોતાનું સમાધાન કર્યું; પણ નદી અને તીર્થના અધિદેવતાઓના અસ્તિત્વ વિષે અશ્રદ્ધા કરી બેઠા નહિ.

ચોમાસુ હોવાથી આશરે બે અઢી માસ તેઓ સઉ જીવણશેઠના દેહ ત્યાગ પછી પણ ગોકુલમાં રહ્યા.

## ગોકુંલથી જયપુર થઇને ફરીને નાથદ્વારા જવું.

ચોમાસુ ઉતર્યા પછી તેઓ સઉ જયપુર ગયા, ત્યાંથી મોરારજી એક ટટ્ટુ ઉપર બેશી મુસાફરી કરતા. ત્યાં પણ દલાલોનો જુલમ બનારસની પેઠે હતો ખરો, પણ તેટલે દરજ્જે નહોતો. જયપુરમાં દશ દિવસ રહીને સંવત્ ૧૯૦૩ ના અન્નકૂટના ઉત્સવ ઉપર તેઓ પાછા શ્રીનાથદ્વારામાં આવી પહોંચ્યા. આ એક મોટો સમારંભ ગણાય છે. અન્નકૂટને દિવસે મંદિરનો આખો ચોક ભાતના એક ગંજાવર ઢગલાથી ભરી નાખવામાં આવ્યો હતો અને ગણુતાં પાર ન આવે એટલી વિવિધ–પ્રકારની રસોઇ ત્યાં મૂકેલી હતી. આ પ્રસંગે ઘણાજ દૂર દેશાવરથી–તેમજ આસપાસના સો સો માઇલના છેટેથી લોકો દર્શન માટે આવેલા હતા. યાત્રાળુઓ દર્શન કરી રહ્યા, ત્યાર પછી મેવાડના ભક્તિમાન્ અને શૂરવીર ભીલોને માટે દર્શન ખુલ્લાં મૂકવામાં આવ્યાં. ભીલોએ પોતાનાં

બઇરાંને મંદિર બહાર રાખ્યાં હતાં, અને મરદો હાથમાં સાટકા, સોટા, અને સાંકળો લેઇને પેલો ભાતનો મોટો પર્વત લૂટવાને પડ્યા. લૂટી લૂટીને તેઓ બારણે લેઇ જઇને તે ભાત પોતાની સ્ત્રીઓને આપતા. આ ભાત તેઓ પોતાનું પેટ ભરવાને માટે લૂટતા નથી, પણ બાર માસ લગી તેમાંથી દરરોજ થોડાક દાણા—શ્રીહરિપ્રસાદ તરીકે લેઇને પોતાના પિંડને પવિત્ર કરવાને શ્રદ્ધાભક્તિથી એ ભાત મેળવી લેવાને ઇચ્છે છે તથા આટલો શ્રમ કરેછે.

કાર્તિક શુદ એકાદશી પછી શ્રીનાથજીનાં મંગળાનાં દર્શન—પરોઢમાં ચાર વાગે ખુલે છે. બાળક ભક્ત મોરારજીને ભક્તિરસ લાગેલો હોવાથી તે છાનામાના શ્રીનાથજીની દંડવત્ પરકમ્મા કરતા—અર્થાત્ દંડવત્ કરતા કરતા પ્રદક્ષિણા કરતા. આશરે ત્રણ અઠવાડીઆં લગી તેઓ શ્રીનાથદ્વારમાં રહ્યા અને કાર્તિક માસમાં તેઓ પાછા મુંબાઈ જવાને ઉપડ્યા.

## શ્રીનાથદ્વારાથી શ્રીડાકોરજી થઇ મુંબાઈ આવવું.

શ્રીનાથદ્વારાથી ઉપડી તેઓ શ્રીડાકોરમાં શ્રીરણછોડજીની યાત્રા કરી વડોદરા, ભરૂચ અને સુરત થઇને સંવત્ ૧૯૦૩ ના પોષ શુદ પૂનમને રોજ મુંબાઈ આવી પહોંચ્યા. મોરારજીના કાકા હરજીવન, નરસી જેઠા, નથુ ખીમજી, કલ્યાણજી નરસી, લદ્ધા નારણજી—એ નિકટના

સગા સામા આવ્યા હુતા. મોરારજી પોતાના ટટ્ટૂ ઉપર બેઠેલા હોવાથી સઉથી આગળ નિકળી આવ્યા હુતા. તેમણે તેઓને થાણા અને કુરલા વચ્ચે બેઠેલા જોયા. પછી ગાડાં આવી પહોંચ્યાં, અને સઉ એક બીજાને મળ્યા ભેટ્યા. પછી તેઓ સઉ થોડા સમયમાં કુરલે આવી પહોંચ્યા, ત્યાં મોરારજીના કાકા આણંદજી અને બીજાં ઘણાં સગાં-વહાલાં—સામાં આવેલાં તેમને મળ્યાં. ત્યાંથી સીધા તેઓ મુંબાઈ પોતાને ઘેર આવ્યા.

આ પ્રમાણે યાત્રાનો વિષય પૂર્ણ થતાં આપણને સમજાય છે કે મોરારજીની બાલ્યાવસ્થાની કેળવણીમાં દેશાટન અથવા પ્રવાસે પણ કાંઇ અનુભવનો ઉમેરો કરેલો છે. પોતાના વડીલોની સાથે અને તીર્થયાત્રાના પવિત્ર હેતુથી પગરસ્તે ગાડાં કે ઘોડાં જેવાં મંદ વાહનથી કરેલી મુસાફરીએ પવિત્ર આચારવિચાર, ભક્તિ અને શ્રદ્ધા, વિવિધ સ્થળ અને પદાર્થોના અવલોકનનો અવકાશ, પ્રવાસમાં જોયતી સહનશીલતા અને અનુભવ વગેરે ઉપયોગી કેળવણીનાં દ્વાર બાળક મોરારજીને માટે ખોલેલાં હતાં, અને તેની રૂડી અસર આપણે પુખ્ત મોરારજી-શેઠના ચરિત્રમાં આગળ ઉપર સ્થળે સ્થળે જોઇ શકીએ તેમ છે. હાલ કેવળ મોજમજાને લક્ષમાં રાખી રેલ્વે જેવાં અત્યંત શીઘ્ર વાહનોદ્વારા, એકલા નિરંકુશ યુવાનીઆઓ,

ધોત કે વટાળને છેડાછુટકો આપી સ્વચ્છંદીપણું શીખવાને મુસાફરી કરે છે; તેથી નથી અનુભવ મળતો, નથી શ્રદ્ધા ભક્તિ કિંવા અંતઃકરણ કે શરીરના શૌચાચારનું રક્ષણ શીખાતું, નથી અવલોકનનો અવકાશ મળતો, કે નથી શ્રમસહિષ્ણુતા આવતી. પ્રવાસ એ ઉત્તમ કેળવણીનું સાધન છે, પણ **योजकस्तत्रदुर्लभः** એ વાક્ય પ્રમાણે કેળવણીનાં સાધનોની હિતકર યોજના કરવામાં કુશળ પુરુષોનીજ ખોટ છે.

## પ્રકરણ ૪ થું
## મોરારજીનો વ્યવહારમાં પ્રવેશ.

હુવે મોરારજીશેઠનો વ્યવહારની ભાંજગડમાં પ્રવેશ થતો આપણા જોવામાં આવે છે. વાત ખરી છે કે બાર વર્ષના મોરારજીને માટે વ્યવહારના ધુંસરાનો સમય વહેલો આવ્યો ગણાય પણ સંસારની ઘટનાને માટે કાંઇ વહેલું-મોડું ગણવું કઠિન છે. મોરારજીના પિતા તો તેમને પ્રથમ બાલ્યાવસ્થામાંજ મેલી સદ્ગતિ પામ્યા હુતા; અને મોરારજીનું હિત પિતાના જેટલીજ સાવધ દૃષ્ટિથી જાળવે તેવા તેમના પિતામહુ જીવણશેઠ પણ હુવે ગોલોકવાસી થયા હુતા. તેથી મોરારજીશેઠને હુવે–પોતાના હિત ઉપર નજર રાખવાની જરૂર સ્વાભાવિક રીતે ઉત્પન્ન થઇ; કેમ કે જો કે મોરારજીની ઉમર હાલ બારજ વર્ષની હુતી, તોપણ તેમને લખવા વાંચવાની તથા સાધારણ હિસાબી કેળવણી મળેલી હુતી તે ઉપરાંત તીર્થયાત્રાદિક નિમિત્તે મુસાફરીનો લાભ પણ મળેલો હુતો, અને બાળપણમાંથી તેઓ વ્યાપારી વાતાવરણમાંજ ઉછરેલા હુતા. તેથી તેઓ પોતાને થવાની લાભહાનિના સંભવો વિષે યોગ્ય રીતે વિચાર કરીને પ્રવૃત્તિ કરી શકે એટલી સામગ્રી તેમની સ્વાભાવિક તીવ્ર બુદ્ધિને અદ્યાપિ લગી ધીમે ધીમે અને પ્રસંગે પ્રસંગે મળી આવી હુતી.

## મોરારજીશેઠનો વ્યાપારમાં પ્રવેશ.

યાત્રાએથી આવ્યા પછી મોરારજીએ ટોપી પહેરવી છોડીને પાઘડી પહેરવા માંડી, તેની સાથે તેમણે નિશાળે જવું પણ તદ્દન છોડી દીધું, કેમકે પાઘડી પહેરી એટલે પોતે મોટા થયા એમ મોરારજીશેઠને લાગતું હતું, અને એવડા મોટા થઇને નિશાળે જતાં તેમને શરમ આવતી હતી. સંવત્ ૧૯૦૪ માં મોરારજીનું તેરમું વર્ષ પૂરૂં થયું, તે પછી તેમણે પોતાના કાકાની સાથે કોટમાં વ્યાપારીઓની દુકાનોએ જવા આવવાનું શરૂ કર્યું. બે ત્રણ માસ પછી મોરારજીએ સદહુ દુકાનોમાંથી ખરીદેલો માલ સંભાળીને કબજે લેવાનું કામ કરવા માંડ્યું. બુદ્ધિમાન્ મનુષ્યોને કેળવણી લેવાનું સ્થાન કાંઇ એકલી નિશાળમાંજ નથી. દુકાનોમાં અને પેઢીઓમાં પણ પોતાની બુદ્ધિને વ્યાપારી વ્યવસાયમાં કેળવવાનું દ્વાર મોરારજીને મળી આવ્યું; તેમણે માલની ખરીદમાં પોતાનું ધ્યાન વિશેષ આપવા માંડ્યું. તેમજ ઇંગ્રેજી વ્યાપારીઓની પેઢીમાં જે ઈંગ્રેજી પદ્ધતિથી હિસાબ તથા નામું રાખવામાં આવતાં હતાં તે પદ્ધતિ ઉપર તેમનું ધ્યાન ખેચાયું અને તે પદ્ધતિના લાભ તેમને ઘણા સ્પષ્ટ રીતે સમજાયા.

આ અરસામાં મોરારજીના કાકા હરજીવન પોરબંદર ગયા. જેટલો માલ ખરીદવામાં આવતો તે સઘળાનો

હિસાબ મોરારજીએ માત્ર પોતાનીજ જીજ્ઞાસાને તૃપ્ત કરવાને માટે રાખવા માંડ્યો. તે હિસાબ ઉપરથી તરતજ સમજી શકાતું કે ખરીદેલી ગાંસડીયો પૈકી કેટલી તેમના કબજામાં આવી ગઇ છે અને કેટલીનો કબજો લેવો બાકી છે; તે ઉપરાંત બીજી પણ ઘણી જાતની ખબર તે હિસાબ ઉપરથી મળી આવતી. પ્રથમ તો મોરારજીના કાકા તેમને કહેતા કે આવી નકામી માથાકુટ કરવાની શી જરૂર છે; પણ થોડાક માસ પછી તો જ્યારે જ્યારે મોરારજીના કાકાઓને કાંઇ શંકા પડતી ત્યારે તેઓ મોરારજીને જ પૂછતા, અને મોરારજી પોતાના હિસાબઉપરથી જે કહેતા તેના ઉપર પૂરેપૂરો આધાર રાખતા.

જ્યારે મોરારજી વ્યાપારીઓની પેઢીઓ ઉપર જતા ત્યારે ત્યાંના કારકુનો પાસે રોજ ઉપયોગમાં આવે તેવા ઇંગ્રેજી શબ્દોનું જ્ઞાન મેળવવાને કાળજી રાખતા. જો કે પોતાના કાકા હુરજીવનને માન્ચેસ્ટરના માલની ખરીદ કરવામાં તથા બીજો માલ ખરીદ કરવામાં મોરારજી મદદ કરતા હતા, તોપણ અદ્યાપિ લગી તેમણે પોતાનીજ મુનસફી ઉપર કોઇ પણ ખરીદ કરી નહોતી. પણ સંવત્ ૧૯૦૬ માં આશરે પંદર સોળ વર્ષની ઉમરે મોરારજીએ પહેલવહેલી સ્વતંત્ર ખરીદ કરી પોતાના કાકાને માટે તેમણે ઝીણા માદરપાટ ( મેદાપોલ્લમ્ ) ના વાળેલા તાકાઓની આ પ્રથમ ખરીદ કરી.

## મોરારજીશેઠનું પ્રથમ લગ્ન.

સંવત્ ૧૯૦૭ ના કાર્તિક માસમાં મોરારજીશેઠના લગ્નને માટે તેમના કાકાઓએ તૈયારીઓ કરવા માંડી. આ પ્રસંગે જો કે મોરારજીશેઠ ઘણાજ યુવાન હતા, તોપણ એક વ્યાપારીને છાજે તેવી દીર્ઘદ્દષ્ટિ વાપરીને પોતાની સ્થિતિને છાજે તે કરતાં વધારે ખર્ચ ન થાય તેવી સાવધતા તેમણે રાખી હતી. મોરારજીશેઠના પિતાની હયાતીમાંજ મોરારજીશેઠની સગાઇ તો કરી રાખેલી હતી, તેમજ કન્યાનાં ઘરેણાં વગેરેની બધી વ્યવસ્થા પણ તેમના પિતાજ કરતા ગયા હતા. તે પ્રમાણે ઠા૦ કલ્યાણજી ખેતસીનાં સઉથી નાનાં પુત્રી શામકોર સાથે, ધાકજીની ચાલ કે જ્યાં હાલ મૂળજી જેઠાનું માર્કેટ છે તથા જ્યાં મોરારજીશેઠ જન્મ્યા હતા ત્યાંજ, મોરારજીશેઠનું લગ્ન પોષ માસમાં ઘટે તેવી ધામધુમ તથા પૂર્ણ આનંદથી કરવામાં આવ્યું હતું.

## મોરારજીશેઠનો વિદ્યાનુરાગ.

વ્યાપારના વ્યવસાયમાં પડ્યા પછી તથા લગ્ન થયા પછી—વિદ્યાભ્યાસનો અંત આવે છે એ વાત બહુમાન્ય જણાય છે. પરંતુ એ નિયમ તો વિદ્યાભ્યાસ કરીને પછી કોઇ ધંધો કરવાને જ ઇચ્છનાર વિદ્યાર્થીઓને કદાપિ લાગુ પડે, તથાપિ જેઓ કોઇ વ્યાપારમાં પડ્યા પછી પોતાના

તે ધંધા કે વ્યાપારમાં ઉપયોગી થઇ પડે તેટલામાટે વિદ્યાનો અભ્યાસ કરવા ઇચ્છે છે તેવા મનુષ્યોને એ નિયમ લાગુ પડતો નથી. મનુષ્યો કેવળ જો ભણ્યા ગણાવાને માટે અભ્યાસ કરે છે—અને બીજા કોઇ સ્થળે પોતાની બુદ્ધિ તેમજ શરીરની ક્રિયાશક્તિને કસતા અથવા કામે લગાડતા નથી—તો પઠન એ એક બેઠાખાઉ મનુષ્ય જેવું થઇ જાય છે અને તેને વિદ્યાના અભ્યાસમાં જોઇએ તેવી તીવ્ર રૂચિ કાયમ રહેતી નથી. તેમાં વ્યવસાય કે સંસારવ્યવહારની જાળ આવી પડતાં છડાછૂટા ફરવાની આદતવાળા માણસને જેમ ભાર ઉચકીને કરવાની મુસાફરી કાયર કરી નાંખેછે તેમ કેવળ ભણી જાણનારને વ્યવસાય અને ગાર્હસ્થ્ય તે વિદ્યાભ્યાસનો અંત આણનાર થઇ પડે છે. પણ વ્યવસાયમાં પડેલો માણસ—જો પોતાના વ્યવસાયને સાહાય્યકર્ત્તા થઇ પડે તેટલા માટે વિદ્યાભ્યાસ તરફ દોરાય છે, તો તે વિદ્યાભ્યાસ મનુષ્યની વ્યવસાયશક્તિને તેમજ વિદ્યારૂચિને સબળ કરે છે અને નિભાવ્યા કરે છે.

જેમાં પ્રધાનપણે વ્યવસાયશક્તિને ખીલવવાના યત્ન સાથે વિદ્યાના સંસ્કાર નાંખવામાં આવે એજ વ્યવહારોપયોગી કેળવણીનું મુખ્ય સ્વરૂપ છે. એવી કેળવણી યુરોપના ઇંગ્લાંડ આદિક—દેશોમાં આપવામાં આવેછે. તેનાથી ઉલટા પ્રકારની કેળવણી હાલ આપણા દેશમાં

ચાલી છે. તેનું સ્વરૂપ એજ છે કે વ્યવસાયશક્તિ ઉપર બિલકુલ લક્ષ આપવામાં આવતો નથી અને કેવળ ભણુતરનો ભાર ભરવામાં આવે છે. પછી જ્યારે વ્યવહાર એટલે વ્યવસાયના ક્ષેત્રમાં દોડવાનો સમય પ્રાપ્ત થાય છે- તે વખતે વિદ્યાના ગરિષ્ઠ (ભારે) અકરાંતિયા ભોજનથી- અફરાઇ ગયેલા યુવાનો દિઙ્મૂઢ થઇને ખુરશી કે ગાદીએ બેશી બતાવ્યું કામ કરવાના કોઇ રોજગારની ખોળમાં લાગે છે અને-

**हिम्मत होइ न उद्यमकी**
**तब विद्याकु ले कहा कूपमें डारे ?**

એવા એક ભાષાકવિના વાક્યપ્રમાણે દિવસ ગાળે છે.

પરંતુ મોરારજીશેઠ બચપણથી વ્યાપારના ક્ષેત્રમાં ઉછરવાથી વ્યવસાયની સાથે પરિચિત હુતા. તેમના વ્યવસાયે તેમને ઇંગ્રેજી વિદ્યાના અભ્યાસ તરફ દોર્યા. વ્યવસાયી મનુષ્ય દૃઢ સંકલ્પવાળા તથા નિયમિત ટેવવાળા હોય છે; તેથી તેઓ વ્યવસાયમાંથી અવકાશ કાઢીને નિયમિત રીતે અભ્યાસ પણ કરી શકે છે. પરંતુ સમજવિના ભણુતરનો ભાર વહેનારની ક્રિયાશકિતને સંધિવા થઇ ગયેલો હોય છે. મોરારજીશેઠે પોતાના વ્યવસાયમાંથી દરરોજ કલાક કે બે કલાક કાઢીને ઇંગ્રેજી ભાષાનો

અભ્યાસ સંવત્ ૧૯૦૮ માં શરૂ કર્યો. કેમકે વિદેશ-સાથેનો વ્યાપાર સમજવામાં તથા કરવામાં એ વ્યાપારી પ્રજાની ભાષાની આવશ્યકતા મોરારજીશેઠને પોતાના વ્યવસાયની શરૂઆતમાંથીજ જણાઇ હતી. દરમાસે રૂ. રાા ના પગારે તેમણે એક મરાઠી શિક્ષક રાખ્યો હતો. તેની પાસે આશરે બે માસ અભ્યાસ કર્યા પછી તેને રજા આપીને [1]શા૦ હરિવલ્લભદાસ બાલગોવિંદદાસ જે સુરતના કપોળ વાણિયા હતા તેમને મોરારજીએ પોતાના શિક્ષક તરીકે રાખ્યા. શા૦ હરિવલ્લભદાસ તે સમયે ભૂલેશ્વર આગળ રહેતા અને કોટમાં ગણબાવાના કુવા આગળ એરેટનની નિશાળમાં શિક્ષકનું કામ કરતા હતા. તે એક નિયમિત અને મહેનતુ શિક્ષક હતા. દરરોજ એક કલાક મોરારજીને ઘેર આવીને ભણાવે તે બદલ દરમાસે રૂ. ૫) નો પગાર ઠરાવ્યો હતો, તોપણ તે મોરારજીને શીખવવામાં દરરોજ બે કલાક ગાળતા. સવારમાં તે શીખવવાને આવે કે તરત મોરારજી પોતાની પથારીમાંથી ઉઠીને તેમની પાસેથી નવો પાઠ શીખી લેતા. આ પ્રમાણે સવા-

---

૧. આ શ્રીયુત હરિવલ્લભદાસે પોતાની સઘળી મિલ્કત વસિયતનામાથી વિદ્યાવૃદ્ધિના કામમાં ગુ૦ વર્નાક્યુલર સોસાઈટીને સોંપી છે. આ ઉદાર મહાપુરૂષનું ચરિત્ર તેમના તથા મોરારજી-શેઠના મિત્ર સાક્ષર તત્વવિદ્ શ્રીયુત મનઃસુખરામ સૂર્યરામ ત્રિપાઠીએ લખેલું છે.

રમાં શીખેલા શબ્દો મોરારજી આખો દિવસ દુકાનનું કામ કરતાં અથવા ફુરસદ ભોગવતાં ગોખ્યા કરતા. આ પ્રમાણે દશ માસ અભ્યાસ કર્યો અને ઇંગ્રેજી ત્રીજી ચોપડી પૂરી કરી. વળી વ્યાપારના કામમાં મોરારજીશેઠને અનેક ઇંગ્રેજી જાણનાર તથા યુરોપિયન વ્યાપારીઓના સંબંધમાં આવવું પડતું. તેનો લાભ લેઇને પણ મોરારજીએ પોતાનું ઇંગ્રેજી જ્ઞાન સુધારવા તથા વધારવાનો લાગ સાધ્યો.

## मोरारजीशेठनी पोताना वडिलो-प्रत्ये शुद्ध भक्ति.

એજ સાલમાં એટલે સંવત્ ૧૯૦૮ ની સાલમાં મોરારજીશેઠના કાકા હરજીવનને એક પુત્ર થયો, તેનું નામ ભગવાનદાસ પાડવામાં આવ્યું. મોરારજીશેઠના કાકાઓ તેમના ઉપર પોતાના પુત્ર જેટલોજ પ્રેમ દર્શાવતા અને આણંદજીકાકા તો તેમના ઉપર ઘણો વિશ્વાસ રાખતા હતા. આ આણંદજીકાકાને આ વર્ષમાં હૃદ્રોગ થયો, અને સંવત્ ૧૯૦૯ ની સાલમાં તે રોગે ભયંકર રૂપ પકડ્યું. દરરોજ દુકાનનું કામ કરવા ઉપરાંત મોરારજી-શેઠ સવારે અને સાંજે આણંદજીકાકાના મંદવાડમાં તેમની સારવાર કરવા તેમની પાસે રહેતા. આણંદજીકાકાને પોતાના ભાગની મિલ્કતનું વસિયતનામું ( વિલ ) કરવું

હતું, તેમાં પણ મોરારજીશેઠે નિઃસ્વાર્થપણે યોગ્ય સલાહ આપી, તથા એક સદાવ્રત સ્થાપવાની તેમની પાસે વ્યવસ્થા કરાવી. આણંદજીકાકાએ મોરારજીશેઠને પોતાના વસિયતનામામાં પોતાના પ્રેમની નિશાની તરીકે જે કાંઇ આપ્યું તે તેમણે ઘણા પૂજ્યભાવની સાથે માથે ચડાવ્યું; અને મોરારજીશેઠે ખરેખરા પૂજ્યભાવથી કહ્યું કેઃ—"હું માત્ર આપની કૃપાનોજ ભૂખ્યો છું, પૈસાનો ભૂખ્યો નથી." આણંદજીકાકાએ ખરા ભાવથી કહ્યુંઃ—"તમારો તો આગળ જતાં મહાન્ ઉદયજ થશે એવી મને ખાતરી જ છે."

## મોરારજીશેઠનાં માતુશ્રીનો સ્વર્ગવાસ.

ત્યાર પછી કેટલાક સમય લગી આણંદજીનો મંદવાડ ચાલુ રહ્યો; તે દરમ્યાન મોરારજીનાં માતુશ્રીને આખર મંદવાડ આવ્યો, અને સંવત્ ૧૯૦૯ ના આસો શુદ ૪ ને રોજ તે દેવલોક પામ્યાં. મોરારજીશેઠ જો કે શ્રદ્ધાભકિતસંપન્ન પુરુષ હતા, તોપણ તે ધર્મને નામે ચાલતાં ખોટાં અંધેરને પસંદ કરતા નહોતા. તેમજ દાન અથવા ધર્મની બાબતમાં તેઓ પાત્રપરીક્ષા કરતા અને દાનના સદુપયોગ વિષે વધારે લક્ષ આપતા હતા. પોતાનાં માતુશ્રીની ઉત્તરક્રિયા તેઓ યથાર્થ રીતે કરવામાં શ્રદ્ધાવાન્ હતા, તોપણ નિરુપયોગી ખર્ચખૂટણ કરવાના ચાલથી

થતી હાનિયો તેઓ સારી પેઠે સમજતા હતા-તેથી તેમણે પોકરણા બ્રાહ્મણોની આખી નાત જમાડી નકામો ભારે ખર્ચ કરવાનો અનાદર દર્શાવ્યો. તોપણ પોતાના વડીલ કાકાઓ અને તેમાં પણ આણંદજીકાકાના આગ્રહથી માતુશ્રીના બારમા ( દ્વાદશા ) ને રોજ તેમણે પોતાના કુટુંબની મહત્તાપ્રમાણે પોકરણા બ્રાહ્મણસમસ્તની નાત જમાડી અને દર બ્રાહ્મણદીઠ પા પા રૂપૈયો દક્ષિણા આપી. આ ઉપરથી જણાય છે કે મોરારજીમાં ધર્મદાનના ખરા સ્વરૂપની સમજ તથા નિરુપયોગી ખર્ચથી થતી હાનિનાં સ્વરૂપની સમજ એક વિવેકી અંતઃકરણને લીધે હતી, તેનીજ સાથે પોતાના વડીલોની ઇચ્છાપ્રત્યે માન અને તેની ખાતર પૈસા અળખામણા કરવા જેટલું મોકળું મન પણ હતું એ સ્પષ્ટ જણાઇ આવે છે.

## मोरारजीने त्यां पुत्रीनो जन्म अने आणंदजीकाकानो स्वर्गवास.

સંવત્ ૧૯૧૦ માં મોરારજીને ત્યાં એક પુત્રીનો જન્મ થયો તેનું નામ કમુ પાડ્યું. આજ સાલના માગશર કે પોષમાસમાં આણંદજીકાકાએ દેહ છોડ્યો-તેમને અવસાનસમયે કાંઈ પણ દુઃખ પડ્યું નહોતું. મરતાં પહેલાં કલાક અડધા કલાક અગાઉ તેમની વાચા બંધ થઇ ગઇ હતી.

મોરારજી અને આણંદજી વચ્ચે પરસ્પરનો પ્રેમભાવ તે છેવટલગી અખંડ રહ્યો હતો, પણ તેનું અન્ય કાંઇ દૃષ્ય ફળ થયેલું જણાતું નથી. પણ તે શુદ્ધ પ્રેમભાવનું એક ફળ આપણે પ્રકટ જોઇયે છીએ, તે એ છે કે મોરારજીનું સરલ પ્રેમી અંતઃકરણ આપણે જોઇ શકયા છીએ, અને વૃદ્ધ આણંદજીની આખરની શુભેચ્છા અથવા આશીર્વાદના ફળરૂપે આપણે મોરારજીશેઠને પાછળથી મુંબાઈ ઇલાકાના એક પ્રસિદ્ધ શ્રીમંત અને ઓનરેબલ સી. આઇ. ઇ. તરીકે જોઈએ છીએ. વૃદ્ધોની આપેલી સંપત્તિ કરતાં શુભ આશિષનો પ્રતાપ વધારે પ્રબળ છે.

## પ્રકરણ ૫ મું.



## મોરારજીશેઠને તેમના કાકાઓ વ્યાપારમાં ભાગીદાર બનાવે છે:–

મોરારજીએ દુકાનમાં કામ કરતાં અધાપિલ્લગીમાં ધીમે ધીમે વ્યાપારમાં ઘણી કુશળતા મેળવી હતી, અને આખી દુકાનનો વહીવટ મોરારજીશેઠે ઉપાડી લીધો હતો. તે બદલ તેમને રૂ. ૪૫૧) નુ વર્ષાસન મળતું હતું. તેમને ઝવાહિરનો ઘણો શોખ હતો. ઝવેરની તેમને એવી સારી પારખ હતી કે તેમણે કરેલા સોદામાં સેંકડે ૫૦ ટકા જેટલો નફો રહેતો. એમ હોવાથી મોરારજીશેઠે પોતાની યોગ્યતાપ્રમાણે વર્ષાસન વધારી આપવા પોતાના કાકાઓને વિનંતી કરી. મોરારજીશેઠ આગા મિરઝા સફ્ફી-ને સલાહ આપતા તે બદલ આશરે એક હજાર રૂપૈયાની રકમ આગા તરફથી દરસાલ આ દુકાનમાં જમા થતી. તેથી ઓછામાં ઓછું તે રકમ જેટલું વર્ષાસન કરી આપવા મોરારજીશેઠે પોતાના કાકાઓને કહ્યું. આ અરસામાં મેશર્સ ગ્રેહામની કંપનીના વડા ભાગીદાર મિ૦ જેમ્સ ગ્રેહામે મોરારજીને પોતાના સલાહકારતરીકે રાખીને

તેમનું વધારે બહેતર કરવાનું પણ કહ્યું હતું, તો પણ પોતાના કાકાસાથનો નિકટનો સંબંધ વિચારીને મોરારજી બીજાને મદદ કરવાનું અથવા બીજાને ત્યાં જવાનું યોગ્ય ધાર્યું નહીં. છતાં પણ તેમના વર્ષાસન વધારવાની માગણી ઉપર ધ્યાન દેવામાં આવ્યું નહિ. તેવામાં મોરારજીની જન્મગાંઠનો દિવસ આવવાથી તે રોજ તે દુકાને ગયા નહિ અને કોટમાં હમેશની પેઠે યુરોપિયન વેપારીઓને મળવા ગયા. તેથી તેમના કાકાઓને કાંઇક અજંપો થયો કે મોરારજી કોઇ સ્વતંત્ર વ્યાપાર કરવા ધારતા હશે. તેથી બીજે દિવસે તેઓએ મોરારજીની પાસે જેરામ લીલાધરને મોકલ્યા. જેરામે મોરારજીને કહ્યું કે—"જો તમે જુદા પડશો તો તમારા કાકાની પેઢીના વેપારને ધોકો પહોચશે." મોરારજીશેઠે કહ્યું કે—"જે જાતનો વ્યાપાર મારા કાકાઓ કરે છે તે જાતનો વ્યાપાર હું કદી કરવાનો નથી, અને તેમના વ્યાપારને ધોકો પહોચાડવાને બદલે હું તો તેમને તેમના વ્યાપારમાં મારાથી બનશે તેટલી મદદ કરીશ." ત્યાર પછી મોરારજી અને તેમના કાકાઓએ પરસ્પર વિચાર કરીને એવો ઠરાવ કર્યો કે મોરારજીએ તેમની પેઢીમાં ભાગીદાર તરીકે જોડાવું; અને બંને બાજુને અનુકૂળ આવે એવી શરતો રાખી મોરારજીશેઠ પોતાના કાકાઓની દુકાનમાં ભાગીદાર થયા (સંવત્ ૧૯૧૧). ત્યાર પછી મોરારજીશેઠને હાથે થયેલી નવી ખરીદના

માલમાં પેઢીને સારો નફો થયો અને સંવત્ ૧૯૧૨ ના શ્રાવણમાસ સુધીમાં તેઓ રૂ. ૪૦૦૦૦ ) ને આશરે કમાયા.

પછી હરજીવનકાકાએ મહાયાત્રાએ જવાનો વિચાર કર્યો. વેચવાસારૂ ખૂબ માલ ખરીદીને વખારો ભરી દીધી અને હરજીવનકાકા યાત્રાએથી પાછા આવે ત્યાંલગી કાંઇ પણ વિશેષ ખરીદ કરવી નહિ એવો ઠરાવ કર્યો. સિલકમાં પડતર માલ ઘણો એકઠો થયેલો હતો તે માલ ઉપડી જાય ત્યાંલગી નવો માલ ખરીદવો નહિ એવો તેઓનો વિચાર હતો: આ સમયે તેઓ દરવર્ષે સાત આઠ લાખ રૂપૈયાનો માલ ખરીદ કરતા હતા.

## વ્યાપારની મુખ્ય વ્યવસ્થા મોરારજીશેઠના હાથમાં આવી—તેમની કુશલતા તથા પ્રામાણિકતા—

હરજીવનકાકા યાત્રાએ ગયા પછી વ્યાપારની સઘળી વ્યવસ્થા મોરારજીના હાથમાં આવી. પ્રેમજીકાકાને તો ફકત દુકાને બેસીને હિસાબની દેખરેખ રાખવાનું તથા થોડું-ઘણું વેચાણ ઉપર ધ્યાન આપવાનું હતું. હરજીવનકાકા અને મોરારજી કોટમાં જઇને માલની ખરીદ કરતા. હવે તો સઘળું મોરારજીને જ કરવાનું હતું. કલ્યાણની પેલી-તરફ વાસીંદલગી હરજીવન પહોચ્યા તે પહેલાં તો મોરા-રજીને નવો માલ ખરીદ કરવાની જરૂર પડી; કેમકે માલ લેવાને ઘણાં ગ્રાહકો આવતાં હતાં, તેથી માલવિના

હાથ જોડીને બેશી રહેવું ફાવે તેમ નહોતું. મોરારજીએ નવો માલ ખરીદ્યો અને તે પોતાના કાકા હુરજીવનને વાસીંદ મળવા ગયા ત્યાં તે વિષે વાત કરી અને હુરજીવનકાકાને કહ્યું કે–મેં તો તમારા ના કહ્યા છતાં પણ નવી ખરીદ કરી છે, પણ તમે તમારે યાત્રામાંજ તમારૂં ધ્યાન રાખજો અને વ્યાપાર સંબંધી કાંઇ ચિન્તા કરશો નહિ. મોરારજીની ભાગીદારીના પ્રથમ વર્ષમાં એટલે સંવત્ ૧૯૧૨ ની સાલમાં તેઓએ આશરે પંચાવન હજાર રૂપૈયાનો નફો મેળવ્યો.

એજ વર્ષમાં મોરારજીને એક પુત્ર થયો.

મોરારજી ભાગીદાર થયા તે પહેલાં બજારના સઘળા વ્યાપારીઓ વટાવની રકમ પોતે ખાઇ જવાના હેતુથી ટર્કીરેડના છાપેલા માલ ઉપરની ટિકિટો અથવા નિશાનીઓ કાઢી નાંખતા. પણ જ્યારથી મોરારજી ભાગીદાર થયા ત્યારથી તેમણે એવો રિવાજ કદી પણ ચાલવા દીધો નહિ. આથી પ્રામાણિકપણું સચવાવાની સાથે ગ્રાહકોને વિશ્વાસ પડવાથી નફો પણ થયો.

## ભાગીદારી પેઢીના વ્યાપારની વૃદ્ધિ–મોરારજીશેઠનું વ્યાપારસંબન્ધી જ્ઞાન, તર્કશક્તિ અને સાહસ.

સંવત્ ૧૯૧૩ ની સાલમાં તે પેઢીનો વ્યાપાર વૃદ્ધિ

પામતો જતો હતો. આજ વર્ષમાં પ્રેમજીકાકાનાં સ્ત્રી ગુજરી ગયાં.

વ્યાપારની એવી રૂઢિ ચાલતી હતી કે કાપડના વ્યાપારીઓમાંના ઘણા થોડાજ, વિલાયતથી થતી માલની નિકાસ ઉપર તથા ત્યાંની પડતર કિમત ઉપર, ધ્યાન આપતા હતા. તે સમયે આગબોટમાં માલ આવતો હતો, અને તારનું સાધન પણ નહોતું. માલ વિલાયતથી અહીં આવતાં ચાર પાંચ માસ લાગતા હતા. આ વાત મોરારજીશેઠ ધ્યાનમાં રાખતા હતા, તેથી તેમણે હુસ્કી અને કંપની પાસેની ધોળા જેકોનેટ ( અથવા તાનજીબ ) નામના કાપડની ૭૦૦ કરતાં વધારે પેટીઓ ખરીદી લેવાનો વિચાર કર્યો. આવું કાપડ વિલાયતથી લાવતાં દરેક તાકે રૂ. ૨ થી તે રૂ. ૨-૬ આના લગી તેના પનાપ્રમાણે લાગત આવે તેમ હતું, અને હુસ્કીની કંપની દર તાકે રૂ. ૧-૮ થી તે રૂ. ૧—૧૨ આના ને ભાવે તે કાપડ વેચતી હતી. કોઇ પણ વેપારી તેની પચાસ કે સો પેટીથી વધારે ઉપાડવાની હામ ધરી શકતો નહિ—અને તે પણ બે ત્રણ વેપારીઓ સૈયારૂં કરીનેજ ઉપાડતા. મોરારજીએ આ વિષે પ્રેમજીની સલાહ પૂછી. પ્રેમજીએ તેમાં લાલજી રણછોડને ભાગ રાખવાનું કહ્યું, પણ લાલજી રણછોડે નાપાડી અને મોરારજીશેઠને તો કોઇનો ભાગ રાખવો-ગમતોજ

નહુતો; કારણ કે પાછળથી સૈયારાનો હિસાબ નક્કી કરતાં ઘણા વાંધા સાંધા ઉઠતા. હુસ્કીની કંપની પાસે ૫૦૦) પેટીઓ હશે એમ મોરારજીશેઠનું ધારવું હતું, અને એજ સંખ્યા તેમણે—પ્રેમજીને કહી હતી. પણ પ્રેમજીએ તો એટલી પણ પેટીઓ ખરીદવાની ના પાડી, અને મોરારજીશેઠને સખ્ત મના કરી કે તમારે તે-ખરીદવી નહિ, પણ તે પેટીઓની પડતર કિમતનો અને તરત તેવો નવો માલ વિલાયતથી આવવાના અસંભવનો વિચાર કરતાં મોરારજીશેઠનું મન ઝાલ્યું રહ્યું નહિ. રાત્રે તેમને ઉંઘ પણ ના આવી. બીજે દિવસ સવારના આઠ વાગતાંજ તે હુસ્કી કંપનીના દલાલ ફરામજી અરદેશર દાવરની પાસે ગયા, અને દરેકમાં ૧૫૦ તાકા હુતા એવી ૭૦૦ પેટીઓ તેમણે ખરીદી. મોરારજીશેઠ તો તે ખરીદથી ખુશી થતા થતા ઘેર આવ્યા અને પ્રેમજીને કહ્યું કે તમે મના કરી હતી તોપણ હું તો માલ ખરીદી આવ્યો. પ્રેમજી મોરારજી ઉપર ગુસ્સે થયા અને તે બંને એક બીજા સાથે ચડભડ્યા. પ્રેમજીએ કહ્યું કે મારા જેવા વડીલ ભાગીદારની સલાહ ઉપર તમે કેમ પગ મૂક્યો. માલ ઘણી સસતી કિમતે મળતો હોવાથી અને કેટલાક માસ લગી બીજો માલ આવી પહોંચે તેમ નહોતું તથા તે માલના ઇજારા જેવો હુક પણ તેમનેજ મળતો હતો.

તેથી આ કાંઇ સટ્ટો કરવાજેવું નહોતું; તેથી મોરારજીશેઠને તો આ માલમાં આશરે પચાસ હજાર રૂપૈયાનો નફો થવાનીજ આશા હતી. પ્રેમજીએ તો હરજીવનને મોરારજીશેઠના આ સાહસ વિષે પત્ર લખ્યો, અને હરજીવને મોરારજી-શેઠ ઉપર ઠપકાનો કાગળ લખ્યો કે તમે આમ ઉદ્ધત રીતે વર્ત્તો તે ડહાપણ ભરેલું ગણાય નહિ. મોરારજી-શેઠે વધારે ખુલાસેથી વાત કરી નહિ તેથી પ્રેમજી તો એમજ સમજતા હતા કે મોરારજીશેઠે ફક્ત ૫૦૦ પેટી-ઓજ ખરીદી છે.

પછી પ્રેમજી જ્યારે ફરીને પરણવાને માટે પોરબં-દર ગયા, ત્યારે મોરારજીશેઠ એકલા મુંબાઈમાં દુકાન ઉપર હતા. પોતાના કાકાઓના ઠપકાથી કાંઇક નાઉમેદ થયેલા મોરારજીએ તે પેટીઓ થોડે થોડે નફે વેચી દેવા માંડી અને પછી બે માસમાં હરજીવન યાત્રાએથી પાછા આવ્યા ત્યારે તો તે માલનો પોણો ભાગ તો મોરારજીશેઠે વેચી દીધો હતો. પછી તો હરજીવન બાકીનો માલ રાખી રહેવાની સલાહ આપવા લાગ્યા. જ્યારે બધો માલ વેચાઇ ગયો ત્યારે વીશ હજાર રૂપૈયા નફો નિકળીઆવ્યો. પછી તો તે માલનો ભાવ વધતોજ ચાલ્યો. જો મોરાર-જીશેઠને નાઉમેદ કરી નાંખ્યા નહોત અને ધીરજથી વે-ચાણ થયું હોત તો સેંકડે ૫૦ ટકા જેટલો નફો થયો હોત.

આ વર્ષમાં જ્યારે હરજીવન યાત્રામાં કાશી મુકામે હતા ત્યારે સને ૧૮૫૭ નો બલવો શરૂ થયો, તેથી તેમણે મોરારજીશેઠ ઉપર કાગળ લખ્યો કે સઘળો વ્યાપાર બંધ કરી દેજો; કેમકે બુલવાનો શો પરિણામ આવશે તે કાંઇ કળી શકાય તેમ નહોતું. પણ મોરારજીશેઠ તો આથી જરીક પણ ભય પામ્યા નહિ, અને બુલવાને લીધે વિલાયતથી માલ ચઢતો કેવળ બંધ થઇ ગયો તેથી મોરારજીશેઠ તો આ તકનો લાભ લેઇને ધમધોકાર વ્યાપાર ચલાવ્યે જતા હતા. એ વર્ષમાં તેમની પેઢીને સાઠ હજાર રૂપૈયાનો નફો મુલ્યો.

આ વર્ષમાં મોરારજીશેઠનો અઢાર માસનો પહેલો દીકરો ગુજરી ગયો.

## मोरारजी शेठनी अगमचेती, कार्यपरायणता अने श्रमसहिष्णुता.

પ્રત્યેક કામની સિદ્ધિ માટે ચારે તરફના સંયોગો ઉપર પૂર્ણ ધ્યાન આપવાની જરૂર રહેછે. તેમજ સમય ચૂકવો નહિ જોઈએ. પરંતુ વ્યાપારના સબંધમાં આ સિદ્ધાંત એટલી બધી સબળ રીતે લાગુ પડેછે કે "વ્યાપાર અને વૈરી ફરીફરીને હાથ આવતો નથી" એવી એક સામાન્ય કહેવત થઇ પડી છે. વ્યાપાર એ એક એવા પ્રકારનો પ્રવાહ

છે કે અમુક પ્રસંગોમાં અને અમુક સમયમાં તે જોસબંધ વહીને પછી નરમ પડી જાય છે, અથવા સૂકાઇ જાય છે. તેથી વ્યાપારનો લાગ હોય તે વખતે તેનો લાભ લેવા શ્રમની ન્યૂનતા રાખવી નહિ, અને સમયની સંપૂર્ણ રીતે કિમત સમજવી. આ સિદ્ધાન્તનો સંપૂર્ણ અમલ કરતા આપણે મોરારજીશેઠને સંવત્ ૧૯૧૪ ની સાલમાં જોઈએ છીએ. સ્વાભાવિક રીતેજ નાનપણુમાંથી જેમને વ્યાપારની તાલીમ મળેલી હતી અને તેની સાથે ઉત્તમ પ્રકારની વ્યાપારશક્તિ કુદરતી રીતે જેમનામાં હતી, એવા મોરારજીશેઠનો દાખલો આપણા નવી રીતે કેળવાઇને કણુકના લોચા જેવા ઢીલા થઇ જતા ચુવાનીઆને ઉત્તમ પ્રકારનો બોધ આપે તેવો છે.

વિલાયતથી હિંદુસ્તાન ખાતે માલ ઘણોજ જુજ ચઢતો હતો; કેમ કે એ સમયે અહીં સન ૧૮૫૭ નો બલવો જોરપર આવતો જતો હતો, અને તેને લીધે ડીસેંબર માસમાં વિલાયતમાં એક પ્રકારનો ભય ફેલાયો હતો. આ સમય વિચારીને મોરારજીશેઠે નેનકલોથ તથા નાના મોટા પન્હાના માદાપોલ્લમ વગેરે ધોળું કાપડ પોતાના સિવાય બીજા વ્યાપારીને મળે નહિ તેવા કરારો કરી લીધા. આ વર્ષે ( સંવત્ ૧૯૧૪ ) માં મોરારજીશેઠે બત્રીશ લાખ રૂપૈયાનો માલ ખરીદ્યો. પહેલાંનો પરાત માલ ઘણો

ખરો વેચાઇ ગયો હતો. આ વર્ષમાં પેઢીને મોરારજી-
શેઠને હાથે અઢી લાખ રૂપૈયાનો નફો મલ્યો. હરજીવન
કાકા જ્યારે ભાદરવા માસમાં યાત્રાએથી પાછા આવ્યા
ત્યારે અથાગ નફો થતો જોઇને વ્યાપાર વધારવાનો તેમને
અધિક ઉત્સાહ થયો. હરજીવન યાત્રામાં હતા ત્યારે
મોરારજીશેઠને એટલી તો શરીરની અને મનની સખ્ત
મહેનત પડતી હતી કે તેમની તન્દુરસ્તી શી રીતે ટકી
શકી તેનો વિચાર કરતાં તેમને પોતાનેજ આશ્ચર્ય લાગતું.

મોરારજીશેઠ વહાણું વાતાંજ ઉઠે કે દાતણ કરીને
તરતજ દુકાને જતા. ત્યાં કેટલાક જથાબંધ વકરા કરીને
અંગ્રેજ વ્યાપારીઓની પેઢીઓએ જઇ ને માલની ખરીદ કરતા
અને બીજા વ્યાપારીઓ આવીને સોદા બગાડે નહિ
તેટલા માટે તે ખાસ મોડેલગી મેશર્સ ગ્રેહામની કંપ-
નીની પેઢીએ બેશી રહેતા. સાંજના ત્રણ વાગતાં તે પોતાને
ઘેર જઇને નહાતા તથા ખાતા. ખાવાનું તો તદન
ઠંડુંજ થઇ જતું: ખાઇને પણ પાછા દુકાને આવતા—દુકાન-
નો સમય થઇ ગયા પછી દરરોજ સાંજે તે જગન્નાથ
શંકરશેઠના બાગની પાસે આવેલા ગોકુળદાસ તેજ-
પાળના બાગમાં ફરવા જતા. ફરીને પાછા દુકાને આવતા
અને રાતના આઠ નવ વાગતાં લગી વેચાણનું કામ કરતા,
અને પછી વાળુ કરવા જતા. વાળુ કરીને પાછા તે દુકાને

આવતા અને કરેલી ખરીદીઓ ચોપડામાં નોંધતા, તથા વેચાણનાં બિલો વગેરે ઉપર સહીઓ કરતા. આ કામ રાતના અગિયાર સાડા અગિયાર વાગતાંલગી ચાલતું. પછી મોરારજીશેઠ જરીક સુઇ રહેતા, અને મધ્યરાત્રી પછી જ્યારે મેળ બંધ કરવામાં આવતો ત્યાર પછી તે પોતાને ઘેર જતા તથા અડધો કલાક કરસનદાસની સાથે કથાવાર્ત્તા સાંભળીને પછી નિદ્રા લેતા.

આપણા યુવાનો આ પ્રમાણે તન તોડીને મહેનત કરનારા થશે ત્યારે આપણો દેશ પુનરુદ્ધાર પામશેં; તથા આટલા શ્રમને અંતે પણ પોતાનાં ધર્મપુસ્તકમાંથી કથાવાર્ત્તા સાંભળ્યા વિના—પથારીમાં પગ નહિ દે ત્યારે તેઓ ખરૂં સ્વધર્મનું અને તે દ્વારા સ્વદેશનું મમત્વ ધારણ કરી શકશે. હાલના કેટલાક ભણેલા પણ પ્રમાદી અને નિરુદ્યોગી યુવાનોને ધર્મસંબંધી કાંઇક શ્રવણ કે મનનનો નિત્યનિયમ રાખવાની અથવા કસરત માટે ફરવા જવાની કોઇ મિત્ર કે સ્નેહી ભલામણ કરેછે ત્યારે તેઓ ગંભીર મુખમુદ્રાથી કહે છે કે–“ સમયજ મળતો નથી ”. આ શબ્દોને જ્યારે સંતત શરીરશ્રમમય વ્યાપાર ખેડનાર મોરારજીશેઠના ફરવા જવાના તથા કથાશ્રવણના નિત્યનિયમ સાથે–સરખાવીએ છીએ ત્યારે તેવા યુવાનોની હાલની કેળવણી નિષ્ફળ જેવી દેખાય છે.

## મોરારજીશેઠનો વ્યાપાર ઉપર કાબુ.

મોરારજીશેઠની વ્યાપારસંબંધી કુશળતાનો પ્રતાપ એટલો બધો વધતો જતો હુતો કે તેમના કાકાઓ પણ તેમના મતપ્રમાણેજ વર્ત્તવા લાગ્યા. સંવત્ ૧૯૧૫ ની સાલમાં હુરજીવન કાકાનો વિચાર મોટા જથામાં માલ ખરીદવાનો હુતો, પણ મોરારજીશેઠના કહેવાથી તે અટક્યા. હુરજીવન જ્યારે યાત્રામાં હુતા ત્યારે મોરારજીશેઠે એક એવો નિયમજ કરી દીધો હુતો કે સાડીઓ અને ઓઢણીઓ સિવાય બીજા કોઇ ગ્લાસગોના ટર્કિરેડ રંગથી છાપેલા માલને અડવુંજ નહિ, કેમકે તે માલ ખપે નહિ અને સિલકમાં ઘણોજ ભરાઇ જાય તેવો હુતો. તેમજ પોતાના ગ્રાહુકોથી છાની ખાઉકી કરવાની કોઇપણ રીતિ મોરારજીશેઠ ચાલવા દેતા નહિ. આ સિવાય બીજી પણ ઉત્તમ વ્યવસ્થાથી મોરારજીશેઠે પોતાની પેઢીના વ્યાપારને જે આબાદીમાં આણ્યો હુતો તેથી તેમનો અભિપ્રાય સર્વ પ્રકારે તેમના કાકાઓ માન્ય ગણવા લાગ્યા. વળી આજ વર્ષના કાર્ત્તિક માસમાં મોરારજીશેઠને પુત્રપ્રાપ્તિ થઇ હુતી, તેથી આ વર્ષ એક અભ્યુદયનુંજ હુતું.

## સ્થાવરમિલકતની ખરીદ.

હુવે મોરારજીશેઠ અને તેમના કાકાઓ સ્થાવર

મિલકત ખરીદી શકે એટલી સમૃદ્ધિ રળ્યા હતા; તેમણે ધાકજીની વાડી સખારામ લક્ષ્મણની પાસેથી પંચોતેર હજાર રૂપૈયે શેઠ ફરામજી નસરવાનજી પટેલના ભાગમાં વેચાણ રાખી; તેમાં છ આની ભાગ મોરારજીશેઠની પેઢીનો અને દશ આની ભાગ ફરામજીશેઠનો હતો. તે વાડી બાંધનાર ધાકજી પહેલાં એકવાર વડોદરારાજ્યની દિવાનગિરી પર હતા.

ફરામજીશેઠનો વિચાર મંગળદાસના માર્કેટમાંથી કાપડબજાર ફેરવીને ધાકજીની વાડીમાં લેઇ જવાનો હતો. મોરારજીશેઠના કાકાઓનો વિચાર ધાકજીની વાડી મોરારજીશેઠની સાથે ભાગમાં ખરીદી લેઇને ત્યાં રહેવા જવાનો હતો, તેથી તે ફરામજીશેઠની પાસેથી તેમનો ભાગ ખરીદી લેવાને ઇચ્છતા હતા. પણ તેજ વર્ષમાં મોરારજીશેઠની તબિયત જઠરની મંદતા (બદહજમી અથવા અજીર્ણ)નો વ્યાધિ થવાથી બગડી. તેમને મરડાએ અને તાવે ઘણાજ નરમ કરી નાંખ્યા હતા, અને તેમણે ઘણા લાંબા સમયલગી ઔષધો પણ લીધાં હતાં, પણ કાંઇ ફેર પડતો ન હતો. આમ છતાં પણ તે પોતાની દુકાન ઉપર જઇને પોતાના કામકાજ ઉપર પૂરતો લક્ષ આપતા હતા.

# પોતાની તથા પોતાનાં પત્નીની તબિયત સુધારવા મોરારજીશેઠનું પહેલીવાર મહાબલેશ્વર જવું.

મોરારજીશેઠને છેવટે ભરૂચના એક દેશી વૈદ્યના ઓસડથી ફાયદો થયો. તેવામાં તેમનાં પત્નીની તનદુરસ્તી પણ બગડવા લાગી. ગ્રેહામની કંપનીના મુખ્ય ભાગીદાર મી. જેમ્સ ગ્રેહામ મોરારજીશેઠના મિત્ર હતા, તેમણે મોરારજીશેઠને સકુટુંબ મહાબળેશ્વર હવા ફેરબદલ કરવા જવાને સમજાવ્યા. પરંતુ આ સમયે મોરારજીશેઠની નાતના લોકો જો કે તે સ્થળવિષે કાંઇ પણ વિશેષ માહિતી ધરાવતા નહોતા, તે છતાં કોણ જાણે શાએ કારણથી તે લોકોમાં એવો અભિપ્રાય ફેલાયલો હતો કે મહાબળેશ્વરમાં તો યુરોપિયનોજ રહી શકે—અને હિંદુ ત્યાં રહેવા જાય તો તે ધર્મભ્રષ્ટ થયા વિના રહીજ શકે નહિ. પણ મોરારજીશેઠ મહાબળેશ્વરવિષે ખરી હકીકત જાણતા હતા તેથી તે ત્યાં જવાને ખુશી હતા. તેમણે ત્યાં જવાનો નિશ્ચય પણ કર્યો. આ ઉપરથી આપણે મોરારજીશેઠને ધર્મયુક્ત હોવાની સાથે લોકોના અજ્ઞાનથી પ્રસરેલા વહેમને વશ નહિ વર્ત્તવાના વળણવાળા જોઈએ છીએ.

મોરારજીશેઠ મહાબળેશ્વર જવાને તૈયાર થયા પણ તેવામાં યુરોપિયન પેઢીઓ અને દેશી વ્યાપારીઓ વચ્ચે આયાત માલ ઉપર સેંકડે પાંચથી દશ ટકાનો કર વધ્યો, તેથી વાંધાઓ ઉઠયા. યુરોપિયન પેઢીઓ, દેશી વ્યાપારીઓએ તે કર વધતાં પહેલાં કરેલા સોદાઓ ઉપર તે કર ચઢાવવા માગતી હતી; અને દેશી વ્યાપારીઓનો તે સામે જબ્બર વાંધો હતો. દેશી વ્યાપારીઓએ એકઠા થઇને એવો ઠરાવ કર્યો કે સોદા કરતી વખતે નક્કી કરેલા આયાત ઉપરના કરથી એક પાઇ પણ વધારે આપવી નહિ. તેથી મોરારજીશેઠના કાકાએ મેસર્સ નિકલની કંપની સાથેના વાંધાનો ઘરમેળે પૂડચો કરવાને માટે અને બીજા વ્યાપારીઓને માટે રસ્તો પાડવાને માટે પૂરીને મહાજન ભરાય ત્યાંલગી તેમને રોક્યા, કેમકે મોરારજીશેઠની પેઢીના સોદા સઉ- કરતાં વધારે મોટા હતા. તે સંબંધી પૂડચા થયા પછી તા. ૨૬ મી માર્ચ સને ૧૮૫૯ ને રોજ સાંજના પાંચ વાગતાં પોતાનાં બઇરાં છોકરાં સાથે મોરારજીશેઠ એક બંદરબોટમાં મહાબળેશ્વર જવા ઉપડ્યા. તે બોટની સાથે એક પડાઉ પણ હતો. મોરારજીશેઠે પોતાના મામા અબુ ઉર્ફે ગોકુલદાસ દામોદર અને હરિ વેલજીને પણ સાથે લીધા હતા.

## પ્રવાસમાં સમુદ્રમાં થયેલું તોફાન.

તેમની બોટ બાણુકોટ અને માહુડ તરફ જતી હુતી. તે દીવાદાંડી આગળ પસાર થતી હુતી એટલામાં પવન એટલો બધો જોર ઉપર આવી ગયો કે ખલાસીઓ તેમજ પ્રવાસીઓ કેવળ ભયભીત થઇ ગયા. તોફાન એટલું વધી ગયું કે રસ્તો પણ જણાવા લાગ્યો નહિ. તેથી તેમણે નાગોટણા નદી તરફજ તે બોટને હુંકારી. બીજે દિવસે બપોરે તેઓ નાગોટણા આગળ જઇ પહોંચ્યા. ત્યાં મોરાજીશેઠને ડોકટર વિલસનનો મેળાપ થયો. તે બંનેનો મુકામ એકજ મુસાફરી બંગલામાં હુતો, અને મોરારજીશેઠને ધર્મ તથા જ્ઞાતિનાં બંધનમાટે ઘણું માન હુતું, તેથી તે બંગલામાં કાંઇ પણ રાંધ્યાખાધાવિના–તે ને તેજ દિવસે ગાડાં ભાડે કરીને તેમણે પોતાનો પ્રવાસ આગળ ચલાવ્યો. સાત આઠ માઇલ જઇને રાત પડતાં તેમણે મુકામ કર્યો અને ભોજન કર્યું.

આ સ્થળે ઇરાનીની દુકાને ચહાકાફી, સોડાલેમોનેડ, અને બિસ્કિટો વગેરે ખાવાપીવામાંજ સઘળો સુધારો સમજનાર તથા શરીરસંરક્ષણ અને સગવડનો સમાવેશ થયેલો સમજનાર તથા સ્વતંત્રતાની સિદ્ધિ માનનાર યુવાનોએ પોતાના હિંદુપણામાટે અને આર્યગુણોમાટે ઓછો બોધ લેવાનો નથી.

બીજે દિવસે તેમણે એક નદી આગળ મુકામ કર્યો. અને ખુલ્લા મેદાનમાં રસોઇ કરી. તેઓ જમવા બેસવાની તૈયારીમાં હતા તેવામાં એક જબ્બર વંટોળીઓ પવન થયો અને બધાં પિરસેલાં ભાણુમાં તથા રસોઇમાં બધી ધૂળ આવીને પડી. એક પપનસ અને થોડાંક બીજાં ફળ સિવાય કાંઇ પણ ખાવા જેવું હતું નહિ. નરણે (નિરન્ન) કોઠે મોરારજીશેઠે અડધા પપનસનો નાસ્તો કર્યો, અને પછી પૂરીઓ કરાવી તે થઇ એટલે ખાઇને તેઓ ત્યાંથી ઉપડ્યા. માર્ગમાં તેમણે કેટલાક ઉના પાણીના ઝરા જોયા.

બીજે દિને તેઓ માહાડ જઇ પહોંચ્યા; અને એક ભાટિયા ગૃહસ્થ તુલસીદાસના બાગમાં તેમણે મુકામ કર્યો. ત્યાં તુલસીદાસની પેઢી એક મુખ્ય પેઢી તરીકે ગણાતી હતી. તે ગૃહસ્થે મોરારજીશેઠની બહુ સારી પરોણાગત કરી; અને તેઓને પરસ્પર એટલો સ્નેહ થઇ ગયો કે તેમણે એક બીજાને ભેટસોગાતો આપી.

## મહાબળેશ્વર પહોચવું.

માહાડથી મોરારજીશેઠે બે પાલખીઓ, દરેકના અડત્રીશ અડત્રીશ રૂપૈયા આપવા કરીને, ભાડે કરી; તથા કેટલાંક ટટ્ટુ ભાડે કર્યાં. બીજે રોજ સાંજે તેઓ મહાબળેશ્વર પહોંચ્યા; તે દિવસે સન ૧૮૫૯ના એપ્રીલ માસની ૧ લીજ તારીખ હતી.

તેવામાં ત્યાં પ્રરામજીશેઠે "રોઝકોટેજ" નામનું

એક ઘર તેની અંદરના સરસામાન સાથે રૂ. ૮૫૦) માં ખરીધું હતું. ફરામજીશેઠના માણસોએ તેમને તેમાં ઉતરવા દીધા; તથા પોતે મહાબળેશ્વરમાં રહે તેટલો વખત તેજ ઘરમાં રહેવાની પરવાનગી—મોરારજીશેઠે ફરામજીશેઠ ઉપર તાર કરીને મેળવી. હિંદુ સિવાય અન્ય જાતિના મકાનમાં રાંધી ખાવાનો જ્ઞાતિ તથા ધર્મપ્રમાણે બાધ હોવાથી ઘણી મુસીબત પડતી, તોપણ મોરારજીશેઠ બારણે ઝાડનીચે રસોઇ કરાવતા. એવામાં વળી તેમના ભાટિયા જંળઘરીઆ શિવાને પણ તાવ આવ્યો. તેથી પાણી ભરાવવાની ઘણીજ અડચણ પડતી અને જમવાનું પણ ઘણુંજ મોડું થતું.

મી. મનચેરજી પેસ્તનજી વાડીઆએ તેમને વાઇ રહેવા જવાની સલાહ આપી; કેમકે પાણી ત્યાં ઘણુંજ નજદીક હતું; પણ તે સ્થળથી તે કેવળ અજાણ્યા હતા. મહાબળેશ્વરના દવાખાનાના દાક્તર રા. રા. શ્રીપદરાવે વાઇના મુનસફ સાહેબ રાઘવેન્દ્રરાવ રામાજીની ઓળખાણ મોરારજીશેઠને કરાવી. તે મુનસફ સાહેબે પોતાના નાઝર ઉપર તેમની બરદાસ કરવાનો પત્ર આપ્યો. તેથી મોરારજીશેઠે વાઇ જઇને આપ્પાસાહેબ સાટ્ટેની ધર્મશાળામાં મુકામ કર્યો. તે સ્થળનો ધાર્મિક પ્રભાવ જોઇને તેમને ઘણી અસર થઇ.

રા. રા. રાઘવેન્દ્રરાવની અને મોરારજીશેઠની મિત્રતા સન્મિત્રની મિત્રતાની પેઠે દિને દિને વધતી ગઇ; સલાહ લેવાલાયક અને વિશ્વાસપાત્ર મિત્ર તરીકે રા. રા. રાઘવેન્દ્રરાવ અનેક વાર મોરારજીશેઠને ઉપયોગી થઇ પડતા. તેમજ મોરારજીશેઠના સમાગમથી રા. રા. રાઘવેન્દ્રરાવ પણ કરકસર કરતાં શીખ્યા; તેથી તેઓ ગુજરતાં પહેલાં પોતાના કુટુંબને માટે યોગ્ય ધનસંગ્રહ કરી શક્યા અને મોરારજીશેઠે તે ધનને સુરક્ષિત રાખ્યું; આ મૈત્રી તે વંશપરંપરાની નિવડી. હાલ પણ રા. રા. રાઘવેન્દ્રરાવના મોટા પુત્ર રા. રા. વ્યંકટરાવ અને મોરારજીશેઠના પુત્રો ધર્મસિંહ શેઠ તથા નરોત્તમ શેઠ અન્યોન્ય સારી મિત્રતા ધરાવેછે. રા. રા. વ્યંકટરાવના ઉદયમાં તેઓ સહાયભૂત છે.

## वाइमां ब्रह्मभोजन-तथा महाबळेश्वर पाछा जवुं.

વાઇમાં દેવાલયો અને બ્રાહ્મણોની વસતિ ઘણી હોવાથી તે એક બ્રહ્મપુરી જેવું જણાતું હતું. તે ધામમાં મોરારજીશેઠને રહેવું ઘણું રુચ્યું તથા અનુકૂળ લાગ્યું, કેમકે તેમનું અંતઃકરણ ધાર્મિક વૃત્તિવાળું હતું એ આપણે આગળ જોઇ ગયા છીએ. મોરારજીશેઠે ત્યાં એક હજાર કરતાં અધિક બ્રાહ્મણોને ભોજન કરાવ્યું તથા બે હરિકથાઓ

કરાવી. વાઇમાં વિશૂચિકા (કોગળિયા) નો રોગ જોશબંધ ચાલતો હતો, અને એક દિવસ તો એંશી માણસ મરી ગયાં હતાં; તોપણ તેઓને તે સ્થળે પ્રસન્નતા ભાસતી હોવાથી ત્યાં તેઓ રહ્યા; પણ જ્યારે તેઓને કોલેરા (વિશૂ-ચિકા) નો જોશ ઘણોજ વધી પડેલો જણાયો, ત્યારે તેઓ પાછા મહાબળેશ્વર ગયા. ત્યાં રસોડામાટે એક ઘાસની બનાવેલી ઝુંપડી ફરામજીશેઠવાળા 'રોઝકોટેજ' પાસે તૈયાર કરાવી હતી, અને મુંબાઇથી એક નવો રસોઇયો પંણ આવી પહોચ્યો. હવે તેમને કોઇપણ પ્રકારની અડ-ચણ રહી નહિ. મોરારજીશેઠે વાઇમાં બ્રહ્મભોજન વગેરેમાં ખૂબ પૈસા ખર્ચ્યા હતા તે વગેરે તેમની પ્રતિષ્ઠાની વાત રા. રા. રાઘવેન્દ્રરાવના સાંભળવામાં આવ્યાથી શેઠ પાછા મહાબળેશ્વર ગયા ત્યારે તે મુનસફે શેઠની સાથે પરિચય વધાર્યો અને તેમની સારીપેઠે બરદાસ રાખવા માંડી. રા. રા. રાઘવેન્દ્રરાવને બે પુત્ર હતા, એકનું નામ રામરાવ અને બીજાનું વ્યંકટરાવ હતું. વ્યંકટરાવ તે વખતે ફક્ત પંદર માસનોજ હતો.

રાઘવેન્દ્રરાવ શેઠને રોજ મેવો વગેરે મોકલતા, શેઠ નિત્ય તેમની સાથેજ ગાડીમાં ફરવા જતા. આખી મોશમ શેઠે ત્યાંજ ગાળી અને તા. ૨૮ મી મેની લગભગમાં મોરારજીશેઠ એક ડાકફેટનમાં બેસીને સતારે જવાને ઉપડ્યા.

રાઘવેન્દ્રરાવે ગોપાલરાવ નાના કાન્હુરે નામના સતારાના એક મુખ્ય ગૃહસ્થ ઉપર શેઠને ભલામણનો કાગળ આપ્યો. તેમજ સતારાના મામલતદાર અને ફોજદાર ઉપર પણ તેમણે તેવાં પત્રો આપ્યાં.

## સતારે થઇને પંઢરપુરની યાત્રા.

મોરારજીશેઠ સતારે ગયા. ત્યાં નારાયણ કાકડેના વાડામાં તેમણે મુકામ રાખ્યો. રા. ગોપાલરાવે, મામલતદારે અને ફોજદારે શેઠ પ્રત્યે ઘણો સ્નેહભાવ દર્શાવ્યો. સતારે ચાર પાંચ દિવસ રહીને બળદની ટપ્પા (ટપાલ) ગાડીઓમાં મોરારજીશેઠ તાકીદે પંઢરપુર ગયા, કેમકે તેમને પોતાના બીજા પુત્રને અન્નપ્રાશન (બોટણુ) સંસ્કાર શ્રી પુંડરીકનાથજીના સાન્નિધ્યમાં કરવા હતા. રાઘવેન્દ્રરાવે મોરારજીશેઠને પંઢરપુરના મામલતદાર સાહેબ સદાશિવ રઘુનાથ જોશી ઉપર પણ ભલામણનું પત્ર આપ્યું હતું.

પંઢરપુરથી ઉપડતાં પહેલાં એક બે દિવસ અગાઉ મોરારજીશેઠ પોતાનો મુકામ ફેરવીને ચંદ્રભાગાનદીને પેલે પાર આચાર્યજી મહાપ્રભુજીની બેઠકમાં લેઇ ગયા. ત્યાં શેઠે મામલતદાર વગેરેને એક મોટી જાફત આપી. મોરારજીશેઠનાં પત્નીનું શરીર દિનપ્રતિદિન નિર્બળ થતું જતું હતું. મોરારજીશેઠ મામલતદારને ત્યાં પાનસોપારી લેવાને

ગયા હુતા તેવામાં એકદમ તેમના મુકામ ઉપરથી તેમના માણુસે આવીને કહ્યું કે શેઠાણીની તબિયત બગડી છે. તે સાંભળીને તરત તેઓ સઉ મુકામ ઉપર ગયા. શેઠે જઇને જોયું તો તેમનાં પત્નીના માથાના વાળ વિખરાઇ ગયેલા હુતા, અને દેખાવ ઘણો ઉગ્ર થઇ ગયો હુતો. મોરારજીશેઠે દેશી વૈદ્યોને બોલાવવા મોકલ્યું, પણ કેટલાક સ્નેહીઓએ કહ્યું કે આમાં કાંઇ ભય પામવાજેવું નથી, આ મકાનની બીજી બાજુએ મ્હુસોબાનું દેવળ છે ત્યાં-આગળ જવાથી એ વાત બની આવી હુશે; માટે મ્હુસો-બાને દહીં અને ભાતનું નૈવેદ્ય કરવાથી તરતજ મટી જશે. તરતજ તે પ્રમાણે કરવામાં આવ્યું અને મ્હુસોબાની થોડીક વિભૂતિ લાવીને શેઠાણીને કપાળે લગાડવામાં આવી; તેજ વખતે શેઠાણીની તબિયત સારી થઇ અને શેઠાણી સચેત થયાં ત્યારે પોતેજ આશ્ચર્ય પામ્યાં કે 'મને શું થયું હુતું!'

## कीम थइने आगगाडीमां पुने आववुं.

પછી તેઓ પંઢરપુરથી ઉપડી પાલખીમાં કીમસ્ટેશને આવ્યા. તેમણે એવું સાંભળ્યું હુતું કે–જો કે રેલ્વે ખુલ્લી મુકવામાં આવી નહોતી તોપણુ તે ખાનગી રીતે મુસાફરોને ત્યાંથી લેઇ જતી હુતી, તેથી તેઓ કીમ ગયા. પણુ ત્યાં

પહોંચ્યા પછી તેમને એવી ખબર મળી કે ફક્ત દિકશાળ લગીજ રસ્તો તૈયાર થયો હતો. તેથી તેમને એક પ્રકારની નિરાશા થઇ. દિકશાળથી સડક બાંધવાનો સામાન વગેરે લેઇને ભારખાનાની રેલ્વે ગાડી કીમ આવતી હતી. તેને માટે ત્રણ દિવસલગી રાહ જોતા તે કીમમાં પડ્યા રહ્યા; કેમકે તેમના કેટલાક મિત્રો પુને આવવાના હતા તેમને મળવાને ત્યાં જવાને તે ઘણા આતુર હતા. મોરારજીશેઠને કોઇએ એવું કહ્યું કે, જો ઇજનેરની ઓળખાણ હોય તો તે મહેરબાની તરીકે ભારખાનાની ખાલી ગાડીઓમાં બેસવા દે. મોરારજીશેઠ ઇજનેરને મલ્યા, અને ઇજનેરે ભારખાનાની ગાડી આવવાની હતી તેમાં બેસાડી બીજે દિવસે તેમને દિકસાલ લેઇ જવાનું વચન આપ્યું; પણ તેણે તેમની સાથે એક એવી શરત કરી કે કોઇ પણ દક્ષણી બ્રાહ્મણને જોડે લેવો નહિ; કમનસીબે તેમની સાથે રામભાઉ નિંબાલકર હતા, પણ તેમને પોતાની સાથે લેઇ જવાની મોરારજીશેઠે યોજના કરી. ભારખાનાની ગાડીમાં તેઓ આશરે રાતના આઠ વાગે પુને આવ્યા. પુના સ્ટેશન ઉપર તે પોતાના કાકા હરજીવન, શેઠ ગોકુલદાસ તેજપાલ, નરસી જેઠા, રવજી રૂપચંદ, પુરુષોત્તમદાસ કાનદાસ, જીવરાજ બાળુના મુનીમ, નાનજી મોરારજી, તથા પોતાના જુના મિત્ર ગોપાલજી ક્ષેમરાજને મલ્યા. મોરારજી શેઠનું શરીર હવે

એવું સારીપેઠે સુધર્યું હતું કે તેમને જોઇને તે સઉને આશ્ચર્ય લાગ્યું. તેઓ ત્રણ દિવસથી મોરારજીશેઠની રાહ જોયા કરતા હતા. તેઓ સામા મળવાને પુને આવ્યા હતા પણ મોરારજીશેઠને મુસાફરીની અડચણોને લીધે તે ત્રણ દિવસ વિલંબ થયો હતો.

તેઓને મળ્યા પછી ગોકલદાસ રાવજીશા અને પુરુષોત્તમદાસ મુંબાઇ પાછા ગયા; કેમકે ખાનદેશવાળા ગિરધારીલાલ ફતેચંદ ભાગ્યાનો તાર આવ્યો હતો. મોરારજીશેઠ થોડા દિવસ પુને થોભવાના હતા, તેથી તેમના કાકા હરજીવન અને બીજા મિત્રો તેમની સાથે પુનામાં ત્રણ ચાર દિવસ રહીને મુંબાઈ ગયા. હરજીવન કાકાએ મુંબાઇ ગયા પછી પ્રેમજીને તથા પ્રેમજીનાં વહુને પુનેથી મોરારજીને તેડી લાવવાને મોકલ્યાં. કેટલાક સારા સોદાનો લાગ હતો તેથી મોરારજીશેઠની હાજરીની મુંબાઇમાં જરૂર હતી. મહાબળેશ્વર ગયા ત્યારથી મોરારજીશેઠનું શરીર પુષ્ટ થવા લાગ્યું હતું.

## મોરારજીશેઠનું મુંબાઇ પાછું આવવું. વ્યાપાર–સંબંધી ચિન્તા, પ્રથમ પત્નીનો દેહપાત.

જેઠ વદમાં મોરારજીશેઠ મુંબાઇ પાછા આવ્યા ત્યારે તેમને જણાયું કે હરજીવન કાકાએ વગર વિચાર્યે ટર્કિરેડ અને

બીજો ખપે નહિ તેવો માલ મોટા જથામાં ખરીદ્યો હતો. તેથી આશરે દશ લાખ રૂપૈયાનો માલ સિલકમાં પડી રહ્યો હતો. એથી મોરારજીશેઠ મોટી ચિન્તામાં પડ્યા.

તેજ વર્ષમાં વળી મોરારજીશેઠનાં ધર્મપત્ની એક પુત્ર અને એક પુત્રી મૂકીને આશરે ત્રેવીશ વર્ષની તરુણ વયમાંજ સ્વર્ગવાસી થયાં. આ પ્રમાણે આ વર્ષ મોરારજીશેઠને ચિન્તા અને શોક ઉપજાવનાર નિવડ્યું.

---

# પ્રકરણ ૬ ઠું.

## मोरारजीशेठनी भांजगडमां-
## विश्वासपात्रता.

ધાકજીની વાડીમાં ફરામજીશેઠનો ભાગ હતો, તે આગળ કહેવામાં આવ્યું છે. તે ખરીદી લેવાને માટે મોરારજીશેઠના કાકાઓ ઘણાજ આતુર હતા. તેથી એવી વ્યવસ્થા કરવામાં આવી કે, મોરારજીશેઠના દરેક કાકાએ પોતાનો છ છ આની ભાગ અને ચાર આની ભાગ મોરારજીશેઠનો રાખવો. મોરારજીશેઠને ફરામજીશેઠની સાથે ઘણોજ ગાઢ સંબંધ હતો, તેથી તેમના કાકાઓએ મોરારજીશેઠનેજ ભાંજગડમાં નાખ્યા કે તે ફરામજીશેઠને ગમે તેમ કરીને સમજાવે. ફરામજીશેઠે પણ એમ ઠરાવ્યું કે જે આંકડો મોરારજીશેઠ મૂકે તેટલી કિમત લેઇ ફરામજીશેઠે પોતાનો ભાગ છોડી દેવો. મોરારજીશેઠે તે વાડીની કિમતનો આંકડો રૂ. ૮૭૫૦૦ ) નો મૂક્યો. એ પ્રમાણે ફરામજીશેઠનો ભાગ ખરીદી લેવામાં આવ્યો.

## स्त्रीजातिनी मर्यादासंबन्धी मोरारजीशेठना
## विचारो तथा तेमनुं बीजुं लग्न.

મોરારજીશેઠ જેવા દ્રવ્યોપાર્જનમાં પોતાનાજ બળ

ઉપર ગુજરનાર હતા, તથા વિદ્યાપ્રાપ્તિમાં પણ પોતાનાજ પુરુષાર્થથી આગળ વધનાર હતા, તેજ પ્રમાણે તેમના સંસાર-સુધારાના વિચારો પણ તેમણે પોતેજ કરેલા સંસાર વ્યવ-હારના સ્વતંત્ર અવલોકન ઉપરથીજ બાંધેલા હતા. તેમના વિચારોમાં વાસ્તવ સંસારસુધારણાના જીવનરૂપ અંશો એવી તો સારી રીતે રહેલા હતા કે હિંદુસંસારની યથાર્થ સુધા-રણાના સ્વરૂપને સમજનાર બુદ્ધિમાન્ મનુષ્યોને તે માન્ય થયા વિના રહે નહિ. મોરારજીશેઠ પોતાના વિચાર પ્રમાણેજ આચાર કરનાર હતા. તેમના વિચાર અને આ-ચારમાં કોઇપણ પ્રકારની નૂતનતા હતી એમ કહેવાને બદલે આપણે એમ કહી શકીશું કે તેમના આચારવિચા-રમાં વાસ્તવ પ્રાચીનતા હતી. જેઓ કોઇપણ વિચારો ઉપર મોહ પામવાને બદલે જુના વિચારોના હિતકર તત્વને શોધવાને ઇચ્છનાર છે તેઓને માટે મોરારજી-શેઠના આચારવિચાર વધારે લક્ષમાં લેવા લાયક છે. મોરારજી-શેઠ પોતાના નિજવૃત્તાન્તમાં લખે છે કે—"મારી પત્નીના મરણ પછી મારા કાકાઓને મેં મારૂં વેવિશાળ કરતાં અટકાવ્યા હતા, તે વખતે બે ત્રણ માગાં આવ્યાં હતાં. હું મારી પત્નીને શ્રીવલ્લભાચાર્યના કુળના મહારાજોનાં મંદિ-રમાં દર્શને જવાની છુટ આપતો નહિ અને મારો સ્વભાવ

જરીક ગરમ હતો, તેથી નાતમાં હું એક સખત ધણી તરીકે ગણાતો હતો. વળી મેં એ પણ નિશ્ચય કર્યો હતો કે કોઇ શ્રીમંતની દીકરીને પરણવું નહિ. તેથી જ્યારે ઠા. વિશરામ ધનજી ચપરના ભાઇ ધરમસીનાં પુત્રી નંદીબાઈ ઉર્ફે મોતીબાઈ જે દશ વર્ષની ઉમરનાં હતાં અને જેમનાં મા ગુજરી ગયેલાં હતાં તેમની સાથે વિવાહની વાત આવી ત્યારે તે મેં કબુલ રાખી."

• મોરારજીશેઠના વિચાર સ્ત્રીકેળવણીના સંબંધમાં એવા હતા કે પુરુષને પોતાની પત્નીને પોતાની સ્થિતિરીતિને અનુસાર કેળવવાની તક મળે તેવી કુમળી વયમાં સ્ત્રીને લગ્નસંસ્કાર અને સાસરવાસનો લાભ મળે તે વધારે સારૂં છે. પોતાના વિચારો સ્વતંત્રતાના આભાસથી અમુક પ્રકારના બંધાઇ ગયા હોય એવી કેળવણી પામેલી સ્ત્રી સાથે લગ્ન કરવામાં આવે એ એક પ્રકારનો વિમો ઉતરવા જેવું છે. તેથીજ આ દેશમાં થતાં સંસ્કારગ્રાહક અવસ્થાવાળી બાળકીઓનાં લગ્નના પરિણામ ઇતર દેશી પ્રજાનાં લગ્ન કરતાં સાંસારિક સુખનાં સંબંધે વધારે સારાં આવે છે એ વાત વિદેશી લેખકો અને વિચારકો પણ કબુલ કરતા થયા છે.

વળી પુત્રીનો સાસરવાસ કે જે પુત્રોના પ્રાચીન

ગુરૂકુલનિવાસનો અર્થ હજુ પણ સારે છે, તેમાં પોતાનાં સાસરિયાંની સ્થિતિરીતિ પ્રમાણે રહેતાં શીખવાની અનુકૂળતા મળેછે, તેમાં લાડથી ઘણું કરીને માતા વિક્ષેપ કરનાર હોવાનો સંભવ હિંદુસંસારનો અનુભવ ધરાવનારને અજ્ઞાત નથી. તેથી માતાવિનાની કન્યા મોરારજીશેઠે પસંદ કરી અને તેનો પરિણામ પણ એવોજ સારો આવ્યો કે મોરારજીશેઠ પોતાનાં આ પત્નીને યથાર્થ હિંદુ સ્ત્રીને શોભે તેવી સારી કેળવણી પોતાનાજ હાથનીચે આપી શક્યા. મોરારજીશેઠનાં આ પત્ની ઉપર તેમનો એટલો બધો વિશ્વાસ અને સ્નેહ થયો કે તેમણે પાછળથી એક વિલ (વ્યવસ્થાપત્ર) કર્યું હતું તેનો અમલ કરનાર (એક્સિક્યુટ્રિક્ષ) તરીકે આ બાઇને નીમ્યાં હતાં.

હાલમાં લગ્નસંબંધી વિચારો વિવિધ પ્રકારના ચાલે છે. પરંતુ તે વિચારોને અમલમાં મૂકતાં ખૂબીઓની સાથે ખામીઓ પણ પ્રકટ થાય છે. પણ લગ્નના સંબંધમાં મુખ્ય એકજ બાબત ધ્યાનમાં રાખવા જેવી છે, અને તે એજ છે કે–'પત્ની સર્વ શોભાજનક બાહ્ય ચાતુર્યરૂપી ગુણોમાં તથા ધનસંબંધી સ્થિતિમાં તો બહુ બહુ તો પતિના સરખીજ હોવી જોઈએ.' **विवाहश्च विवादश्च समयोरेव शोभते** અર્થાત્ વિવાહ અને વિવાદ એ સરખાંનોજ શોભે છે. પવિત્રતારૂપી આંતર સદ્‌ગુણોમાંજ પત્ની પતિ કરતાં અધિક

હોય તો તે સારૂં છે. તાત્પર્ય એ કે પુરુષને અનુસરવાની યોગ્યતા તેજ સ્ત્રીની સર્વોત્તમ યોગ્યતા છે. તેથી મદનાં અનેક કારણોમાંનું એક કારણ જે શ્રીમંતાઈ છે, તે બાબતમાં સ્ત્રીનાં પિયરીઆંની સ્થિતિ ચઢિયાતી હોય તો પોતાના પતિવિષે તે સ્ત્રીને જોઇયે તેવો પૂજ્યભાવ થવાનો કેટલેક ભાગે ઓછો સંભવ હોય છે. પિયરીઆં પોતાની પુત્રીને કેટલીક વાર પોતાની રુચિ પ્રમાણે વર્તાવવાના વલણવાળાં હોય છે. શ્રીમંતાઈ છતાં પણ સુજ્ઞતાવાળાં કુટુંબો હોય છે. તેમને એ વાર્ત્તા લાગુ પડતી નથી તોપણ એ એક સામાન્ય વાર્ત્તા છે. તેટલા માટે મોરારજીશેઠનો સામાન્ય વ્યવહારોપયોગી સુદૃઢ નિયમ એવોજ હતો કે તાલેવંતની દીકરી પરણવી નહિ. શ્રીમંતોના પુત્રોમાં પણ વાસ્તવ સદ્ગુણો દૃઢ સ્થપાવામાં ઘણાં વિઘ્નો હોય છે, તો પુત્રીઓમાં તેમના પતિપ્રત્યે નિરભિમાન આજ્ઞાંકિતપણું તેમજ પોતાના પિયર કરતાં ગરીબ પતિના વ્યવહારને અનુકૂળ ગુણો સ્થપાવામાં ઓછાં વિઘ્નો નથી.

વળી મોરારજીશેઠ જો કે વ્યાપારદ્વારા ઇંગ્રેજો જેવી સુધરેલ પ્રજાના સદ્ગૃહસ્થો સાથે સહવાસમાં આવતા હતા, તેમજ શ્રીવલ્લભાચાર્યે સ્થાપેલા પુષ્ટિમાર્ગરૂપ વૈષ્ણવ સંપ્રદાય ઉપર તેમની પૂરી શ્રદ્ધા હતી, તોપણ સ્ત્રીજાતિના

ધર્મ અને સ્ત્રીજાતિની મર્યાદાસંબંધી તેમના વિચારો સર્વોત્તમ સનાતન હિંદુધર્મના તત્વને અડગ રીતે અનુસરતા હતા. ઇંગ્રેજોનો સહવાસ છતાં સ્ત્રીસ્વાતંત્ર્યની બાબતમાં મોરારજીશેઠ પાશ્ચાત્ય પ્રજાઓની અયોગ્ય દેખાદેખી કરતા નહોતા. ઉલટા પોતાના હિંદુતરીકેના લાક્ષણિક આચાર વિચાર અને ગુણોની છાપ, તેમના સંબંધમાં આવતા સર્વ દેશી પરદેશી બુદ્ધિમાન્ સદ્ગૃહસ્થોના અંતઃકરણ ઉપર, ઘણી પ્રબળ રીતે પાડતા. તેમજ તેઓ પુષ્ટિમાર્ગમાં નાનપણુથીજ શ્રદ્ધાનિષ્ઠ હતા, તોપણુ ( જે ધર્મઘેલાપણુાથી ) કેટલીક સ્ત્રીઓ મંદિરે મંદિર અધિક છૂટથી ફર્યા કરેછે તેના પ્રત્યે તેઓ કરડી નજરથી જોનાર હતા. જે વખતે મધ્યકાલીન અજ્ઞાન વિચારની ધર્માન્ધતા સ્ત્રીમર્યાદાને ધૂળ મેળવી રહી હતી અને જે વખતે નવા વિચારની મતાંધતા જુના વિચારની અંદરના સૂકાના ભેગું લીલું પણુ બાળવા બેઠી હતી, તે વખતે સારાસાર વિચાર રાખી પોતાના આચાર અને વિચારની પ્રણુાલિકા બાંધનાર મોરારજીશેઠ જેવા એક વ્યાપારીએ પણુ વાસ્તવ સુધારણુાનું સ્વરૂપ સૂચવ્યું છે; એ તેમના વિચારની શુદ્ધિ, આચારની અડગતા અને હૃદયબળ સંપૂર્ણુ રીતે દર્શાવી આપે છે.

વાસ્તવ આર્ય વિચારો પ્રમાણુે મોરારજીશેઠ સ્ત્રીને લક્ષ્મીસ્વરૂપજ સમજતા તેની સાથે સ્ત્રીમર્યાદાના સંર-

ક્ષણુની બાબત પણુ બરોબર સમજતા. તેથી કેટલીક **મંદિરે જનાર** સ્ત્રીઓ મોરારજીશેઠને એક સખ્ત ધણી-તરીકે ગણુતી, તો પણુ તેમના શ્વશુર પક્ષનાં હુયાત માણુ-સોની સાથે વાત કરતાં આ લેખકના જાણુવામાં આવ્યું છે કે, મોરારશેઠનાં સાસરીઆં પોતાની પુત્રીઓની પ્રતિષ્ઠા, સુખ અને સદ્ગુણુજન્ય કીર્તિને માટે મોરારજીશેઠનેજ સંપૂર્ણુ યશ આપે છે.

## મોરારજીશેઠની કુટુંબવત્સલતા તથા મનની મોટાઇ.

મોરારજીશેઠના વિવાહુ જોડાયા પછી તેમનો બાળક પુત્ર ઘણોજ માંદો થઇ ગયો. મોરારજીશેઠે ઘણું ખર્ચ કરી અનેક ઉપાયો કર્યા પણુ પ્રબલ ભાવીને લીધે પત્નીશોકમાં પુત્રશોક પણુ ઉમેરાયો. મોરારજીશેઠ પોતાના શોકાતુર અંતઃકરણુને શાન્તિ મળવાને માટે વિદ્યારામ મોહુનજીના બંગલામાં નાયગામ રહેવા ગયા. જો કે મોરારજીશેઠનું મન હુજી શોકગ્રસ્ત હુતું તોપણુ પોતાના વડીલોની પ્રસ-ન્નતા જાળવવાને માટે તેમણે પોતાના હુરજીવન કાકાના પુત્રનું જનોઇ અને પુત્રીના લગ્નના પ્રસંગોમાં ભાગ લીધો હુતો.

આ અરસામાં આણુંદજી કાકાનાં પત્નીને આખર મંદવાડ હુતો. તેમની સેવાચાકરી પણુ મોરારજીશેઠે

ભાવપૂર્વક સારી પેઠે કરી પોતાના વડીલો પ્રત્યેનો પોતાનો ધર્મ પોતાની હમેશની નેમ પ્રમાણે બજાવ્યો. આ કાકાએ પણ પોતાના સ્નેહની નિશાની દાખલ મોરારજીશેઠને જે કાંઇ બક્ષીસ આપ્યું હતું તે મોરારજીશેઠે તેટલાજ પ્રેમથી પોતાની કાકીની પાછળ ધર્મતરીકે ઓરીસાના દુકાળમાં આપી દીધું.

મોરારજીશેઠે હવે એવો નિશ્ચય કર્યો હતો કે સિલકમાં જે માલ હોય તે વેચી દેઇને પંત્યાળું સમેટી લેઇને બંધ કરવું. મોરાજીશેઠનો વિચાર મુંબાઈ છોડીને આશરે બે વર્ષ લગી યાત્રાએ જઈ પ્રવાસ કરવાનો હતો. તેથી ઘણીવાર તેમણે કેટલાક સોદાઓ પણ જવા દીધા હતા, તેનો પરિણામ પણ એવોજ સારો થયો કે તેઓ ભારે તોટો જવાના પ્રસંગમાંથી ઉગરી ગયા.

ભાદરવા માસમાં મોરારજીશેઠ અને તેમના કાકા ધાકજીની વાડીમાં મળ્યા. તેઓએ મોરારજીશેઠને વ્યાપાર નહિ છોડી દેવાને સમજાવ્યા. મોરારજીશેઠને આ વખતે એક પુત્રી કબુ સિવાય બીજો કાંઇપણ વિસ્તાર નહોતો. તો પણ તેમના કાકાએ આગ્રહ કર્યો કે તમારે વ્યાપાર છોડી દેવો નહિ. તેઓએ કહ્યું કે જો તમે વ્યાપાર છોડી દેશો તો પંત્યાળાને મોટો ધોકો પહોંચશે અને હરજીવન કાકા વિ-

સ્તારી હતા તેમના હક્કમાં મોટું નુકસાન થશે. તેઓએ તેમને પોતાના જેટલોજ ભાગ વ્યાપારમાં આપવાનું પણ કહ્યું. મોરારજીશેઠે વિચાર્યું કે—કાકાઓનું આ કહેવું કબૂલ રાખી કેટલોક સમય પંત્યાળું ચાલવા દેઇ તેમને ખુશી રાખવા, તેથી મોરારજીશેઠે કાકાઓનું કહેવું માન્ય રાખ્યું.

વ્યાપાર ઘણો સારો ચાલતો હતો તોપણ મોરારજી-શેઠને તેમાં ગોઠતું નહોતું. કેમ કે મોરારજીશેઠને વધારે શોભાદાર અને સુખી જીવન ગાળવાની ઇચ્છા થતી હતી. મોરારજીશેઠે કેવેલ સ્ટ્રીટમાં એક બ્રાઝ ફરનાન્ડીઝનું ઘર ખરીદ્યું હતું, તોપણ તેમને બહારકોટ એકાદ બાગમાં રહેવાની ઇચ્છા હતી.

## મોરારજીશેઠનું મિ. વોટ્સનની સાથે વ્યાપારમાં જોડાવું.

એકાદ પખવાડિયામાં મિ. વોટ્સન કરીને એક ઇંગ્રેજ ગૃહસ્થ મુંબાઇમાં વ્યાપાર કરવા આવ્યા. મિ. વો-ટ્સન પહેલાં ગ્રેહામની કંપનીમાં હતા. ત્યાં તેમને મોરા-રજીશેઠનો પરિચય હોવાથી, મોરારજીશેઠને તે પોતાની ઓફીસના દલાલ તરીકે રાખવાને ઇચ્છતા હતા. એ બાબ-તનો તરતજ ઠરાવ થઇ ગયો. મોરારજીશેઠ દલાલીનું કામ કરવાના હોવાથી હવે તે પોતાના કાકા સાથે પંત્યાળું

રાખી શકે તેમ નહોતા, પરંતુ તેમના કાકાઓ તેમને છોડે તેમ પણ નહોતું. તેથી મોરારજીશેઠે પોતાના કાકા સાથે એવી સમજુત કરી કે મોરારજીશેઠ મિ. વોટ્સનની ઓફીસનું કામ સંભાળી લે અને તેમના કાકાઓ દુકાનનું કામ ચલાવે. એ વેળાએ મોરારજીશેઠ અને તેમના કાકાઓ વચ્ચે નવેસરથી કરાર કરવામાં આવ્યો. વળી મોરારજીશેઠને વોટ્સનની ઓફીસમાંથી છ આની ભાગ પણ મળવાનો હતો, અને દલાલીનું કામ પણ મોરારજીશેઠને નામેજ ચાલવાનું હતું. આ પ્રમાણે સઘળી યોજના થઈ. મોરારજીશેઠ મેશર્સ વોટ્સન બોગલ અને કંપનીમાં એ પ્રમાણે જોડાયા.

સંવત્ ૧૯૧૭ ની સાલમાં મોરારજીશેઠ પોતાના કાકા પ્રેમજી જોડે ચોમાસામાં ગોદાવરીના મેળા ઉપર નાસિકની યાત્રાએ ગયા હતા. એ યાત્રાનો મેળો દર બાર વર્ષે આવે છે. એજ વર્ષમાં શ્રાવણ શુદ ૧૪ ને રોજ હુરજીવન કાકાને એક બીજો દીકરો થયો, તેનું નામ જીવરાજ પાડ્યું; હવે મિ. બોગલને અને મોરારજીશેઠને વ્યાપારનું કામ સોંપીને મિ. વોટ્સન વિલાયત ગયા.

## મોરારજીશેઠનું પોતાના કાકા સાથેના પંત્યાળામાંથી છૂટા થવું.

મોરારજીશેઠની બીજીવારની સગાઇ જે સંવત્ ૧૯૧૬ ની સાલમાં થઇ હતી તે વિષે આપણે આગળ

કહી ગયા છીએ. આ ( સંવત્ ૧૯૧૮ ની ) સાલમાં મોરારજીશેઠનાં તે સગાઇ પ્રમાણે લગ્ન થયાં. આ લગ્ન સંબંધી સમારંભ મોરારજીશેઠના કાકાઓએ ધાકજીની વાડીમાંજ કર્યો. મહારાજ લાઇબલ કેસ થવાથી મોરારજીશેઠના કાકાએ ગોસ્વામીજીના વિરૂદ્ધ પક્ષના શેઠ ગોકુલદાસ તેજપાળ તથા બીજા મિત્રો સાથેનો સંબંધ તોડી નાંખ્યો. પણ મોરારજીશેઠ જો કે પુષ્ટિમાર્ગના ચુસ્ત વૈષ્ણવ હતા તોપણ તેમના સ્વાભાવિક શુદ્ધ વિચારોને લીધે તે મતાન્ધ નહોતા અને તેમની ન્યાયબુદ્ધિ તથા વ્યાપારને લીધે સ્વપરિશ્રમથી મળેલા મનુષ્યજાતિના અનુભવ ઉપરથી તેઓ સારૂં ખોટું પરખી શકતા હતા. તેથી ગોસ્વામીજીનો પક્ષ કરી તેમના કાકાએ આ લગ્ન પ્રસંગે શેઠ ગોકુલદાસ તેજપાળ અને બીજા મિત્રોને નિમંત્રણ ન કર્યાં તેને માટે મોરારજીશેઠ પોતે તો ઘણાજ દિલગીર થયા.

મોરારજીશેઠ અને તેમના કાકાઓની પંત્યાળી પેઢીનું કામ સારી રીતે ચાલતું હતું. તેઓ સારી પેઠે કમાયા હતા. આવી આબાદી ભરેલી સ્થિતિમાંજ પંત્યાળું વહેંચી લેઇ સઉએ જુદા થવું, એવો વિચાર મોરારજીશેઠે કર્યો, અને તે હવે તેમના કાકાઓને કબૂલ રાખવો પડયો. એવી ગોઠવણ કરવામાં આવી કે હરજીવન કાકાને લાલજી રણછોડ વગેરેની સાથે પંત્યાળું કરી આપવું. પણ મોરા-

રજીશેઠના બન્ને કાકાએ તેમને આગ્રહથી કહ્યું કે–હુરજી-વનસાથેનો સંબંધ મોરારજીએ ત્યજી દેવો જોઇયે નહિ, અને દલાલીના ધંધામાંથી મોરારજીશેઠે હુરજીવનને કાંઇક પણ ભાગ આપવો જોઇયે; તેથી મોરારજીશેઠે દલાલીના કામમાંથી ઉપજનો ત્રીજો ભાગ આપવાની ગોઠવણ કરી, તથા એવો ઠરાવ કરવામાં આવ્યો કે હુરજીવનકાકાએ પોતાનો ઘણોખરો સમય મોરારજીશેઠની ઓફીસમ ગાળવો. પ્રેમજી જો કે વ્યાપારમાં કાંઇ પણ કામ કરવા ના ન હુતા અને તેમણે વ્યવસાય છોડી દીધો હુતો, તોપણ તેમને હુરજીવન અને લાલજી રણછોડની પંત્યાળી પેઢીમ ભાગ રાખવાની મરજી હુતી. મોરારજીશેઠે તો પ્રેમજી કાકાને કહ્યું કે હુવે તમે એ જંજાળમાં પડશો નહિ.

---

# પ્રકરણ ૭ મું.



## मोरारजीशेठनी स्वतंत्र स्थिति.

હવે મોરારજીશેઠ પોતેજ પોતાના વ્યાપારના મુખ્ય કર્ત્તાહર્ત્તા તરીકે સ્વતંત્ર થયા. ત્યાર પછી હરજીવનકાકા પોતાની ભગવાનદાસ લાલજીની પેઢીનો વ્યાપાર વધવાથી મોરારજીશેઠની ઓફીસમાં પોતાનો વખત રોકી શકતા નહિ. તેથી છેવટે મેશર્સ નિકલ અને કંપનીના વકરેદાર મિ. અરદેશર માણેકજી કાકા મારફત એવો નિકાલ કરવામાં આવ્યો કે, મેશર્સ વોટ્સન બોગલની કંપનીની દલાલીમાંથી મોરારજીશેઠને જે નફો થાય તેમાંથી દરવર્ષે હરજીવનને રૂ. ૪૧૨૫ ) મોરારજીશેઠે આપવા, અને હરજીવને પોતાનો સઘળો હક ઉઠાવી લેવો. મોરારજીશેઠે તે પ્રમાણે કબૂલ રાખ્યું. હરજીવનકાકાની દુકાનમાં પણ આ સમયે સારી કમાણી ચાલતી હતી.

## ब्रीचकेन्डीमां मोरारजीशेठ जमीन तथा बंगलो खरीदे छे.

પુત્રીનો પ્રસવ થયા પછી મોરારજીશેઠનાં પત્નીને સહજ આંચકી (Hysteria) નો વ્યાધિ થયો, તેથી પોતાની જ્ઞાતિના રિવાજ પ્રમાણે મોરારજીશેઠે પણ પ્રભાસ પાટ-

ણુની યાત્રાએ જવાનો વિચાર કર્યો. મોરારજીશેઠને ધર્મ-સંબંધી શ્રદ્ધા હતી, પણ વહેમ નહોતો. પ્રભાસ આદિક સ્થળે શ્રાદ્ધાદિક સત્કર્મ કરવાથી પિતૃદેવોની કૃપાદ્વારા આરોગ્ય, આયુષ્ય, ઐશ્વર્ય આદિકની પ્રાપ્તિ થાયછે, તેથી વ્યાધિ આદિકની નિવૃત્તિને અર્થે તેઓ પ્રભાસ જવાને શ્રદ્ધાપૂર્વક ઇચ્છતા હતા; પરંતુ ભૂતાદિકના નડતરથી વ્યાધિ વગેરે થાયછે એવા વહેમથી ભૂતબાધા ટાળવાને માટે તેઓ પ્રભાસ જવાની જરૂર સમજતા નહોતા.

આજ વર્ષમાં મોરારજીશેઠનો વિચાર પ્રભાસ જવાનો હતો, પણ એ અરસામાં મોરારજીશેઠે પોતાના કાકા પ્રેમજીનો ભાગ રાખીને બ્રીચકેન્ડીમાં શેઠ નવરોજજી અરદેશર દાવરનો એક બંગલો અને તેની આસપાસની ૨૭૫૦૦ વાર ખુલ્લી જમીન એકલાખ રૂપૈયાની કિમતે રાખી. પ્રેમજીએ ખુલ્લી જમીનમાંનો પોતાનો ભાગ વેચવાનો હક્ક રાખ્યો કેમ કે તેમાંથી તે કાંઇક નફો મેળવવા ધારતા હતા. મોરારજીશેઠનો વિચાર પોતાને માટે પેલો બંગલો રાખી લેવાનો હતો, કેમકે ત્યાં જઇને તે પોતે રહેવાને ઇચ્છતા હતા. ખરીદનો કરાર થયા પછી તરત તે જગાનો ભાવ વધી ગયો અને નવરોજજીશેઠનો વિચાર ફરી ગયો. તેમણે એવી દલીલ આણી કે તે સ્થાવર મિલ્કત તેમનાં

ધણીઆણીને નામે હતી તેથી તે વેચવાનો તેમને કશો પણ અખ્તિયાર નહોતો. મોરારજીશેઠે તો તે મિલ્કત પૈકીની ૧૨૦૦૦ હજાર વાર જમીન તો સાઠ હજાર રૂપૈયે મિ૰ મેરવાનજી નસરવાનજી ભાવનગરીને વેચી પણ દીધી હતી; અને મોરારજીશેઠે દશ હજાર રૂપૈયે કેવેલસ્ટ્રીટમાં જે ઘર ખરીદ્યું હતું તે પણ તેમણે રામદાસ ઈશાને રૂ. ૨૬૦૦૦) માટે વેચાતું આપી દીધું હતું. તેથી મોરારજીશેઠને મિ૰ નવરોજજી અરદેશર દાવરની સામે વેચાણના સાટાનો અમલ નહિ કરવા બદલ દિવાની દાવો આણવાની જરૂર પડી. તેમણે પ્રેમજીકાકાને રૂ. ૧૦૦૦૦) આપીને તેમનો ભાગ પોતે ખંડી વાળ્યો અને મોરારજીશેઠે પોતાના એકલાના નામેજ દાવો દાખલ કર્યો.

## પ્રભાસપાટણની યાત્રા.

ઉપરના કારણસર તથા વૉટ્સન અને બોગલની કંપનીનું કામ ઘણુંજ મોટું થઇ પડ્યું હતું તેથી મોરારજીશેઠને દશ દિવસ કરતાં વધારે અવકાશ મળી શકે તેમ નહોતું. તેથી સંવત્ ૧૯૨૦ લગી પ્રભાસપાટણ જવાનું મુલતવી રાખવું પડ્યું. તે સાલમાં યાત્રાએ જવાને માટે મોરારજીશેઠે "તાપતી" નામે આગબોટ સ્વતંત્ર રીતે ત્રણ હજાર રૂપૈયે ભાડે કરી લીધી, અને યાત્રાએ જતાં એક દિવસ પોરબંદર ઉતરવાનો પણ વિચાર રાખ્યો.

સંવત્ ૧૯૨૦ ના કાર્તિક સુદ ૯ ને રોજ મોરારજીશેઠ તથા પ્રેમજીકાકા તેઓનાં બઇરાં છોકરાં સાથે આગબોટમાં બેશીને પ્રભાસપાટણ જવા ઉપડ્યા. બીજે રોજ તેઓ વેરાવળ બંદરે જઇ પહોંચ્યા. ત્યાં તેઓ સાંજ સુધી રહ્યા. ત્યાંથી બીજે દિવસે એટલે કાર્ત્તિક સુદ ૧૧ ને રોજ તેઓ પોરબંદર પહોંચ્યા. આ વખત મોરારજીશેઠ લાલજી રણછોડના ઘરમાં ઉતર્યા હતા. બીજે દિવસે મહારાણા **શ્રીમાધવસિંહજી**ની મુલાકાત કરીને તેજ આગબોટ (તાપતી) માં તેઓ પાછા વેરાવળ જવાને માટે ઉપડ્યા. ત્રેવીશ વર્ષની લાંબી મુદત પછી પહેલાજ પોરબંદર આવીને તરતજ ત્યાંથી ઉપડવું પડ્યું તેથી મોરારજીશેઠને ઘણીજ દિલગિરી થઇ. કાર્ત્તિક સુદ ૧૩ ને રોજ સવારમાં તેઓ ફરીને વેરાવળ આવ્યા. પ્રભાસપાટણમાં કરવાની ક્રિયા કરીને તેઓ કાર્ત્તિક સુદ ૧૫ ઉપર પ્રાચી પ્રભાસ ગયા. પ્રેમજીકાકા પાછળ પોરબંદર રહ્યા હતા તે મોરારજીશેઠને કાર્ત્તિક વદ ૩–૪ ને રોજ આવી મળ્યા; અને તેઓ મુંબાઈ આવવા પાછા વળ્યા.

## मोरारजीशेठना व्यापार अने विभवमां वधारो.

મુંબાઈ આવ્યા ત્યારે તેઓને ખબર પડી કે મોરારજીશેઠના અખુ મામા (ગોકલદાસ દામોદર) કાર્તિક સુદ

૧૨ ને રોજ ગુજરી ગયા હુતા. આ વર્ષે દિવસે દિવસે વ્યાપારરોજગાર વધારે વધારે આબાદી ઉપર આવતો જતો હુતો. મોરારજીશેઠે હુવે બે ઘોડાની ગાડી રાખી.

## મિ૦ દાવર સામેનો દાવો.

મોરારજીશેઠે મિ૦ નસરવાનજી અરદેસર દાવર સામે બ્રીચકેન્ડીમાંની સ્થાવર મિલ્કતના સંબંધમાં દાવો કર્યો હુતો, તે દાવો હાઇકોર્ટના જસ્ટિસ સર જોસેફ આર્નોલ્ડ આગળ સુનાવણી ઉપર આવ્યો. સદહું સ્થાવર મિલ્કત મિ૦ નસરવાનજીનાં ધણીઆણીના નામ ઉપર હુતી તેવો પુરાવો પ્રતિવાદી પક્ષે આપવાથી કાયદાના મુદ્દાસર કોર્ટે એમ ઠરાવ્યું કે નસરવાનજીને તે મિલ્કત વેચવાનો કશો અધિકાર નહોતો. તેથી દાવાનો ફેંસલો મોરારજીશેઠની વિરૂદ્ધ થયો. દાવાની સુનામણી તો માર્ચ અથવા એપ્રીલમાં થઇ ગઇ હુતી, પણ જજમેન્ટ આપવાનું મુલતવી રાખવામાં આવ્યું હતું. હજુ તે જજમેન્ટ આપવામાં આવ્યું નહોતું, ત્યારે મે માસમાં એક રોજ રાત્રે મોરારજીશેઠને સ્વપ્નું આવ્યું કે જુનમાસના પહેલા સોમવારે જજમેન્ટ આપવામાં આવશે. આ વાત મોરારજીશેઠે મિ૦ વૉલ્ટરને કહી તે ઉપરથી મિ૦ વૉલ્ટરે પોતાની રોજ-

નિશીમાં આ હકીકત તથા તારીખ નોંધી લીધી; અને પાછળથી જ્યારે એજ દિવસ જજમેન્ટ આપવાનો ઠર્યો ત્યારે સર્વને તેમજ મોરારજીશેઠને પોતાને પણ આશ્ચર્ય લાગ્યું. મોરારજીશેઠના વિરૂદ્ધજ કેસ તો ચૂકયો; અને ખરીદેલી મિલ્કતની કિમત આપવાને મોરારજીશેઠ તૈયાર હતા, એમ બતાવી આપવાને એક લાખ રૂપૈયાની રકમ બેંકમાં અનામત મૂકી છાંડવાની સલાહ તેમના વકીલોએ તેમને આપી હતી, તેથી લગભગ અગિયાર માસ લગી એટલી મોટી રકમ વિના વ્યાજે પડી રહી તેના વ્યાજનું પણ નુકસાન થયું.

## हनुमानगलीवाळुं घर छोडी बीजे स्थळे मोरारजीशेठ रहेवा जाय छे.

મિ૦ નવરોજજી દાવર સામેના દાવામાં સર જોસફ આર્નોલ્ડે જે ઠરાવ મોરારજીશેઠના વિરૂદ્ધમાં કર્યો હતો, તે ઠરાવ ઉપર તો મોરારજીશેઠે અપીલ કીધી હતી; અને હાલ જ્યાં ગિરગામ પોલીસ કોર્ટનું મકાન છે, ત્યાં એક નાનો સરખો બાગ હતો, તે મોરારજીશેઠે દાદાઘેડે પાસેથી રૂ. ૨૮૦૦૦) ની કિમતે વેચાતો રાખ્યો હતો.

આષાઢ કે શ્રાવણમાસમાં મોરારજીશેઠની એક સાડા-દશ વર્ષની પુત્રી કબુ બળીઆ નિકળવાથી ગુજરી ગઇ; આથી તે એટલા તો હબકી ગયા કે તેમણે હનુમાન-

ગલીવાળા ઘરમાં રહેવાનો વિચારજ છોડી દીધો. જ્યારથી મોરારજીશેઠના પિતા તે ઘરમાં રહેવા આવ્યા હતા ત્યારથી કુટુંબમાં કોઇને કોઇ મર્યાજ કરતું હતું. નથુ નારાયણજી તથા લાલજીકાકા વગેરે મોરારજીશેઠના કુટુંબીઓ તેમને કહ્યા કરતા હતા કે જ્યારથી ગોકુલદાસ આ ઘરમાં રહેવા આવ્યા ત્યાર પછી તે પંડે ગુજરી ગયા, અને તે ઉપરાંત કોઇ નાના મોટા માણસની હાનિજ થયા કરતી હતી. તેથી તેમને એમ લાગ્યું કે એ ઘરજ નિષિદ્ધ છે. તેથી તરતજ તેઓ વરલીમાં શેઠ વરજીવનદાસ માધવદાસના મકાનમાં રહેવા ગયા. તે મકાન પહેલાં જમનાદાસ ખુશાલદાસનું હતું.

આ પ્રમાણે ઘર બદલવું તે કેટલાકને વહેમરૂપે લાગશે. પણ શોકના વિસ્મરણ માટે તથા હવાપાણીનાં કારણોનાં અનુમાન કરીને સ્થળાન્તર કરવાથી જે હેતુ સિદ્ધ થાય છે તેજ હેતુ આથી પણ સરેછે. વળી પ્રત્યેક બિના ઉપર દેશકાળ અને નિમિત્તની સત્તા છે, તેમજ સ્થળોનાં ઓજસ વિષે પણ લક્ષ આપવા જેવું છે—એ વાર્તાને જાણનાર આ પ્રવૃત્તિને હાસ્યમાંજ કાઢી નાખવી યોગ્ય ગણશે નહિ.

ઉપર પ્રમાણે બીજા ઘરમાં રહેવા ગયા ત્યાં પણ મોરારજીશેઠનાં પત્નીને મરડાનો આજાર થયો. તેથી તે પાછા હનુમાનગલીવાળા ઘરમાં રહેવા ગયા. ત્યાં પણ

તેમને અનુકૂળતા પડી નહીં. તેથી મોરારજીશેઠ ગિરગામ-વાળા ઘરમાં રહેવા ગયા. આ વખતે તે ઘર બહુજ નઠારી હાલતમાં હતું તેમજ ત્યાં રહેવું સલામતીભરેલું પણ નહોતું: તે છતાં મોરારજીશેઠે જેમ તેમ કરીને તે ઘરમાં નિવાસ કર્યો. અહીં તેઓ આસો માસમાં રહેવા આવ્યા.

આ વર્ષમાં વળી મોરારજીશેઠે મેહેરબાઈ અને નવરોજજી અચ્છાજીની પાસેથી ખંભાલાહિલ ઉપર ૨૬૦૦૦ વાર જમીન દર વારે રૂ. ૨–૧૪–૦ ને ભાવે વેચાણ રાખવાનો કરાર કર્યો.

## कचेरीना कजिया.

મિ૦ નવરોજજી અરદેશર દાવર અને તેમનાં ધણિ-યાણી સામેના કજિયામાં મોરારજીશેઠે કરેલી અપીલની સુનામણી જસ્ટીસ સર રિચર્ડ કાઉચ આગળ થઇ ગઇ હતી. પણ તેનો ફેંસલો હજુ આપવામાં આવ્યો નહોતો. તેવામાં તે કજિયાનો અણધાર્યો નિકાલ થઇ ગયો. આ સાલ (સંવત્ ૧૯૨૧)માં શેરસટ્ટાનો પવન જોશ ઉપર આવવા લાગ્યો હતો, તેથી મુંબાઇમાં જમીનની કિમત બેહદ વધી ગઇ હતી. બ્રીચકેન્ડીમાં દાવરવાળી જમીન વગેરેની કિમત આશરે સાડાત્રણ લાખની અંકાતી હતી. તેથી પ્રતિવાદી મિ૦ દાવરે એક કેશરીસિંહ મોહનલાલ નામના મારવાડી વ્યાપારી મારફતે મોરારજીશેઠને રૂ. ૭૦૦૦૦)

આપીને અપીલનો ઘરમેળે ફૈંસલો કરવાની પંચાત કરાવી. તે મોરારજીશેઠે કબૂલ રાખી અને એ કજીઆનો અંત આવી ગયો.

વળી મોરારજીશેઠે ખંભાલાહિલ ઉપર જે જમીન રાખી હુતી તેની પણ હાલ તો કિમત વધીને આઠ–દશ રૂપૈયે વાર થઇ ગઇ હુતી. મોરારજીશેઠે આ જમીનનો કબજો લેવાને બને તેટલો પ્રયત્ન કર્યો; પણ સામા પક્ષમાંના એક મિ૦ પેસ્તનજી જહાંગિરજી તારાચંદ, કે જે નવરોજજીના કાકાના વસિયતનામાના અમલ કરનાર વાલીમાંના એક હુતા, તેમણે તે જમીનની કિમત આટલી બધી વધી ગયેલી જોઇને વેચાણના કરારમાંથી છટકવાની સલાહ નવરોજજીને આપી.

## શેરસટ્ટાનો પવન.

આ સમયે દરેક માણુસ શેરસટ્ટાની ધુનમાં ચઢેલું હતું. પણ સદ્દભાગ્યે મોરારજીશેઠ કોઇપણ કંપની ઉભી કરવામાં સામેલ નહિ હોવાથી તેમજ તેમને સટ્ટાતરફ વલણ પણ નહિ હોવાથી, તેઓ એક બે નાના નાના પ્રસંગો સિવાય તે વખતના શેરસટ્ટાના પવનમાંથી વેગળા રહી શક્યા હુતા.

જાન્યુઆરી માસમાં કેટલાક પ્રતિષ્ઠિત મનુષ્યોના નિયામકપણા (ડિરેક્ટરશિપ) નીચે “ક્રેડિ મોબીલીયે” નામની

એક બેંક ઉભી થઇ હતી. તેની મુખ્ય પેઢી કલકત્તામાં હતી. તેના શેરોનો કેટલોક ભાગ મુંબાઇમાં વેચવાનો હતો અને બાકીના બધા શેરો કલકત્તામાં વેચવાના હતા. તેનો દરેક શેર રૂ. ૪૦૦ ) નો હતો તેમાં રૂ. ૧૦૦ ) અગાઉથી આપવાના હતા. મુંબાઇમાંના શેર વેચાતાં પહેલાં તો દરેક શેરની કિમત ઉપર રૂ. ૧૬૦) ચઢી ગયા. મોરારજીશેઠે અનુમાન બાંધ્યું કે કલકત્તામાં કાંઇ એટલો બધો ભાવ હશે નહિ, તેથી તેમણે પોતાના કલકત્તાના આડતિયા બાબુ રામગોપાળ ઘોસને તાર કર્યો કે સેંકડે રૂ. ૧૫ કે ૨૦ વધારે ભાવ આપીને ૫૦૦ શેર ખરીદી લેજો. પણ મિ૦ રામગોપાળ તો દર સેંકડે રૂ. ૧૫–૨૦ વધારે આપવાને બદલે દર શેરે એટલા રૂપૈયા વધારે આપવાનું સમજ્યા. કેમકે તે વખતે કલકત્તામાં તો તે શેરોના ભાવજ નિકલ્યા નહોતા. મિ૦ રામગોપાળે તો બારોબાર તે બેંક ઉભી કરનારાઓનીજ પાસેથી ૫૦૦ શેર દર શેરે રૂ. ૪૦૦) ની કિમતેજ રાખી લીધા. તેની ખબર મોરારજીશેઠને મળી તે વખતે મુંબાઈમાં દર શેરે રૂ. ૨૪૦) વધી ગયા હતા. તેથી મોરારજીશેઠે તે ભાવે ૩૦૦ શેર વેચી દીધા. આ-પ્રમાણે સહજ કામ કરતાં આવો સારો લાભ થવાથી મોરારજીશેઠને વિશેષ ઉત્સાહ થયો અને બીજા ૫૦૦ શેર ખરીદવાને મિ૦ રામગોપાળ ઉપર તાર કર્યો. મુંબાઈમાં

અદ્યાપિલગી કોઇને ખબર નહોતી કે કલકત્તામાં તે શેરોની કેટલી છત છે, પણ હવે તો તે પડદો ઉઘડી ગયો. વળી તે બેંક ઉભી કરનારા પૈકીના એક મિ૰ મેકિ-ન્ટોશ નામના અંગ્રેજ ગૃહસ્થે મોરારજીશેઠ પાસેથી મુંબા-ઇમાં કેટલાક શેર ઘણે આકરે ભાવે ખરીદ્યા. તેથી સટ્ટો-રિયા ભાવ બહુ વધી ગયા હતા; તેથી તે બેંકવાળાઓએ એવો ઠરાવ કર્યો કે તે શેરોની આપલે મુંબાઇના બજા-રમાં કરાય નહિ. આથી તો તે શેરના ભાવ બહુજ ઉતરી જવાનો સંભવ થયો. પણ મોરારજીશેઠે અગમચેતી વાપરીને પાંતરીશ હજાર રૂપૈયાને નફે શેર વેચી દીધા. પછી મુંબાઇમાં ભાવ પડી ગયા અને કલકત્તામાં ચઢી ગયા હતા. આ પ્રમાણે શેરસટ્ટાનું મૂળ તો કલકત્તામાં ઉત્પન્ન થયું હતું.

## મોરારજીશેઠ નવાં મકાન બાંધે છે અને ખરીદે છે.

આ વર્ષમાં ગિરગામ પોલીસ કોર્ટ હાલ જે મકા-નમાં છે તે અષ્ટકોણ મકાનનો પાયો મોરારજીશેઠે નાંખ્યો હતો; તથા એકજ અઠવાડિયામાં મોરારજીશેઠને ઘણોજ નફો મળ્યો હતો, તેથી તે પોતાના તથા કાકા પ્રેમજીના કબીલા સાથે ફેબ્રુવારી માસમાં પોતાને રહે-

વાને માટે એક મકાન પસંદ કરવા મહાબલેશ્વર ગયા. ત્યાં 'સનિ સાઇડ' નામનું મકાન તેમણે રૂ. ૧૦૦૦૦ ) ની કિમતે ખરીધું. વળી દીર્ઘદષ્ટિવાળા મોરારજીશેઠે વિચાર્યું કે હાલનો સટ્ટાનો વ્યાપાર મુંબાઇમાં જોર ઉપર ચાલે છે અને લોકો પૈસા કમાય છે તેથી તેઓ જ્યાં-ત્યાંથી જમીન અને મકાનો ખરીદે છે, માટે મહાબલેશ્વરનાં મકાનો અને જમીનની કિમત પણ ઘરાકી જાગવાથી વધશે–તેથી તેમણે બીજાં પણ પાંચ છ મકાનો તથા જમીન મહાબલેશ્વરમાં ખરીધાં. રૂ. ૫૫૦૦ ) ની કિમતે એક 'શ્રબ્બેરી' નામનું મકાન ખરીધું. 'સ્પ્રિંગ-કોટેજ' અને 'ગ્લેનમોર' નામનાં મકાનો રૂ. ૩૦૦૦) ની કિમતે ખરીધાં, 'લેન્ગહામ હાઉસ' અને 'લેન્ગહામ લોજ' નામનાં મકાનો રૂ. ૮૦૦૦) ની કિમતે ખરીધાં, તથા 'ઓલક્રેડ કોટેજ' નામનું મકાન રૂ. ૨૬૦૦ ) ની કિમતે ખરીધું.

## मोरारजीशेठनी व्यापारसंबंधी अगमचेती अने समयसूचकता.

મોરારજીશેઠની વ્યાપાર કરવાની ખૂબી ઉપરથી વ્યાપારીને અત્યંત ઉપયોગી થઇ પડે તેવી શીખામણ મળે છે. સામાન્ય રીતે સઘળા વ્યાપારીઓ જે ધંધામાં

લાભ મળતો જણાય તેમાં છેવટ લગી ગુંથાયા ને ગુંથાયા રહે છે, પણ આ સંસારની દરેક વસ્તુને લાગુ પડતા નિયમ પ્રમાણે અને વિશેષે કરીને વ્યાપારને લાગુ પડતા નિયમ પ્રમાણે 'શેલડી પૂંછડા લગી ગળી હોતી નથી'. તેથી તે વ્યાપારમાં મળેલો લાભ અને તે લાભ ઉપરાંત બીજા ઘરનાં નાણું પણ ઘસડાઇ જાય એવી સ્થિતિમાં તેઓ આવી જાય છે. તેઓ મધમાં માંખી પેઠે ચોટી રહે છે અને છેવટે નાશ પામે તેવી સ્થિતિએ પહોંચે છે. પણ મોરારજીશેઠ દરેક લાભ કરનાર વ્યાપારની શરૂ-આતમાં સમય જોઇ પ્રવેશ કરતા અને તેમાં નફો ચાલુ હોય તેવામાંજ ત્યાંથી તે વ્યાપાર સમેટી લેઇ બંધ કરતા, અને બીજે ઠેકાણે જ પોતાનાં દ્રવ્ય અને વ્યાપારબુદ્ધિને યોજતા. આ શેરના વ્યાપારમાં પણ તેમણે એવીજ અગમ-ચેતી વાપરીને પ્રાપ્ત કરેલાં નાણાંનો મહાબલેશ્વરમાં સ્થા-વર મિલ્કત ખરીદવામાં ઉપયોગ કરવાની યોજના કરી.

તેજ પ્રમાણે મોરારજીશેઠમાં એક બીજી પણ વ્યાપારસંબંધી ખૂબી આપણને નજરે પડે છે. તે એ છે કે ખોટ ખાઇને પણ વિશેષ જોખમમાંથી કેવી રીતે નિકળી જવું અને કયારે નિકળી જવું તે તેમની સ્વાભા-વિક વ્યાપારબુદ્ધિથી તેઓ જાણી લેતા. જ્યારે મોરારજી-શેઠ મહાબળેશ્વર મકાનો વગેરે ખરીદવાને માટે ગયા હતા તે પહેલાં તેમણે પેલી 'ક્રેડિ મોબીલીયે' બેંકના

કલકત્તામાં તેમજ મુંબાઈમાં લગભગ સઘળા શેરો વેચી દીધા હતા; અને હાલ તેનો ભાવ સૈકડે ૪૦-૪૫ ટકા જેટલો ચઢેલો રહેતો હતો, તેથી મોરારજીશેઠે ફિનાન્શિઅલ એસોસીએશન પાસેથી ૪૦ ને ભાવે તા. ૧ લી જુલાઈના વાયદાના ૪૦૦ શેર ખરીદ્યા, ત્યાર પછી થોડાજ સમયમાં શેરોનો બજાર બગડવાની ધાસ્તી ઉત્પન્ન થઇ. અમેરિકાની લડાઇ વખતે રૂના જે રૂ. ૬૦૦ ) સુધી ભાવ ચઢી ગયેલા હતા તે લડાઇ બંધ થવાથી ઉતરીને રૂ. ૧૭૦-૧૭૫ જેટલા થઇ ગયા, તેથી માર્ચ માસમાં લોકોનાં હાજાં ગગડી ગયાં. જેમણે તા. ૧ લી જુલાઇના વાયદે શેરો ખરીદ્યા હતા, તેમણે તે શેરોની ખરીદના કરારો નહિ પાળવાના ઠરાવ કરવાને સભાઓ મેળવવા માંડી. આથી મોરારજીશેઠના અગમચેતીવાળા મનમાં તરતજ અજંપો થયો અને તેમને તા. ૧ લી જુલાઇ લગી રાહુ જોઇ બેશી રહેવું યોગ્ય ન લાગ્યું. તેથી તેમણે તો રૂ. ૪૦૦૦૦ )ની ખાદ ખાઇને પણ પોતાની પાસેના સઘળા શેરો માર્ચ માસમાંજ તરત વેચી દીધા, અને આ પ્રમાણે 'જુલાઈના વાયદાની જાળમાંથી' દીર્ઘદૃષ્ટિવાન્ અને સમયસૂચક મોરારજીશેઠ અગાઉથી છૂટી ગયા.

## વ્યાપારમાં અવળા પાસા અને દ્રવ્યહાનિ.

મેશર્સ વૉટસન્, બોગલ અને કંપનીની પેઢીનું

કામ હાલ મિ૦ એડવર્ડ વૉકર કરતા હતા. પણ ખરા કર્ત્તાહર્ત્તા તો મોરારજીશેઠજ હતા. ત્રણ માસ ઉપર મોરારજી, પ્રેમજી અને દેવજી મોરારજી નામના વેપારીઓએ એ કંપની પાસેથી ૮ા રતલી નાનકલોથ રૂ. ૧૩–૬–૦ ને ભાવે ખરીદવાના કરાર કર્યા હતા. બે માસ પછી ફેબ્રુવારી માસમાં નાનકલોથનો ભાવ ઉતરી જઇને રૂ. ૧૧–૮–૦ થઇ ગયો. તે ભાવ ઉતરવા લાગ્યો ત્યારે પેલા વ્યાપારીઓએ તે માલસંબંધી વાંધા ઉઠાવી માલ લેવા ના પાડી. તેથી જ્યારે ભાવ લગભગ રૂ. ૧૩) નો હતો તે વખતે મોરારજીશેઠે મિ૦ વૉકરને એવી સલાહ આપી–કે તે માલ જાહેર લીલામથી વેચી દ્યો, કેમકે કિમત હજુ ફક્ત આઠ આનાને આશરે ઉતરી ગઇ હતી તેથી જુજ નુકશાન થશે. અદ્યાપિ લગી એ કંપનીએ મોરારજીશેઠનો બોલ ઉથાપ્યો નહોતો, પણ આજ પ્રસંગે પહેલવહેલા મિ૦ વૉકરે મોરારજીશેઠની સલાહ માની નહિ. તેથી મોરારજીશેઠે કહ્યું કે–મેં તે માલની હુંડી સ્વીકારી નથી અને તેથી તે નાણાં ભરવાને હું બંધાયલો નથી. પછી સાંજે મોરારજીશેઠ પોતાને ઘેર ગયા. તેમના મનમાં વિચાર આવવા લાગ્યા કે–અદ્યાપિ લગી તે કંપનીને જે જે સલાહ આપવામાં આવતી તે તે પ્રમાણે તે કંપની વર્ત્તતી, અને મારી સલાહથી કંપનીને હમેશ લાભ

થયો છે, તથા આ પ્રસંગે પણ તે કંપનીને મારી સલાહથી વધારે ખોટ જતી અટકત તે છતાં પણ મારી સલાહ મિ૦ વૉકર માનતા નથી, તો પરિણામે કોઇક વાર આ કંપનીને નુકશાન થાય તે પહેલાં તે કંપનીની દલાલીનું કામ છોડી દેવું તે સારૂં છે. આ કંપનીની દલાલીની ઉપજ દરવર્ષે આશરે એક લાખ રૂપૈયા કરતાં પણ વધારે હતી તે છતાં તે દલાલીનું કામ છોડી દેવાનો નિશ્ચય મોરારજીશેઠે કર્યો. મોરારજીશેઠે વિચાર્યું—કે દેશકાળ પ્રમાણે તે શ્રીમંત ગણાતા હતા તથા હવે નિરાંતે સુખોપભોગ કરવા જેટલી સંપત્તિ તેમને મળી ચુકી હતી, તેથી હવે ધંધો છોડી દેવો અને જુદે જુદે સ્થળે પ્રવાસ કરવામાં સમય ગાળવો. તે રાત્રે રા૦ રા૦ બાલાજી પાંડુરંગ વગેરે મોરારજીશેઠના મિત્રોએ તેમના એવા વિચાર સાંભળીને તેમને કહ્યું કે, એવા ગાંડા વિચાર છોડી દ્યો અને એવું નફાવાળું કામ છોડી દેશો નહિ. પણ મોરારજીશેઠ ઘણા ઉશ્કેરાઇ ગયા હતા તેથી બીજેજ દિવસે તેમણે મેશર્સ વૉટસન્ બોગલ અને કંપનીને છ માસની મુદતની નોટીસ આપી જણાવ્યું કે તે સદહુ કંપનીના દલાલ તરીકે કામ કરવા માગતા નથી. જે સમયે મોરારજીશેઠ તે કંપનીના દલાલ થયા હતા તે સમયેજ તેમણે સ્પષ્ટ રીતે જણાવ્યું હતું કે કંપનીની હુંડીઓ બેંકમાં વટાવવામાં

હુ મારી સહી કરીશ નહિ, તેમજ તમારી હુંડીઓ ભરવાને માટે હું બીજાઓની પાસેથી જમે માંડીને નાણું લાવીશ નહિ પણ ફક્ત મારી પોતાનીજ સઘળી મૂડી તે હુંડીઓનાં નાણું ભરવામાં રોકીશ, તથા તમારો માલ વેચાઇ નાણું વસૂલ થયે તે નાણું તમને આપીશ. પણ તે કંપનીના ત્રણ ચાર લાખ રૂપૈયા હુમેશ મોરારજીશેઠની તળે રહેતા હુતા તેથી પોતે તેટલા અવેજ પુરતી લંડનની હુંડીઓ તે કંપની તરફથી સ્વીકારવામાં કાંઇ જોખમ સમજતા નહિ. જ્યારથી મોરારજીશેઠે દલાલીનું રાજીનામું આપ્યું ત્યારથી તો તેમણે આવી હુંડીઓ સ્વીકારવાનું પણ બંધ કર્યું.

આ સમયે મોરારજીશેઠને શેઠ ગોકુલદાસ તેજપાલ જોડે બોલવાચાલવાનો સંબંધ રા૦ રા૦ બાલાજી મારફત થયો હુતો. જુન માસમાં એકવાર મોરારજીશેઠ મલબારહિલ ઉપર શેઠ ગોકુલદાસના જન્મદિવસે તેમના બંગલામાં નાચ થતો હુતો ત્યાં બેઠા હુતા. તેવામાં તેમને ખબર મળી કે કેશરીસિંહ મોહુનલાલ ભાગ્યો. એ આસામી પાસે મોરારજીશેઠના આશરે રૂ. ૫૦૦૦૦) લેણા હુતા. ત્યાર પછી થોડાજ દિવસમાં એક રામચંદ્ર પ્રેમજી નામનો સુરતનો વેપારી પણ ભાગ્યો. તેમાં પણ મોરારજીશેઠના રૂ. ૩૫૦૦૦)

ઘલાયા. તે પછી વળી થોડા સમયમાં મેશર્સ વૉટ્સન્ અને બોગલની કંપની પણ ડગમગવા લાગી અને જુલાઇમાં તો તે કંપની પણ તૂટી. તે કંપની તરફથી જે આશરે પાંચ લાખ રૂપૈયાની હુંડિયો મોરારજીશેઠે સ્વીકારી હતી, તે સઘળી વિલાયતની મેલમાં આવી ગઇ તેનાં નાણાં પણ ભરવાનાં હતાં. આ વખતે મોરારજીશેઠને જે ગભરાટ અને ચિન્તા થયાં તેનું વર્ણન પણ થઇ શકે તેમ નથી. પણ મોરારજીશેઠે વ્યાપારીની ખરી ચાલાકીથી એકદમ રૂપૈયા પાંચ લાખની હુંડીઓનાં નાણાં તરતજ ભરી દેવાની ગોઠવણ કરી.

આ સમયે મોરારજીશેઠને કોઇ પણ દિલાસો આપનાર નહોતું અને ભવિષ્ય અત્યંત ચિન્તા ઉપજાવે એવું જણાતું હતું, તથા દરરોજ એક પછી એક નાણાં ઘલાયાનીજ ખબરો આવતી હતી. તેવામાં લીલાધર પ્રેમજીની પેઢી પણ બેઠી, અને તેમાં મોરારજીશેઠના આશરે બે લાખ રૂપૈયા ઘલાયા, પરંતુ પાછળથી મોરારજીશેઠ રૂ. ૭૦૦૦૦) પાછા વસૂલ કરી શક્યા હતા. વૉટ્સન્ અને બોગલની કંપનીને મોરારજીશેઠે જે છ માસની નોટીસ આપી હતી તે છ માસ પૂરા થયા પહેલાં એપ્રીલ માસમાં મિ૦ વૉટ્સન્ સમાધાન કરવાને વિલાયતથી આવ્યા હતા. હાલ મોરારજીશેઠની પુંજીનો વધારે મોટો

ભાગ નુકસાનમાં ગયો હતો. તેથી મોરારજીશેઠની વ્યાપાર છોડીને નિવૃત્તિ ભોગવવાની આશાઓનો ભંગ થયો હતો. લેણુદારોએ વૉટ્સન્ અને બોગલની કંપનીનો ફડચો કરવાનું કામ તે કંપનીના ભાગીદારોના હાથમાં સોંપ્યું હતું. તે કંપની પાસે ૫૦–૬૦ લાખ રૂપૈયાનો માલ હતો. મિ૦ વૉટ્સને મોરારજીશેઠને કહ્યું કે જો આ સમયે તમે કંપનીનો હાથ છોડી દેશો તો જાહેર લીલામ અથવા બીજી કોઇ રીતે સઘળો માલ વેચી દેવો પડશે અને તેથી લેણુદારોને બહુ નુકસાન થશે. વખત વિચારીને મોરારજીશેઠે તે કંપનીના દલાલ તરીકે ચાલુ રહેવાનું કબૂલ કર્યું અને એવી શરત કરાવી લીધી કે કંપનીના માલના વેચાણુ ઉપર દર સેંકડે ત્રણુ ટકા પ્રમાણે મોરારજી-શેઠને કમિશન મળે. પણુ છેવટે આ કંપનીના કામમાં મોરારજીશેઠ તે કંપની સ્થપાઇ ત્યારથી તે અત્યારલગી-માં દલાલી તરીકે જે કાંઇ કમાયા તે લગભગ બધુંએ તેમણે ખોયું. તેની સાથે તે કંપનીનાં ઘરાકો પણુ તેમણે ગુમાવ્યાં. વળી મોરારજીશેઠે રૂના તેમજ શેરના વ્યાપારમાં પણુ કેટલાંક નાણું ખોયાં.

આ ઉપરથી આપણે જોઇ શકીએ છીએ કે મોરા-રજીશેઠનો ઉદય તે કેવળ અનુકૂલ પ્રારબ્ધયોગથીજ

થયેલો નહોતો. પણ મોરારજીશેઠનું મહત્વ તે તેમના પુરુષાર્થ અને બુદ્ધિબળ વગેરે અનેક અભ્યુદયકારક ગુણો ઉપર પણ સ્થપાયલું હતું. **आपदि धैर्यपरीक्षा** એ વાક્ય પ્રમાણે મોરારજીશેઠના ધૈર્યની પરીક્ષાનો આ સમય પણ તેમના મહિમાને વધારે પ્રકાશ આપનાર કસોટી તરીકે દીપે છે. જેનાં સર્વ કાર્ય સીધાંજ ઉતરે છે, તેનામાં જોઇએ તેટલો અને જોઇએ તેવો અનુભવ આવવો કઠણ પડે છે. ઉદય એ બહારની મહત્તા સ્થાપે છે. પણ વિઘ્ન અને વિપત્તિ કેટલીક વાર તે મહત્તાનો પાયો દૃઢ કરે છે, અને અંતઃકરણના ઉચ્ચ ગુણોને ઉત્પન્ન કરે છે અથવા સુદૃઢ કરે છે. મોરારજીશેઠે જેમ સ્વપરાક્રમથી ચઢતીનો ચમકારો જોયો હતો; તેમજ ઉત્સાહ, સાહસ, ઉદ્યોગાદિક વ્યાપારીના ગુણો પોતામાં હોવા છતાં પ્રારબ્ધની વિપરીત ગતિનો સપાટો પણ જોયો. આથી મોરારજીશેઠના અનુભવમાં ઉમેરો થયો.

આ સમયે મોરારજીશેઠ હાલ જ્યાં ગિરગામ પોલીસકોર્ટનું અષ્ટકોણ મકાન છે ત્યાં એક નાનાસરખા ઘરમાં રહેતા અને તે પોલીસકોર્ટવાળું મકાન પણ તે પોતેજ બંધાવતા હતા. આ વખતમાં તેમણે વળી તેજ મકાનની આસપાસની જમીન તે મકાનની સાથે જોડી દેવાના

ઇરાદાથી ખરીદી હતી. આ વર્ષમાં મોરારજીશેઠના કાકા નેણુસીનો દીકરો લખમીદાસ ઉર્ફે લખો ગુજરી ગયો. આ પ્રમાણે મોરારજીશેઠના જીવનમાં આ સાલ અનેક આપત્તિઓને ઉપજાવનારી થઈ.

---

# પ્રકરણ ૮ મું.



## કુટુંબનો સંપ જાળવવામાં મોરારજીશેઠની દક્ષતા અને સ્વાર્થનો ભોગ આપવાની ઉદારતા.

સંવત્ ૧૯૨૨ ની સાલમાં પૂર્વોક્ત અષ્ટકોણુ મકાનની સામેનો બંગલો મોરારજીશેઠે ભાડે રાખી લીધો, કેમકે જે મકાનમાં તે અત્યારલગી રહેતા હુતા તે ઘણું નાનું હુતું અને સદહુ અષ્ટકોણુ મકાન હુજી બંધાતુ હુતું.

હુરજીવનકાકા પોરબંદર જઈ પોતાના દીકરાનાં લગ્ન કરી આવ્યા. ત્યાર પછી મોરારજીશેઠ અને તેમના કાકાઓ વચ્ચે આગળનો હિસાબ સમજી નિકાલ કરવામાં આવ્યો. આ નિકાલ કરવા માટે સારા માણુસોને મધ્યસ્થ તરીકે નીમવામાં આવ્યા હુતા, તોપણુ મોરારજીશેઠે સ્વાર્થત્યાગની પ્રશંસાપાત્ર વૃત્તિ દર્શાવી અને તેથી મધ્ય-સ્થોની મદદવિનાજ કાકા ભત્રિજા વચ્ચેનો સઘળો હિ-સાબ સમજી લેવામાં આવ્યો. આ બિના ઉપરથી મોરા-રજીશેઠે નિજવૃત્તાન્તમાં પોતાના સંતાનોને સંપ અને સ્નેહુ જાળવવાને માટે **સ્વાર્થત્યાગ** કરવાનો ઉત્તમ ઉપ-

દેશ લખેલો છે; અને વિશેષ આનંદની વાત તો એ છે કે
તે હિતકર ઉપદેશ મોરારજીશેઠના સુપાત્ર કુટુંબે યથાર્થ
રીતે પાળેલો છે. આવાં રૂડાં ઉદાહરણ ઉપરથી જેઓને
વિનાશ્રમે વારસાઓ મળેલા છે તેઓએ પોતાના ઘરના
કજીઆ કચેરીએ ન લેઈ જતાં માંહોમાંહે સમજી જવાનો
ધડો લેવો જોઈએ; કેમકે શ્રીમંતોના વારસો કોઈકોઈવાર
નાનીમોટી બાબતોમાં સ્વાર્થી કે ટૂંકી મતિવાળાં માણસોની
સલાહે ચઢી કુસંપનાં કારણો ઉપજાવી અદાલતે ચઢચા છે
અને ચઢે છે, તેઓના દાખલા ઉપરથી ખુલ્લી રીતે સાબીત
થાય છે કે–એથી વડીલોનાં પરસેવો વાળીને રળેલાં ના-
ણાંથી વકીલોનાં ઘર ભરાય છે, વહાલાંમાં વેર થાયછે અને
'જે જાય દરબાર તેનાં જાય ઘરબાર' એવી સ્થિતિ પમાય
છે. તેથી કુટુંબ કલેશથી અળગા રહેવાની હિંદુમાત્રને
આ સૂચના ઘણીજ ઉપયોગની છે.

## रूना भाव उतरी जवाथी व्यापारीओनी दुर्दशा.

વળી આ અરસામાં એક બીજી અડાકડીનો સમય
આવ્યો. રણછોડ રાયચંદ, ખરશેદજી ફરદુનજી, રૂસ્તમજી
જમશેદજી જીજીભાઈ અને બીજા કેટલાક વ્યાપારીઓ
રૂના ભાવ ઉતરી જવાથી ભાગ્યા. અમદાવાદના નગર-
શેઠ પ્રેમાભાઈ હેમાભાઈ આ સમયે મોરારજીશેઠના ઘરથી

ઘણેજ થોડે છેટે પોતાના ચીનીબાગમાં રહેતા હતા, પણ અદ્યાપિલગી મોરારજીશેઠને અને પ્રેમાભાઈશેઠને કાંઈ પણ ઓળખાણ નહોતી. મોરારજીશેઠના મિત્ર રા૦ રા૦ બાલાજી, પ્રેમાભાઇશેઠને મોરારજીશેઠને ઘેર તેડી ગયા. મોરારજીશેઠ જો કે પોતાનાજ પરાક્રમથી શ્રીમંતાઇમાં આવ્યા હતા, તોપણ પોતાના પૂર્વજો ખાનદાન હોવાથી ખાનદાન ગૃહસ્થો પ્રત્યે તેઓ ઘણીજ સારી લાગણી ધરાવતા હતા. પ્રેમાભાઇશેઠને પણ આ સમયે વ્યાપારમાં ઘણું નુકસાન થયેલું હોવાથી અને એશિયાટિક બેંકે તેમના સામે દાવો આણેલો હોવાથી પ્રેમાભાઇશેઠ પણ મુશ્કેલીમાં હતા. રા૦ રા૦ બાલાજી પોતે પણ પ્રેમાભાઇ શેઠ પાસે રૂપૈયા માગતા હતા. રા૦ રા૦ બાલાજીએ નગરશેઠ અને એશિયાટિક બેંકનું સમાધાન કરી આપવા મોરારજીશેઠને વચ્ચે પડવાનું કહ્યું. મોરારજીશેઠ આખું વર્ષ પ્રેમાભાઇશેઠ અને શેઠ જેશંગભાઇ હઠીસિંગનાં કામમાં નિવેડો આણવામાં ઘણોજ પરિશ્રમ તથા નુકસાન વેઠીને રોકાયા હતા. રા૦ રા૦ બાલાજીનું લેણું પતાવી દેઇને મોરારજીશેઠે પ્રેમાભાઇશેઠ પાસેથી ચીનીબાગ રાખવા ઠરાવ્યો. આ પ્રસંગથી મોરારજીશેઠને પ્રેમાભાઇશેઠ તથા જેશંગભાઇશેઠ સાથે મિત્રતાનો સંબંધ થયો. તે સંબંધ અદ્યાપિ લગી તેમનાં કુટુંબોમાં જેવોને તેવો ચાલ્યો આવે છે.

સન ૧૮૯૨ થી ૧૮૯૫ લગી મોરારજીશેઠ ચાર્ટર્ડ બેંકના એક સલાહકાર તરીકે કામ કરતા હતા. તેમની સલાહથી તે બેંકના આશરે વીશ લાખ રૂપૈયા ડૂબતાં બચ્યા હશે. સન ૧૮૯૫ ની સાલમાં એક બેંકના મેનેજરને મોરારજી-શેઠે કેટલાક શેરો ઉપર રૂપૈયા ધીર્યા હતા, પણ તેની પાસેથી તે સંબંધી પહોંચ કે કબૂલત કાંઇપણ લીધું નહિ અને મિત્રતાના સંબંધ ઉપરજ તેઓ વિશ્વાસે રહ્યા. પણ તે મેનેજરને નુકસાન ગયું, અને બેંકે તેને રજા આપી. વળી બીજી બેંકે તેના ઉપર દાવો કર્યો. તેનું દેવું ચાર આની આપીને પતાવી આપવા તેણે મોરારજીશેઠને કહ્યું. તે મોરારજીશેઠે ચાર આનીમાં તેને પતાવી આપ્યું; અને પોતાના રૂપૈયાનું લેણું પણ ચાર આની લેઇ માંડી વાળવા હા કહ્યું. બીજે દિવસે મેનેજરે આવીને મોરારજીશેઠને પોતાના રૂપૈયાની પતાવણીમાં ઘણીજ નાની રકમ આપવા માંડી. તેથી મોરારજીશેઠે કહ્યું કે જ્યારે તમે બીજા લેણદા-રોને ચાર આની આપી પતાવો છો ત્યારે મને આમ શા-માટે વધારે ઓછું આપો છો? તેણે મોરારજીશેઠને કહ્યું કે તમારી પાસે મારી પહોંચ કે કશું નથી માટે આ રૂપૈયા હું જેટલા આપું છું તેટલા લ્યો, નહિં તો જો તમે કોર્ટમાં જશો તો હું તદન ઇનકાર કરીશ. મોરારજીશેઠે

તરતજ તેણે જે આપ્યું તે લેઇ લીધું અને તેની સાથે તેને કહીજ દીધું કે હવેથી તું કદી મારે ઉમરે ચઢીશ નહિ.

આજ વર્ષમાં બીજી એક બેંકના મેનેજરને પણ મુશ્કેલીનો પ્રસંગ આવ્યો હતો. તેથી મોરારજીશેઠે તેને પણ મિત્રતાના વિશ્વાસ ઉપર મોટી રકમનો ચેક (ચીઠી) વિના પહોંચ લીધે આપ્યો હતો. જો કે તેણે તેનો અડધો અવેજ તો રોકડો આપ્યો હતો તો પણ તેની પાસે મોરારજીશેઠની આપેલી રકમ કરતાં વધારે લેણું નિકળતું હતું. છેવટે તેમાંથી વસૂલ થયું કે ન થયું, પણ મોરારજીશેઠને તેને માટે લેશ પણ લાગણી થતી નહોતી; કેમકે તેની વર્ત્તણુક છેવટસુધી એક સભ્ય ગૃહસ્થ જેવી હતી અને તેમાં તેની કૃતઘ્નતા નહોતી.

## मोरारजीशेठनुं बीजीवार महाबलेश्वर जवुं अने मुंबाईना नामदार गवर्नर साहेब सर बार्टल् फ्रेअर साथे मुलाकात.

મે માસમાં મોરારજીશેઠ સકુટુંબ મહાબલેશ્વર ગયા. તેમની સાથે રા૦ રા૦ હરગોવિંદદાસ પ્રાણજીવનદાસ પણ પોતાના કુટુંબસહિત ગયા હતા. મોરારજીશેઠ ત્યાં ફક્ત એક અઠવાડિયુંજ રહ્યા હતા. ત્યાં 'ફ્રેગ' માં મુંબાઇના

નામદાર ગવર્નર સાહેબ સર બાર્ટલ્ ફ્રેઅર રહેતા હતા તેમની પહેલવહેલી મુલાકાત આ વખતે મોરારજીશેઠને થઇ.

મિ૦ ટકર તથા મિ૦ ક્રૉફર્ડ સાથે પણ આજ વર્ષમાં મોરારજીશેઠને ઓળખાણ થયું.

## मुंबाई पाछा आवी मोरारजीशेठ चीनीबाग खरीदे छे.

મહાબલેશ્વર જઇ આવ્યા પછી ચોમાસામાં મોરારજીશેઠે શેઠ પ્રેમાભાઈ હેમાભાઇ તથા કરસનદાસ માધવદાસના ટ્રસ્ટીઓ પાસેથી ચીનીબાગ ખરીદી લીધો. તેમાં કેટલાક રૂપૈયા પાછળથી કરસનદાસ માધવદાસને આપ્યા હતા. આગળ કહ્યું છે તે અષ્ટકોણ મકાન મોરારજીશેઠ પોતાને માટે બંધાવતા હતા, તેથી ચીનીબાગ તો વ્યાપારદૃષ્ટિથીજ ખરીદવામાં આવ્યો હતો. મોરારજીશેઠનો વિચાર ચીનીબાગની જમીન કટકે કટકે વેચીને વધારે નફો મેળવવાનો હતો. પણ પાછળથી મિ૦ ક્રૉફર્ડ મારફત સદરહુ અષ્ટકોણ મકાન પોલીસકોર્ટ કરવાને માટે સરકાર તરફથી વેચાતું લેવાને ભાંજગડ ચાલી હતી, તેથી તે મકાન સરકાર રાખી લે તો ચીનીબાગ પોતાને રહેવાને સારૂ રાખવાનો વિચાર મોરારજીશેઠે રાખ્યો હતો; અને સરકાર તે અષ્ટકોણ મકાન ન રાખે તો તેમાં પોતાને રહેવાનું રાખી ચીનીબાગ થોડ થોડ વેચી દેવા તેમણે ધાર્યું હતું. આ ચીનીબાગ હાલ ચીનાબાગને નામે ઓળખાય છે.

# પ્રકરણ ૯ મું.



## મોરારજીશેઠ ચીનાબાગમાં રહેવા જાયછે. શેરનો વ્યાપાર-મિલનું ડિરેક્ટરપણું.

મોરારજીશેઠની મરજી નહોતી તોપણ સંવત્ ૧૯૨૩ ના કાર્ત્તિક માસમાં તે ચીનાબાગમાં રહેવા ગયા. હિંદુઓમાં કાર્ત્તિકમાસ કાંઇ નવું કાર્ય કરવાને માટે સારો ગણાતો નથી. તોપણ મોરારજીશેઠનાં પત્ની સગર્ભા હતાં, તેથી પ્રસવ થતાં પહેલાં મકાન બદલીને ચીનાબાગમાં રહેવા જવું એમ મોરારજીશેઠને તેમના ખરેખરા મિત્ર મિ૦ મન્ચેરજી ફરામજી કાકાએ આગ્રહપૂર્વક સમજાવ્યા; મિ૦ મન્ચેરજીનું મોરારજીશેઠને એમ કહેવું હતું કે ચીનાબાગમાં ઘણા લગ્નના પ્રસંગો કરવામાં આવતા હતા તેથી તે જગો બહુ શુકનીઆલ છે, અને ત્યાં રહેવા જવાથી સંતતિસુખની પ્રાપ્તિ થશે તેમજ બીજું પણ સર્વ શુભજ થશે. ચીનાબાગમાં કાર્ત્તિક શુદ ૯ ને રોજ મોરારજીશેઠનાં પત્નીને એક પુત્રી જન્મી તેનું નામ ગોદાવરી ઉર્ફે ગોદીબાઇ પાડવામાં આવ્યું.

આ વર્ષ પૈસા કમાવા જેવું હતું. બેંકો અને કાપડની મિલો વગેરે કંપનીઓના શેરોનો ભાવ તે શેરોની મૂળ કિમત કરતાં ઘણોજ ઉતરી ગયો હતો તેથી મોરારજીશેઠને પુષ્કળ શેર ખરીદવાનું મન તો થયું. પણ ગયા વર્ષમાં તેમને નાણાં સંબંધી ભારે ધક્કા લાગ્યા હતા તેથી મોટી મોટી કિમતના શેરો જુજ કિમતમાં મળતા હતા તોપણ તે મન મૂકી વ્યાપાર કરી શક્યા નહિ. ગ્રેટ ઇસ્ટર્ન સ્પિનિંગ મિલના દરેક શેરની મૂળ કિંમત રૂ. ૨૦૦૦) હતી તે હાલ રૂ. ૭૦૦–૮૦૦ માં મળતો હતો. બજાર ભાવ પ્રમાણે તે આખી મિલની કિમત સાડાપાંચ લાખ રૂપૈયાની અંકાતી હતી, અને તે મિલ દરવર્ષે આશરે બે લાખ રૂપૈયા કમાતી હતી. મોરારજીશેઠે દરશેરના રૂ. ૮૦૦) આપીને છવીશ શેર ખરીદ્યા, અને પોતાના મિત્ર શેઠ ગોકુળદાસ તેજપાળને તેમણે કહ્યું કે જો તમે મારી સાથે પંત્યાળામાં પડો તો આપણે આખી મિલના શેરો ખરીદી લેઇ તે મિલ પોતાની કરી લેઇએ. પરંતુ શેઠ ગોકુળદાસ તેજપાલ પણ ગયા વર્ષમાં ગુજરેલા બારીક સમયથી ભય પામેલા હતા, તેથી તેમણે પણ મોરારજીશેઠનો ઉત્સાહ જરીક નરમ પાડી નાંખ્યો. બીજેજ વર્ષે તે કંપનીએ શેરદીઠ રૂ. ૨૦૦) લેખે વ્યાજ આપ્યું એટલે એકદમ શેરનો ભાવ ચઢીને તેની અસલ કિમત રૂ. ૨૦૦૦) પ્રમાણે થઇ

ગયો. આ વર્ષમાં મોરારજીશેઠ ગ્રેટ ઇસ્ટર્ન સ્પિનિંગ મિલના પહેલવહેલાજ ડિરેકટર થયા.

અદ્યાપિ લગી આપણે મોરારજીશેઠને એક કુશલ વ્યાપારીતરીકે તો જોયાજ છે. પણ હુવે મિલના ડિરેકટર થયા ત્યારથી તેમની કુશળતા વ્યાપારની એક બીજીજ શાખામાં પ્રવર્ત્તતી થઇ. માલ ખરીદીને વેચનાર વ્યાપારીના કરતાં મિલના ડિરેકટરની સ્થિતિ એક જુદાજ પ્રકારની છે. તેમાં સામાન્ય વેપારીના ગુણોની ખાસ જરૂર હોય છે, પણ તે ઉપરાંત મિલની સાથે સંબંધ ધરાવનાર દરેક બાબતનું કાંઇ નહિ તો ઉપરચોટિયું પણ જ્ઞાન જોઇએ છીએ; તેમજ એક આખા ખાતાનો કારોબાર કરવા જેવી વ્યવસ્થાપક અથવા નિયામક શક્તિ—કે જે કેટલેક અંશે રાજકાર્યભાર કરવાની શક્તિને મળતી હોય છે—તેની પણ મિલોના ઉદ્યોગમાં પડનારને જરૂર પડે છે. મોરારજીશેઠમાં વ્યાપારીતરીકે કુશળતા તો જોવામાં આવી છે, અને તેમનામાં વિદ્યાનુરાગ અથવા જ્ઞાન મેળવવાની ઇચ્છા હુતીજ, તથા કાર્યભાર કરવાની શક્તિ પણ બીજકરૂપે તેમનામાં રહેલી હુતી. સદહૂ ગ્રેટ ઇસ્ટર્ન સ્પિનિંગ મિલના ડિરેકટર મોરારજીશેઠ થયા પછી તે મિલે આશરે વીશ લાખ રૂપૈયા નફાના ફાળા તરીકે વહેંચ્યા હુતા, અને મોરારજીશેઠ ગુજરવાના અર-

સામાં તે મિલની બજાર ભાવે બાર લાખ રૂપૈયાની કિંમત અંકાતી હતી. આથી સમજાય છે કે—મોરારજીશેઠે મિલના ડિરેક્ટર તરીકે પણ પોતાની યોગ્યતા અને કુશળતા સારી રીતે બતાવી આપી છે.

## मोरारजीशेठनुं त्रीजी वार महाबलेश्वर जवुं.

પ્રેમજીકાકા આ વર્ષ મરડાના આજારથી માંદા પડ્યા. દિવસે દિવસે તેમની તબીઅત વધારે વધારે બગડતી જતી હતી. મોરારજીશેઠનાં પત્નીને પણ મરડો થયો હતો. તેથી તબિયતના સુધારાને માટે હુવાફેર કરવા માટે એપ્રિલ માસના આરંભમાં મોરારજીશેઠ અને પ્રેમજીકાકા બન્ને સકુટુંબ મહાબલેશ્વર ગયા. માર્ગમાં તેઓ વાઈ મુકામે રહ્યા હતા અને નરસોબાનાં દર્શન કરવાને માટે ધોન્ડ ગયા હતા. મોરારજીશેઠનાં પત્નીને મરડા ઉપરાંત હિસ્ટિરિયા ( આંચકી )નો રોગ પણ હતો. મોરારજીશેઠે મહાબલેશ્વર 'સની સાઇડ' નામના મકાનમાં મુકામ રાખ્યો.

## मोरारजीशेठ मुंबाई जइ आवे छे.

મે મહિનો બેસતાં મોરારજીશેઠનો વિચાર થોડોક સમય મુંબાઇ જઇ આવવાનો થયો; કેમકે મિ૦ વૉટ્સન મોંઘે ભાવે ઘણું રૂ ખરીદે નહિ તેમ તેમને સમજાવવા

હતા, તેમજ પેલું અષ્ટકોણુ મકાન સરકારને વેચાતું આપવાની ભાંજગડ ચાલતી હતી તેનું શું થયું તેની પણુ ખબર કાઢવી હતી. મોરારજીશેઠને આ વખતે મુંબાઈ જવા દેવા પ્રેમજીકાકા ઘણુા નાખુશ હતા; પણુ ગમે તેમ કરીને મોરારજીશેઠ અને વીરચંદશેઠ બંને રાતો-રાત પોતાની ગાડીમાં બેસીને મુંબાઈ જવા ઉપડી ગયા, અને સવારમાં થિરવાલ પાસે નીરા નદી આગળ આવી પહોંચ્યા. ત્યાં સવારમાં નવ વાગતાને સુમારે તેમણે સ્ના-નાદિ કરવાનો વિચાર કર્યો. તેઓ બંને નીરા નદીને કાંઠે ગયા અને ત્યાં લુગડાં ઉતારીને મોરારજીશેઠ વીરચંદ-શેઠને તે લુગડાંનો તપાસ રાખવાનું કહીને સ્નાનશૌચ અર્થે ગયા. વીરચંદશેઠે જાણ્યું કે અહીં કોઇ કાંઇ ચીજ ઉપાડી જાય તેવું નથી તેથી તે પણુ થોડેક છેટે ગયા. બંને પાછા આવ્યા ત્યારે તો મોરારજીશેઠે પોતાનું ઘડી-આલ અને સાંકળી ગયેલાં જોયાં. તે બંને થઇને આશરે રૂ. ૫૦૦) ની મતા હતી. કેટલેક છેટે કેટલાક માણુસો ખાવા બેઠા હતા તેમનામાંથી કોઇએ તે ચોરી હશે એમ શક પડવાથી વીરચંદશેઠને મોરારજીશેઠે ચોરની તપાસ કરવા મોકલ્યા. મોરારજીશેઠના મનમાં એવો વહેમ ઉ-ત્પન્ન થયો કે તેમના કાકા અને પત્નીના ના કહેવા છતાં મુંબાઇ જવા નિકળ્યા તેથી આમ થયું અને જે કામ

માટે તે જતા હુતા તેના સંબંધમાં આ એક અપશુકન થયાં એમ તેમને ભાસ્યું. વીરચંદશેઠ જે પૂલની બીજી બાજુએ ચોરની ખબર કાઢવા ગયા હુતા તેમણે ખરા ચોરને પકડી આણ્યો અને ઘડીઆલ લેઇને સંતાડયાનું કબૂલ કરાવ્યું. તેણે તે ઘડીઆલ એક ઝાડ નીચે જમીનમાં દાટયું હતું તે જગો દેખાડી અને ઘડીઆળ તથા સાંકળી જડી. પછી સ્નાનાદિ કરીને તેઓ આગળ ચાલ્યા અને પુને આવી શેઠ ગોકુળદાસ તેજપાલ ઉપર ખંડાલે તાર કર્યો કે અમે આવીએ છીએ માટે જમવાનું તૈયાર રાખજો. ગોકુળદાસશેઠની તબિયત પણ જરીક બગડેલી હુતી તેથી તે પણ હુવા ફેરબદલ કરવા ખંડાલે પોતાના બંગલામાં આ વખતે રહેતા હુતા. મોરારજીશેઠ તથા વીરચંદશેઠ બંને જણુ ખંડાલે ગયા અને ગોકુળદાસશેઠને મલ્યા. ત્યાં તેમને ખબર મળી કે મોરારજીશેઠનું ગિરગામવાળું અષ્ટકોણુ મકાન સરકારે ખરીદ્યાનું જામે-જમશેદ નામના વર્ત્તમાન પત્રમાં હુતું.

ખંડાલેથી મોરારજીશેઠ તથા વીરચંદશેઠ મુંબાઇ પહોંચ્યા તેને બીજે રોજ મોરારજીશેઠ ઉપર મ્યુનિસિપાલ કમિશનર મિ૦ ક્રૉફર્ડનો પત્ર આવ્યો કે સરકારે સદર્હુ અષ્ટકોણુ મકાન દોઢલાખ રૂપૈયે રાખવાની માગણી કરી છે. મોરારજીશેઠને તે મકાનની કાંઇક વધારે

કિંમત ઉપજવાની આશા હતી, તોપણ તેમણે સરકારની માગણી કબૂલ રાખી. મિ૦ વૉટ્સન્‌ને મળીને જે વ્યવસ્થા કરવાની હતી તે પણ કરી તથા ગ્રેટ ઇસ્ટર્ન સ્પિનિંગ કંપનીને લગતું કેટલુંક કામ પણ કર્યું. એકજ દિવસમાં આ સઘળું કામ અટપી લેઇને મોરારજીશેઠ પાછા ખંડાલે ગયા, ત્યાંથી તે શેઠ ગોકુળદાસને તથા બીજા કેટલાક મિત્રોને પણ મહાબલેશ્વર લેઇ ગયા.

આ વખતે મોરારજીશેઠ પોતાની જોડે રા૦ રા૦ હરિચંદ સદાશિવ તથા મિ૦ કાવસજી બેનેટને પણ લેઇ ગયા હતા. મોરારજીશેઠે ગોકુળદાસશેઠને રહેવાને "સ્પ્રિંગ કૉટેજ" અને "ગ્લેન્મોર" આપ્યું, અને રા૦ રા૦ હરિચંદને તથા મિ૦ કાવસજીને રહેવાને " શ્રબ્બેરી " નામનું મકાન આપ્યું.

આ વર્ષ મોરારજીશેઠને મુંબાઈ ઇલાકાના સેનાપતિ લોર્ડ સર નેપિયર ઑફ મેગ્ડેલાનું ઓળખાણ થયું. રેવરેન્ડ એબ્બેટે હોમિયોપથીની દવા કરી તેથી મોરારજીશેઠનાં પત્નીને મરડો મટી ગયો. ત્યારથી મોરારજીશેઠને હોમિયોપથી વૈદ્ય ઉપર વિશ્વાસ બેઠો અને તે વિશ્વાસ પછી દિવસે દિવસે વધતો ગયો.

# મોરારજીશેઠનું પાછું મુંબાઈ આવવું અને બેન્ગૉલ સ્ટીમશિપ કંપનીના શેરનો વ્યાપાર

મોરારજીશેઠ જુન માસમાં મહાબળેશ્વરથી મુંબાઇ આવ્યા. શેઠ ગોકુલદાસ તો પુનેજ રહ્યા. તેથી મુંબાઇ આવીને મોરારજીશેઠ, ગોકુલદાસશેઠના મલબારહિલ ઉપરના બંગલામાં રહેવા ગયા. આ સમયે પણ સારો નફો મેળવવાનો એક બીજો લાગ આવ્યો. એક બેંગૉલ સ્ટીમશિપ કંપની હતી, તે કંપનીની સાત આઠ આગબોટો હતી. તે કંપનીની થાપણ ૪૦ લાખ રૂપૈયાની હતી. તેના ૮૦૦ શેર હતા અને દરેક શેરની રૂ. ૫૦૦૦) કિમત હતી. આ કંપની થોડાં વર્ષ થયાં કામ કરતી હતી, અને ભાગીદારોને કાંઇ પણ વ્યાજ કે નફાનો ફાળો મળતો નહોતો. જે ઉપજ આવતી હતી તે ઉપર તે કંપનીના વ્યવસ્થાપક તરીકે મેસર્સ સ્ટર્ન્સ હોબર્ટ અને કંપની સેકડે ૫) ટકા કમિશન લેતી હતી. આ કંપનીના દરેક શેર ઉપર અત્યાર લગી રૂ. ૩૫૦૦) નાજ કૉલ કરવામાં આવ્યા હતા. આ કંપનીની આગબોટો મુંબાઇ અને સૌધેમ્પટન્ વચ્ચે સફરો કરતી હતી. બીજા પણ કૉલ ભવિષ્યમાં કરવામાં આવશે એવી ધાસ્તીથી તેના શેરોનો ભાવ ઘટીને રૂ.૭૦૦–૮૦૦ નો થઇ ગયો હતો, અને તે કંપનીનો કારોબાર

કરનાર મેશર્સ સ્ટર્ન્સ હોબર્ટની કુંપનીજ તે આખી કુંપનીને પોતાનાજ હાથમાં લેઇ લેવાના હેતુથી ધીમે ધીમે બધા શેર ખરીદવા લાગી હુતી તથા વિશેષ કૉલ કરવાની શેરહોલ્ડરોને ધમકી દેતી હુતી. તે કુંપની વળી વધારે નફો મેળવવાને માટે કેટલીક વધારે આગબોટો બંધાવવાનું પણ ધારતી હુતી. તે વખતે મોરારજીશેઠને એવી પણ કાંઇક બાતમી મળી કે તે કુંપનીની આગબોટ ડૂબી ગઇ હુતી તેના વીમાનાં નાણાં વીમાવાળાઓ પાસેથી તેને મળ્યાં હુતાં અને તેથી એ કુંપનીપાસે હાલ જે રોકડ હુતી તે સાડા છ લાખ રૂપૈયા કરતાં ઓછી નહોતી, તે ઉપરાંત તે કુંપનીની પાસે છ આગબોટો હુતી. તે કુંપની આખી કેટલી કિમતે વેચવાની હુતી તે વાત બજારમાં બહાર પડેલી હુતી.

આ પ્રમાણે હુકીકત હુતી અને તે કુંપનીના શેરોનો ભાવ ઘણોજ ઉતરી ગયો હુતો તેથી મોરારજીશેઠે શેઠ ગોકુલદાસ તેજપાલને કહ્યું કે જો તમે મારી સાથે પંત્યાળુ રાખો તો આપણે તે કુંપનીના જેટલા બને તેટલા શેર ખરીદી લેઇએ, કેમકે આમાં અંતે દસપંદર લાખ રૂપૈયાનો નફો મળે તેમ છે. પણ શેઠ ગોકુલદાસના બીજા મિત્રોએ તેમને આ કામમાં નહિ પડવાની સલાહ આપી. તેથી મોરારજીશેઠે પોતાની જોગવાઇ પ્રમાણે શેર ખરીદવા માંડ્યા અને તેમણે રૂ. ૮૦૦ ને ભાવે ૪૦ શેર ખરી-

ધા. ત્યાર પછી તે શેરનો ભાવ એકદમ વધી રૂ ૧૨૫૦)-નો થયો. મોરારજીશેઠે વળી બીજા શેર પણ ખરીધા, અને તે કંપનીના કારભારીઓ પાસે તે કંપનીને ફડચામાં મૂકાવવાનો નિશ્ચય કર્યો. તે કંપનીના કારભારીઓએ મોરારજીશેઠનો ઇરાદો પાર નહિ પડવા દેવાને માટે તેમનાથી બન્યો તેટલો પ્રયત્ન કર્યો, પણ લગભગ સઘળા શેરહોલ્ડરો (ભાગીદારો) મોરારજીશેઠની તરફ હુતા તે જોઇને તેઓને ગમે તેમ કરીને પણ તકરારનું સમાધાન કરવુંજ યોગ્ય લાગ્યું. મોરાજીશેઠે તે કંપનીના કારભારીઓ સાથે એવી ગોઠવણ કીધી કે તેઓને કંપની ફડચામાં જવાથી કારભાર છોડવો પડે તે બદલ રૂ૫૦૦૦૦) તેમને આપવા, તેમજ મિ૦ સ્ટર્ન્સને–જે ગૃહુસ્થો તે કંપનીનો ફડચો કરનારા તરીકે નીમાય–તેમાંના એક તરીકે નીમવા.

## શેઠ ગોકુલદાસ તેજપાલની માંદગી.

શેઠ ગોકુલદાસને અને મોરારજીશેઠને હુવે ઘણી ગાઢી મિત્રતા થઇ હુતી. રોજ સવારે ગોકુલદાસશેઠ મોરારજીશેઠની પાસે આવતા. એક વાર શેઠ ગોકુલદાસ, મોરારજીશેઠ અને બીજા બે મિત્રો ગાડીમાં બેશીને બાગમાં જમવા જતા હુતા; તેવામાં મોરારજીશેઠે ગોકુલદાસ

શેઠના મ્હોં સામું જોયું તો મ્હોં સહજ ખેંચાઇને વાંકું થઇ ગયેલું જણાયું. મોરારજીશેઠે તેનું કારણ પૂછયું ત્યારે તેમને જણાયું કે ગોકુળદાસશેઠને પક્ષાઘાતની અસર થઇ છે. મોરારજીશેઠે કહ્યું કે આપણે દાક્તરના ઘર આગળ થઇને જઇએ અને દાક્તરને સાથે લેતા જઇયે. તે પ્રમાણે તેઓ દાક્તર ભાઉ દાજીને ઘેર ગયા પણ દાક્તર ઘેર નહોતા, તેથી તેમણે દાક્તર આત્મારામને પોતાની સાથે લીધા અને મલબારહિલ ઉપર ગોકુળદાસશેઠને ઘેર ગયા. ગાડી ઘર આગળ આવી ત્યાં લગીમાં, પોતાને એકદમ પક્ષાઘાત થઇ ગયો તેથી, ગોકુળદાસશેઠની આંખમાંથી આંસુ પડતાં હતાં.

ઘેર પહોંચ્યા પછી દાક્તરે બ્લિસ્ટર લગાડવાનું કહ્યું. પણ ગોકુળદાસશેઠે પોતાનાં માતુશ્રીની સલાહ લીધા પછી બીજે રોજ બ્લિસ્ટર લગાડવાનું મુલતવી રાખ્યું. મોરારજીશેઠે ગોકુળદાસશેઠના સઘળા મિત્રોને બંગલે તેડી લાવવા ગાડીઓ મોકલી. એટલામાં દા૦ ભાઉ દાજી આવી પહોંચ્યા તેમણે ગોકુળદાસશેઠને બ્લિસ્ટર લગાડયું.

કેટલાક વખત પછી ગોકુળદાસશેઠને ઠીક થવા લાગ્યું હતું, અને દિવસમાં બે વાર મોરારજીશેઠ તેમની ખબર કાઢવા જતા, ત્યારે દર રોજ તે મોરારજીશેઠને બેન્ગૉલ સ્ટીમશિપ કંપનીના શેર વિષે ખબર પૂછતા અને કહેતા કે જો હું પણ એ વ્યાપારમાં પડયો હોત તો મને પણ સારા

પૈસા મળત. ગોકુલદાસશેઠ એવી ઇચ્છા જણાવતા હુતા કે મને મટી જશે કે તરતજ મારે મોટી રકમ ધર્માદામાં વાપરવી છે; અને તે એમ પણ કહેતા હુતા કે આ મંદવાડ તે ધર્માદા કાર્યો કરવાની ચેતવણીરૂપે છે. આવામાં મિ૦ આર્થર ક્રૉફર્ડ સાહેબે મોરારજીશેઠને કહ્યું કે મુંબાઈમાં એક દવાખાનું સ્થાપવાને તમારા મિત્ર ગોકુલદાસશેઠ પાસેથી કાંઇક નાણાં અપાવો. તે ઉપરથી મોરારજીશેઠે ગોકુલદાસશેઠને વાત કરી. ગોકુલદાસશેઠે પ્રથમ એમ કહ્યું કે જો સરકાર તે દવાખાનાને મારૂં નામ આપે તો હું રૂ. ૫૦૦૦૦) આપું; પણ પાછળથી વધતાં વધતાં ગોકુલદાસશેઠે એક લાખ રૂપૈયા લગી આપવાનું કહ્યું. ગોકુલદાસશેઠે આ વાત મિ૦ ક્રૉફર્ડને કહી અને છેવટે એમ ઠરાવવામાં આવ્યું કે ગોકુલદાસશેઠે દોઢ લાખ રૂપૈયા તે દવાખાનું બંધાવવામાં આપવા અને સરકારે તે દવાખાનાનું નામ 'શેઠ ગોકુલદાસ તેજપાલ હૉસ્પિટલ' એવું રાખવું. તરત ને તરતજ આ બાબતનું લખાણ કરી તેના ઉપર શેઠ ગોકુલદાસે સહી કરી, અને આગળ જતાં કાંઇ વિલંબ થાય નહિ માટે ગોકુલદાસશેઠે મોરારજીશેઠની સાથે તથા મિ૦ ક્રૉફર્ડ સાથે વિચાર કરીને દોઢ લાખ રૂપૈયા અનામત મૂકી દીધા. ગોકુલદાસશેઠે પક્ષાઘાતનો બીજી વારનો ઉથલો ખાધો ત્યાર પછી તે રૂપૈયા સદહું હૉસ્પિટલ ખાતે લેઇ

લેવામાં આવ્યા; ત્યારપછી કાર્તિકમાસમાં પરોપકારી શેઠ ગોકુલદાસનો સ્વર્ગવાસ થયો.

## मोरारजीशेठ महाबलेश्वरना म्युनिसिपल कमिशनर नीमाय छे. काकाओ साथे सैयारानी वहेंचण अने परस्पर फारगतीओ.

વળી આ વર્ષમાં મોરારજીશેઠની સ્થિતિ એક વ્યાપારીની હતી તેમાં રાજદ્વારી સ્થિતિનો ઉમેરો થયો. મોરારજીશેઠ જેમ ઇંગ્રેજી વ્યાપારીઓના સંબંધમાં આવી પોતાની વ્યાપારી તરીકે કુશળતા બતાવી તેમના સલાહુકારની પદવીએ ચઢ્યા હતા, તેજ પ્રમાણે ઇંગ્રેજ રાજદ્વારી અધિકારીઓના સંબંધમાં આવી તેમણે રાજાપ્રજાના હિતસંબંધી પોતાના વિચાર અને સહાયતા આપવાની શક્તિ બતાવીને પોતાની રાજદ્વારી યોગ્યતા પણ દર્શાવી આપી. રાજ્યના અધિકારીઓના સંબંધમાં ગયાં બેચાર વર્ષથી મોરારજીશેઠ આવતા હતા. આટલા ટુંકા સહવાસમાંજ મોરારજીશેઠમાં રહેલા લોકોપયોગી ગુણો રાજ્યના અધિકારીઓના સમજવામાં આવ્યા. ખરી વ્યાપારી કુશળતાથી જે પુરુષ કામ કરવાની યોગ્યતા મેળવી ચૂક્યા હોય છે તેમને રાજદ્વારી બાબતોમાં પ્રવેશ કરવો ઘણોજ સુગમ

પડે છે. વ્યાપારીને તો અજ્ઞાની માણુસો અને સ્વાર્થી માણુસોના સાધનથી અને એમાં પણુ અનિયમિત અને અવ્યવસ્થ સામગ્રીથી કાર્યસિદ્ધિ કરવાની હોય છે. તેમ છતાં પણુ કુશળ વ્યાપારબુદ્ધિવાળા પુરુષો પોતાના કાર્યમાં સિદ્ધિ મેળવી શકે છે. તો પછી રાજદ્વારી સ્થિતિમાં સાધનસામગ્રી, સહાય અને પદ્ધતિ સર્વે કાંઇક વધારે નિયમિત સ્થિતિમાં હોવાથી, વ્યાપારના રેતીના દડમાં જેમણે કુશળતાથી પ્રવાસ કર્યો હોય છે તેવા પુરુષો એકલા રાજદ્વારી વાતાવરણુમાં ઉછરેલા મનુષ્યો કરતાં પણુ પ્રજાહિત સમજવા સાધવાની કળામાં રાજદ્વારી સ્થિતિરૂપ સડક ઉપર વધારે સારી રીતે ચાલી શકે એમાં શી નવાઇ ? પણુ વ્યાપારી વાતાવરણુમાં ઉછરેલા માણુસનું અંતઃકરણુ સ્વાભાવિક રીતે પોતાના નફા તરફ નજર રાખવામાં ટેવાયલું હોય છે, તેમજ વ્યાપારીને પ્રતિષ્ઠા અથવા નામીચાપણું એ પ્રથમ દરજ્જે લલચાવનાર હોય છે. તેથી રાજકીય કાર્યમાં યોજાયા પછી દ્રવ્યલોભની પેઠે માનલોભ તેને આડે માર્ગે લઇ જાય એ સંભવિત છે અને એવું ઘણે ઠેકાણે બનેલું જોવામાં પણુ આવે છે. બીજું, વ્યાપારીને બીજા માણુસને સારૂં લગાડવાની ટેવ પડેલી હોય છે, તેથી બીજાની શરમમાં અને તેમાં પણુ સરકારના અધિકારીઓની શરમમાં તણાઇ પોતાના સમ-

જવામાં ખરી વાત હોવા છતાં પણ તેઓ હાજી હાજી કરે છે એવું પણ બને છે. એથી વ્યાપારીની ટેવ દેશની રાજદ્વારી સ્થિતિ સુધારી શકતી નથી, કેમકે તેવી ટેવથી દેશના રાજ્યકર્ત્તાના પ્રતિનિધિઓ અથવા અધિકારીઓની ગેરસમજુત અથવા અજ્ઞાનની પાછળ મિથ્યા સભ્યતા કે શરમમાં ખેંચાઇ જવાય છે. આ પ્રમાણે ઠંડા અથવા ધીરા સ્વભાવના વ્યાપારીઓના સંબંધમાં બને છે. પણ મોરારજીશેઠમાં તેમની બાળક અવસ્થાથી તીખો સ્વભાવ હતો તેથી તે ઉપર કહેલા દોષોના પંજામાં સપડાઇ શક્યા નથી, અને રાજદ્વારી તરીકે પ્રજાના હિતનાજ સાધનરૂપે થયા હતા. પણ એ રાજદ્વારી સ્થિતિની શરૂઆત આજ વર્ષમાં થઇ.—અર્થાત્ મોરારજીશેઠ મહાબલેશ્વર જેવા યુરોપિયનો અને માતબર લોકોને વસવાના આરોગ્યસ્થાનના મ્યુનિસિપલ કમિશનર તરીકે નીમાયા.

આજ વર્ષમાં મોરારજીશેઠે પોતાના કાકાઓ સાથેના હિસાબ વગેરેનો નિવેડો કરી નાંખ્યો, અને કાકા ભતરીજા એકબીજાથી સંપૂર્ણ રીતે છુટા અને સ્વતંત્ર થયા.

## बेन्गॉल स्टीमशिप कंपनीनुं फडचामां जवुं.

સંવત્ ૧૯૨૪ (સને ૧૮૬૭–૬૮) માં બેન્ગૉલ સ્ટીમશિપ કંપનીને ફડચામાં મૂકવામાં આવી. મોરારજીશેઠ અને મિ૦ સ્ટર્ન્સ ફડચો કરનાર તરીકે નીમાયા અને તે ફડચાનું

કામ કરવા બદલ તેમને સૈકડે રા ટકા કમિશન મળવાનું ઠર્યું. મિ૦ સ્ટર્ન્સનો વિચાર કેટલોક સમય હજુ સુવેઝ અને મુંબાઇ વચ્ચે આગબોટો ચાલતી રાખવાનો હતો; કેમકે તેના મિત્રો તે લાઇન ચાલતી રાખવાને માટે નવી આગબોટો બાંધતા હતા, તેમજ મિ૦ સ્ટર્ન્સને પોતાને પણ તેણે સસતે ભાવે ખરીદેલા શેરોમાં ત્રણ લાખ રૂપૈયાનો નફો મળ્યો હતો. મોરારજીશેઠ અને મિ૦ સ્ટર્ન્સ વચ્ચે મતભેદ થયો. મોરારજીશેઠે કહ્યું કે જો તમારે પોતાને માટે સુવેઝની લાઇન ચાલુ રાખવી હોય તો તમે બે આગબોટો ખરીદી લ્યો. મિ૦ સ્ટર્ન્સે કહ્યું કે મારી પાસે રૂપૈયા નથી એટલે શી રીતે ખરીદી લેઉં. મોરારજીશેઠે તેને સૂચવ્યું કે તમારી પાસે બસેંવીશ શેર તો છે અને બીજા ત્રીશ શેર તમે ગમે તેમ કરીને મેળવો તો હું તે બધા શેર વેચાતા રાખીને તમને તેની કિમત પેટે હાલજ રૂપૈયા એક લાખ રોકડા આપીશ. આ સોદામાં લાભ છે એમ ધારીને મિ૦ સ્ટર્ન્સે મોરારજીશેઠનું કહેવું સ્વીકાર્યું અને તેણે છ લાખ રૂપૈયે બે આગબોટો ખરીદવાનો કરાર કર્યો. પણ આમાં એક મુશ્કેલી આવી પડી. મિ૦ સ્ટર્ન્સ પણ ફડચો કરવામાં નીમાયેલ હોવાથી તેને મોરારજીશેઠ સઘળા ભાગીદાર (શેરહોલ્ડર) ની મંજુરી વિના કંપનીની આગબોટો વેચાતી આપી શકે નહિ.

મોરારજીશેઠ જો બધા શેરહોલ્ડરોની સભા મેળવવા રહે તો એમ કરતાં એક પખવાડિયું નિકળી જાય; અને એ દરમ્યાનમાં શેરહોલ્ડરોને ઘણુંજ લાભકારક થઇ પડે એવા આ સાટામાંથી મિ૦ સ્ટર્ન્સ પાછો ખસી જાય એવી ધાસ્તી મોરારજીશેઠને હતી, તેટલામાટે આ આગબોટોના વેચાણ ઉપર શેરહોલ્ડરોની મોરારજીશેઠે સહીઓજ લેવા માંડી. પણ આમાં શેરહોલ્ડરોને વહેમ પડવા લાગ્યો કે મોરારજીશેઠ પોતાનો સ્વાર્થ તો નહિ સાધતા હોય. મોરારજીશેઠનીજ મહેનતથી દરેક શેરના રૂ. ૮૦૦) થી વધીને રૂ. ૧૮૦૦) થયા હતા તે તો શેરહોલ્ડરો જાણતા હતા, તેમ છતાં પણ મોરારજીશેઠને તેઓની સહીઓ મેળવતાં ઘણી મુસીબત પડી. મોરારજીશેઠ તો જાણતાજ હતા કે મિ૦ સ્ટર્ન્સ કાંઇ આ સાટામાં ખાટી જવાનો નથી; અને બેજ વર્ષ પછી મેશર્સ સ્ટર્ન્સ અને હોબર્ટની કંપનીને તેજ આગબોટો છ લાખે ખરીદેલી તે અઢી લાખ રૂપૈયે વેચવી પડી. મોરારજીશેઠ તો ત્યાંલગી સાહસ કરવા તૈયાર થયા હતા કે તે દર શેરે રૂ. ૧૮૦૦) ના ભાવને બદલે રૂ. ૨૦૦૦) આપીને પણ બીજા છેતાલીશ શેર કંપનીની તરફથી ખરીદવા ઇચ્છતા હતા. પણ કંપનીના સોલીસીટરોએ કહ્યું કે કંપનીની તરફથી એ પ્રમાણે શેર તમારાથી ખરીદી શકાય નહિ. તેથી મોરારજીશેઠ તે શેરો કં-

પની તરફથી તો ખરીદી શક્યા નહિ; પણ તેમણે તે શેર પોતાને માથેજ ખરીદી લીધા, તે પછી તરતજ ભાવ વધીને રૂ. ૨૪૦૦)થી રૂ. ૨૫૦૦) લગી ચઢ્યો. મેશર્સ સ્ટર્ન્સ હોબર્ટની કંપનીએ મોરારજીશેઠને જે શેરો વેચાતા આપ્યા હતા તે પૂરા કરી આપવાને ત્રીશ શેર એજ (રૂ. ૨૪૦૦–૨૫૦૦ ને) ભાવે ખરીદ્યા હતા.

એ પ્રમાણે બે આગબોટો વેચી દીધા પછી ચાર આગબોટો બાકી રહી. તેવામાં એબીસિનિયન લડાઇ ઉત્પન્ન થઇ, તેમાં લશ્કર મોકલવાને માટે તે ચાર આગબોટો સરકારને ભાડે આપી તેથી કંપની એક લાખ અને સાઠ હજાર રૂપૈયા કમાઇ. આ આગબોટો કેટલાક વખત પછી મુંબાઇમાં વેચી નાંખવામાં આવી. ઍન્ગૉલ સ્ટીમશિપ કંપનીના આશરે ૪૫૦૦ ટન કોલસા એડન બંદરે હતા. મિ૰ સ્ટર્ન્સે રૂ. ૨૮) ના ટન પ્રમાણે તે કોલસા ખરીદવાની યુક્તિ કરી, પણ મોરારજીશેઠ જાણતા હતા કે એબિસિનિયન લડાઇને લીધે કોલસાની કિમત વધીને દર ટને રૂ. ૫૫) થઇ ગઇ હતી. તેથી મોરારજીશેઠે ગોદીમાં જઇને તે કોલસા રૂ. ૪૫) ના ટનને ભાવે કપ્તાન રૉબિન્સનને વેચાતા આપી દીધા. મિ૰ સ્ટર્ન્સ મોરારજીશેઠને એમ સમજાવવા મથતા હતા કે મિ૰ દાદાભાઇ દુબાશ મારફત સદહુ આગબોટો અને કોલસા વેચો, કેમકે મિ૰ દુબાશ

એ સરકારી મોદીખાનાના કંટ્રાકટર હોવાથી સરકારી ગોદીમાં તેમનો વધારે ભાર પડશે. પણ મોરારજીશેઠ સીધેસીધું કામ કરવાનું પસંદ કરતા હુતા તેથી તેમણે જાતેજ ગોદીમાં જઇને કોલસા વેચી દીધા. આ ઉપરથી જણાશે કે મોરારજીશેઠ કાંઇ વગસગ કે આડીઅવળી ખટપટને પસંદ કરતા નહોતા અને સીધી રીતેજ કામ કરનાર હુતા. તેઓ વ્યાપારી હુતા છતાં પણ તીખા સ્વભાવના હુતા તેથી તેમની એ સીધી રીત ઠેઠલગી નભી રહી હુતી. દરેક શેર હોલ્ડરને રૂ. ૨૪૪૮) આવ્યા એવી નફાભરેલી રીતે મોરારજીશેઠે એ કંપનીનો ફડચો કરવાનું કામ પૂરૂં કર્યું.

## વ્યાપારમાં પોતાનાજ સાધન ઉપર આધાર રાખવાની ટેવ.

સન ૧૮૬૬ થી તે ૧૮૬૮ લગી એવો સારો સમય હુતો કે મોરારજીશેઠે જો બીજા કોઇનો આશ્રય સહુજ પણ લીધો હોત તો તે ઘણું કમાયા હોત. પણ મોરારજી શેઠે વ્યાપારસંબંધી એવુંજ ધોરણ રાખ્યું હુતું કે ચાલતાંસુધી કોઇનું જમે માંડીને વ્યાપાર કરવો નહિ. સને ૧૮૬૫ થી ૬૭ લગીમાં મોરારજીશેઠે આશરે સાત લાખ રૂપૈયા ખોયા હુતા, તેથી પણ તેમણે એવો દૃઢ નિયમ કર્યો કે જેટલો વ્યાપાર બને તેટલો પોતાની મૂડી

ઉપર કરવો. આમ કરવાથી જો કે થોડો નફો મેળવી શ-
કાય છે તોપણ બીજા લેણદારો તરફથી ગભરાટમાં પડ-
વાનો પ્રસંગ આવતો નથી.

## પ્રેમજીકાકાનો દેહાન્ત અને તેમનું વસિયતનામું.

આ વર્ષ (સંવત્ ૧૯૨૪)માં પ્રેમજીકાકાનું શરીર
નબળું પડતું ગયું અને તેમને પગે તથા શરીરે સોજા આવ્યા
હતા. પ્રેમજીકાકાએ બાલાજીશેઠને એક વસિયતનામું તૈયાર
કરવાને કહ્યું. મોરારજીશેઠે બાલાજીને કહી દીધું કે જે
પ્રમાણે પ્રેમજીકાકાની મરજી હોય તે પ્રમાણે તેમનું વ-
સિયતનામું તૈયાર કરો. તે વિલ (વસિયતનામું) તૈયાર
થયું. તે પ્રેમજીકાકાએ બે વાર વંચાવ્યું અને તેમની પાસે જે
જે સ્થાવર જંગમ મિલકત હતી તે સઘળી તેમાં ઉતરાવી.
પ્રેમજીકાકાની સ્મરણશક્તિ અદ્ભુત હતી. દાક્તરોએ પ્રેમ-
જીકાકાની આશા છોડી હતી તેથી મોરારજીશેઠ વગેરેએ
તેમને પુણ્યદાન કરવાની સલાહ આપી. તેથી પુણ્યદાન
કરવાને માટે પ્રેમજીકાકાએ રૂપૈયા પણ મંગાવ્યા,
પણ કહ્યું કે આવતી કાલે પુણ્યદાન કરીશ. વસિયતનામું
તૈયાર હતું તોપણ તેમણે તેમાં સહી કરી નહિ, કેમકે
પ્રેમજીકાકા પોતાની જન્મોતરી ઉપરથી એમ જાણતા હતા

કે તે બીજાં દશ વર્ષ વધારે જીવવાના છે. તે જોશીઓની સાથે પોતાની જન્મોતરી સંબંધી વાતચીત કરતા હતા અને જોશીઓ કહેતા હતા કે તે દશ વર્ષ વિશેષ જીવે તેમ છે. આ પ્રમાણે સાંજના ૬ા વાગતાં લગી ચાલતું હતું. તે રોજ આખો દિવસ મી૦ મનચેરજી ફરામજી કામા સવારથી રાતલગી ત્યાંજ હાજર હતા. મોરારજીશેઠ વગેરે સઘળાં સગાં પણ પ્રેમજીકાકાની પાસે બેઠેલાં હતાં. રાતના નવ વાગ્યે પ્રેમજીકાકાએ એકદમ પોતાનીસહી પેલા વસિયતનામા ઉપર કરાવી લેવાનું સઉને કહ્યું, પણ ત્રાહિત સાક્ષીઓની સાખ્યો કરાવવાની સઉની ઇચ્છા હતી. તેથી સઉએ મનચેરજીશેઠ અને અરદેશરશેઠને સાખ્યો કરવાને કહ્યું. પણ અરદેશરશેઠે તેમાં સાખ્ય કરવાની ના પાડી તેથી દાક્તર આત્મારામ અને મિ૦ કમરૂદ્દીન તૈયબજીને તેડવા મોકલ્યું. તેઓ અડધા કલાકમાં આવી પહોંચ્યા, પણ તેમના આવતાં અગાઉ મિનિટ બે મિનિટ પહેલાં પ્રેમજીકાકા ગુજરી ગયા હતા. પ્રેમજીકાકાનો દેહ મહાશુદ ૬ ને રોજ તા. ૩૦ મી જાનેવારી સને ૧૮૬૮ને દિવસે પડયો. તે વસિયતનામામાં પ્રેમજીકાકા સહી કર્યા પહેલાં ગુજરી ગયા હતા તેથી તે વસિયતનામા પ્રમાણે અમલ કરી શકાય કે નહિ તે વિષે સઉને શક હતો. પણ એ વસિયતનામા વિષે મોરારજીશેઠ તથા પ્રેમજીકાકાનાં

ગ્રી વગેરેએ મિ૦ વ્હાઇટનો મત લીધો. તેમણે અભિપ્રાય આપ્યો કે તે વસિયતનામું કાયદેસર છે. અદાલતમાં તે વસિયતનામા વિષે પુરાવો આપવામાં આવ્યો, તે ઉપરથી કોર્ટે તે બહાલ રાખ્યું અને ચાર જણને તે વસિયતનામા પ્રમાણે અમલ કરનાર કોર્ટે નીમ્યા.

## મોરારજીશેઠનું ચોથી વાર મહાબલેશ્વર જવું.

અજંપાને લીધે ઉંઘ પણ નહિ આવવાથી મોરારજીશેઠની પ્રકૃતિ અસ્વસ્થ રહેવા લાગી, તેથી માર્ચ માસમાં તે સકુટુંબ પુને ગયા. ત્યાંથી પંઢરપુર ગયા અને પંઢરપુરથી પાછા પુને આવ્યા; અને ત્યાંથી મહાબળેશ્વર ગયા. આ વખત મોરારજીશેઠની સાથે રા૦ રા૦ ગોવિંદજી બાળકૃષ્ણ હતા. તેમણે આ વખત ‘શ્રબ્બેરી’ મકાનમાં મુકામ રાખ્યો હતો. ત્યાં મોરારજીશેઠ ઉપર મિ૦ વૉટ્સનનો તાર આવ્યો કે—“જો તમે એકદમ આવીને વ્યવસ્થા નહિ કરી જાવ તો મારી પેઢીને નાદારીમાં જવું પડશે, અને બધું ખરાબખસ્તે થઇ જશે.”

મોરારજીશેઠ સતારાને રસ્તે થઇને યતેશ્વર ગયા. રસ્તામાં એકજ દિવસ મોરારજીશેઠ સતારામાં રહ્યા હતા; ત્યાંથી તે તથા રા૦ રા૦ ગોવિંદજી બંને લિંબ મુકામે ગયા. ત્યાં રહેમતપુરકર બુવાનો ઉપદેશ સાંભળીને તેઓ મુંબાઈ

આવ્યા. મોરારજીશેઠ મુંબાઇમાં બે ત્રણ દિવસ રહ્યા તથા મિ૦ વૉટ્સનના કામનું ઠેકાણું પાડ્યું. પછી રા૦ રા૦ રઘુનાથ નારાયણ ખોટેને સાથે લેઇને મોરારજીશેઠ પાછા પુને ગયા; અને ત્યાંથી પછી મહાબળેશ્વર જવા ઉપડ્યા. પહેલી મજલે મોરારજીશેઠે બીજા ઘોડા રાખ્યા હતા. પણ તે પછીની બધી મજલને ટપ્પે ટપ્પે તો તેમના પોતાનાજ ઘોડાઓ રાખેલા હતા. પહેલી મજલમાં જે અજાણ્યા ઘોડા હતા તે કપિઘાટ આગળ પહોંચતાં તોફાન કરવા લાગ્યા, અને તેમણે લાતો મારીને ગાડીના પોલ ભાંગી નાખ્યા. અહીં મોરારજીશેઠ અને તેમના સાથી સિવાય બીજું કોઇ પણ નહોતું. તેથી તે પ્રસંગે શું કરવું તેની તેમને કાંઇ સમજણ પડી નહિ. તેમને શિવપુરબાગ લગી ત્રણ માઇલને છેટે ગાડીઓ ખેંચીને લેઇ જવી પડી. ત્યાં ગાડીઓના પોલ સુધરાવીને ત્યાં મોરારજીશેઠના પોતાનાજ ઘોડા હાજર રાખેલા હતા તે ગાડીઓને જોડીને તેઓ સીધા મહાબળેશ્વર જવાને ઉપડ્યા. તેઓ બીજે રોજ મહાબલેશ્વર પહોંચ્યા.

મોરારજીશેઠને રાત્રે ઉંઘજ નહોતી આવતી; તે રોગ દિવસે દિવસે એટલો વધી પડ્યો કે દાક્તરો એમ કહેવા લાગ્યા કે વખતે તાવ મગજે ચઢી જશે અથવા લોહી માથે ચઢી જશે એવી ધાસ્તી રહે છે. મોરારજીશેઠે એક પખ-

વાડિયું તો મોટા અજંપામાંજ કાઢયું. મોરારજીશેઠે રા૦ રા૦ બાલાજીને મહાબળેશ્વર આવવાનો મુંબાઇ તાર કરાવ્યો અને તેમના આવ્યા પછી રા૦ રા૦ રઘુનાથ ખોટે મુંબાઈ પાછા ગયા. પછી મોરારજીશેઠ 'લૅન્ગહમ્ હાઉસ' માં રહેવા ગયા. જુન માસમાં મોરારજીશેઠ પાછા મુંબાઇ આવ્યા.

## મોરારજીશેઠ મુંબાઈ આવી પાછા પુને રહેવા જાય છે.

થોડોક વખત મુંબાઇમાં રહીને મોરારજીશેઠ પોતાના કુટુંબ સાથે પાછા પુને રહેવા ગયા. સંગમ ઉપર શેઠ પ્રેમાભાઇના ઘરમાં તેમણે મુકામ કર્યો. પ્રેમાભાઇશેઠ મોરારજીશેઠને મુંબાઇ તેડી જવા પુને ગયા હતા. મુંબાઈમાં પ્રેમાભાઇશેઠને પોતાનાં કેટલાંક કામમાં મોરારજીશેઠની જરૂર હતી, તથા અમદાવાદમાં રેલ આવવાથી જેઓને નુકશાન થયું હતું તેવાં લાચાર મનુષ્યોને મદદ કરવાને માટે કેટલાંક નાણાં પણ ઉઘરાવીને એકઠાં કરવાનાં હતાં. આ રેલની ખબર તાજીજ તારથી ત્યાં આવી હતી. પણ કમનસીબે થાણા અને કરજત વચ્ચેના રસ્તામાંએ રેલ આવી હતી. તેથી આખી રાત તેમણે કરજતમાં ગાળી. બીજે દિવસે રાત્રે તેઓ કલ્યાણ પહોંચ્યા. કલ્યાણથી થાણા સુધીનો રસ્તો સલામતી ભરેલો નહોતો. મોરારજીશેઠ બેજ

દિવસ માટે મુંબાઇ જવાને ઉપડ્યા, તેથી પ્રેમાભાઇશેઠ અને બીજા મુસાફરો કલ્યાણમાંજ રહ્યા. મોરારજીશેઠે ટ્રાફિક મેનેજર સાથે મુંબાઈ જવાની સવડ કરી. બીજે દિવસે પ્રેમાભાઇશેઠ પણ મુંબાઇ આવ્યા.

બીજે દિવસે મોરારજીશેઠ શેઠ વરજીવનદાસ માધવદાસને મલ્યા અને પાણીની રેલ આવવાથી લાચાર થઇ ગયેલા અમદાવાદના ગરીબ રહેવાશીઓને મદદ કરવાને માટે ઉઘરાણું કરવાની જરૂર દર્શાવી, તથા વરજીવનદાસશેઠ પાસેજ ત્યાંને ત્યાં રૂ. ૧૫૦૦) ટીપમાં ભરાવ્યા. મોરારજી શેઠે પોતે પણ રૂ. ૭૫૦) ભર્યા, તથા રામજી માધવજીને પોતાની સાથે લેઇ ઠેકાણે ઠેકાણે ફરીને મોરારજીશેઠ તે ટીપમાં રકમો ભરાવતા હતા. એ પ્રમાણે ત્રણ દિવસમાં રૂ. ૪૮૦૦૦) તેમણે એકઠા કર્યા.

પ્રેમભાઇશેઠનું પોતાનું પણ કેટલુંક કામકાજ હતું તેનું પણ મોરારજીશેઠે ઠેકાણું પાડીને, તેમને પેલા ઉઘરાવેલા રૂપૈયા પાણીની રેલથી લાચાર થઇ ગયેલા માણસોને યોગ્ય રીતે વહેંચી આપવાને અમદાવાદ મોકલ્યા. તે દરમ્યાન સર મંગલદાસ નથુભાઇ જે ધારાસભાના સભાસદ હતા તે પુનેથી મુંબાઇ આવ્યા. તેમની પાસે મોરારજીશેઠ વગેરે ગૃહસ્થો અમદાવાદમાં આવેલી પાણીની રેલસંબંધી ઉઘરાણામાં કાંઇ રકમ ભરાવવાને માટે ગયા. પણ સર

મંગળદાસને એ ઉઘરાણું જે રીતે કર્યું હતું તે રીત પસંદ પડી નહિ, અને તેથી તેમણે કાંઇ પણ રકમ ભરી નહિ, અને એમ કહ્યું કે આ પ્રમાણે ઉઘરાણું કરતાં પહેલાં તમારે એક જાહેર સભા મેળવવી જોઇતી હતી. પણ તે પછી તેમણે તથા શેઠ બેરામજી જીજીભાઇએ અમદાવાદના કલેકટર સાહેબને રૂ. ૨૫૦૦૦) બારોબાર મોકલાવ્યા.

## मोरारजीशेठनी तबियतनुं सुधरवुं तथा तेमनुं जस्टिस ओफ ध पीस थवुं.

પછી મોરારજીશેઠની તબિયત જરીક સુધારા ઉપર આવવા લાગી. આ વર્ષ મોરારજીશેઠનો રાજ્યસંબંધમાં વધારો થયો, અને તેઓ મુંબાઇના જસ્ટિસ ઓફ ધ પીસ (સુલેહના અમલદાર) તરીકે નીમાયા.

## पोरबंदरना राणासाहेबनुं मुंबाई आववुं. तेमनो मोरारजीशेठे करेलो सत्कार.

સંવત્ ૧૯૨૫ (સને ૧૮૬૮–૬૯) ના ડિસેંબર અથવા જાનેવારી માસમાં હરજીવનકાકાએ મોરારજીશેઠને ખબર કહાવી કે પોરબંદરના રાણા સાહેબ મુંબાઇમાં પધારે છે, અને તેમની આગબોટ બંદરમાં આવી પહોંચી છે. પૂર્વજોના સમયથી પોરબંદરના રાજકુટુંબ સાથે મોરારજીશેઠના કુટુંબને ઘણો ઘરોબો હતો તે તો આગળ કહેવામાં

આવ્યુંજ છે, અને પોતાના વડીલોના વતનના મહારાણા-શ્રીપ્રત્યે મોરારજીશેઠને ઘણો પ્રેમ અને મમત્વ હતાં. આ ખબર સાંભળતાં મોરારજીશેઠ મહારાણાસામા પાલવા બંદર ઉપર ગયા. મહારાણાશ્રી સુરત જતા હતા પણ કોઇ અચાનક સંજોગને લીધે તેમની આગબોટે મુંબાઇ આગળ બંદર કર્યું. મોરારજીશેઠ જ્યારે તેમના સામા બંદર ઉપર જઇ પહોંચ્યા ત્યારે રાણાસાહેબ આગબોટ ઉપરથી ઉતર્યા પછી એક મછવામાં બેશીને કિનારા તરફ આવતા હતા. કિનારા ઉપર આવતાં રાણાસાહેબે કહ્યું કે—' ક્યાં મુકામ કરવો તે કાંઇ નક્કી નથી; ' મોરારજીશેઠ રાણાજીને પોતાને ઘેર મેમાન તરીકે લેઇ ગયા. રાણાજીના કુમારશ્રી બાપાસાહેબ અને રાવસાહેબ પણ સાથે હતા. રાણાજી ચાર દિવસ મુંબાઈમાં રહ્યા, ત્યાર પછી તેઓ ભરૂચનું પ્ર-દર્શન જોવાને માટે ગયા. મોરારજીશેઠ પણ સાથેજ ગયા હતા. ભરૂચ જઇ આવ્યા પછી રાણાજીને માન આપવાને માટે મોરારજીશેઠ એક મોટો મેળાવડો કરીને જાફત આ-પવાના સમારંભની તૈયારી કરતા હતા, પણ તેવામાં જે-મણે સઘળો રાજ્યકારભાર ઉપાડી લીધો હતો તે રાણા-જીના પાટવી કુંવર માધવસિંહજીના કૈલાસવાસના અત્યંત શોકજનક સમાચાર આવી પહોંચ્યા તેથી સઘળો વિચાર માંડી વાળવો પડ્યો.

મોરારજીશેઠે આ વર્ષમાં ડીસેંબર માસમાં 'મયૂર' નામનો એક સફેદ ઘોડો ખરીદ્યો. તે તા. ૪ થી અકટોબર સન ૧૮૯૬ લગી જીવતો હતો. આ ઘોડા ઉપર મોરારજીશેઠની ઘણી પ્રીતિ હતી અને તેમના પુત્રોએ પણ પોતાના પિતાના સંભારણા તરીકે તે ઘોડો જીવ્યો ત્યાંસુધી તેની સારી સંભાળ રાખી હતી.

## મોરારજીશેઠનું પાંચમી વાર મહાબળેશ્વર જવું વગેરે.

સન ૧૮૬૯ ના એપ્રીલ માસમાં મોરારજીશેઠ મહાબળેશ્વર ગયા અને "લૅન્ગહમ્ હાઉસ" માં મુકામ રાખ્યો. શેઠ હરિવલ્લભદાસ તથા તેમનું કુટુંબ અને શેઠ વિરચંદશા આ વખતે મોરારજીશેઠની સાથે હતા. શેઠ ખટાઉ મકનજી તથા શેઠ લખમીદાસ ખીમજી તથા શેઠ શામજી જાદવજી સાથે એક સૈયારી રૂની મિલ ઉભી કરવાને માટે મોરારજીશેઠે એક લાખ અને ચૌદ હજાર રૂપૈયે જ્યોર્જ ધી થર્ડ જ્યુટ કંપનીની જગો વગેરે પરેલમાં હતી તે આ વખતે ખરીદી.

## મોરારજીશેઠ પ્રજાના કામમાં જાહેર ભાગ લેવાનું શરૂ કરે છે.

બૉમ્બે એસોસિએશન સ્થપાઇ ત્યારથીજ મોરારજીશેઠ તેના સભાસદ થયેલા હતા. પણ આ વર્ષમાં પ્રજાનાં

કાર્યોમાં મોરારજીશેઠે જાહેર રીતે ભાગ લેવાનું શરૂ કર્યું. મોરારજીશેઠ વ્યાપારમાં મિલના વ્યવસ્થાપક અને નિયામક થયા હતા, ત્યાર પછી એક રાજદ્વારી પણ થયા હતા; અને આ વર્ષથી તો તેમણે જાહેર સભામાં ભાષણ કરવું પણ શરૂ કર્યું. મોરારજીશેઠે પોતાનું પહેલુંવહેલું જાહેર ભાષણ, બૉમ્બે એસોસીએશને 'કૉટન ફ્રૉડ્સ બિલ' એટલે રૂમાં થતા દગા અટકાવવાના કાયદાના ખરડાની વિરૂદ્ધ સરકારને અરજી કરવાને માટે તા. ૧૬ મી અકટોબર સન ૧૮૬૯ ને રોજ મેળવેલી જાહેર સભામાં, સદહુ અરજી સરકારને મોકલવાની દરખાસ્તને ટેકો આપતાં નીચે પ્રમાણે કર્યું હતું:—"સદ્ગૃહસ્થો, આ દરખાસ્તને ટેકો આપતાં મને ઘણો આનંદ થાય છે. હાલ ધારાસભાની આગળ 'કૉટન ફ્રૉડ્સ બિલ' રજુ થયેલું છે, તેવો કાયદો કરવાની કશી પણ જરૂર નથી; તથા જેથી લોકોને પજવણી અને વ્યાપારને અડચણ થાય એવો એ કાયદો પસાર કરશો નહિ, એવી માગણી અરજીમાં દર્શાવેલી છે તેની સાથે હું સંપૂર્ણ રીતે મળતો છું. વિલાયતનાં વ્યાપારી મંડલોના હેતુની ગેરસમજને લીધેજ સરકાર આ કામમાં અયોગ્ય ઉતાવળ કરે છે. વિલાયતનાં વ્યાપારી મંડલોને તો એટલુંજ જોઇએ છે કે—કાચા માલની તંગી પડ્યા વિના રૂનાં સુતર તથા કાપડ બનાવનાર કારખાનાં-

ઓને રૂનો વધારે મોટો જથો પૂરો પડે. આ હેતુ આવા સખત અને જુલમભરેલા કાયદાથી પાર પડે તેમ નથી; પણ બુદ્ધિમાન્ મનુષ્યોને તેઓના વ્યાપારના ખાનગી સાહસમાં ઉત્તેજન આપવાથી અને રૈયતને સારૂં રૂ પકાવવાના ફાયદા દેખાડીને કપાસની ખેતી સુધારવાથી તથા શિક્ષણ અને કેળવણીથી ખેડૂતોને સુધારા ઉપર આણવાથીજ એ હેતુ પાર પડી શકે તેમ છે. એ હેતુ આવો વાંધાભરેલો કાયદો કર્યા વિના પાર પડી શકે તેવો છે. કેમકે આવા કાયદાથી તો અસંતોષ અને જુલમ થાય તેમ છે તથા વ્યાપારીઓમાં વ્યાપારની ગુંચવણ ઉત્પન્ન થાય તેમ છે; અને કપાસની ખેતી કરવામાં, રૂની ગાંસડીઓ બાંધવામાં, એક ઠેકાણેથી બીજે ઠેકાણે લેઇ જવામાં આટલાં બધાં દબાણો અને ફોજદારી ઉભી થઇ સજા થવાનું જોખમ છે—એમ સમજવાથી ખેડૂત અનાજ કે બીજી કોઇ વસ્તુની ખેતી કરશે અને કપાસની ખેતી કરવી છોડીજ દેશે; તેથી રૂનો પાકજ ઓછો થઇ જશે. અર્થાત્ ઉલટોજ પરિણામ આવે તેમ છે. ”

---

# પ્રકરણ ૧૦ મું.

## દ્વારકાની યાત્રા અર્થે પ્રયાણ.

પ્રવાસ જેવા ઉપયોગી કેળવણીના સાધનનો લાભ મોરારજીશેઠને બાળપણમાંથી તીર્થાટનદ્વારા મળેલો હતો. બીજા શ્રીમંત તથા વ્યાપારીઓનો સ્વભાવ વિશેષે કરીને પોતાનાં ઘરમાંજ સુખભોગ ભોગવી બેશી રહેવાનો હોય છે. પણ મોરારજીશેઠને મુસાફરીનો શોખ હતો. આ વર્ષ એટલે સંવત્ ૧૯૨૬ (સને ૧૮૬૯–૭૦) માં મોરારજીશેઠે યાત્રાદિકને નિમિત્તે ઘણો પ્રવાસ કર્યો હતો. તે શોખ તેમના બન્ને પુત્રોમાં પણ ઉતરેલો છે.

પોરબંદરમાં પ્રેમજીકાકાની પાછળ કેટલીક ક્રિયા કરવાની હતી; અને પ્રેમજીનાં પત્નીની ઇચ્છા દ્વારકા યાત્રાએ જવાની હતી; તેથી એક આગબોટ ભાડે કરીને મોરારજીશેઠ મુંબાઇથી ઉપડ્યા. મોરારજીશેઠની સાથે તેમનાં પત્ની, લાલજીકાકા, નરસીની બેહેન લાડકી, નરસીની સ્ત્રી તથા પુત્ર, તેમના મિત્ર શેઠ હરિવલ્લભદાસ તથા તેમનાં પત્ની અને માતા તથા માશી, અને ડાક્તર નારાયણ દાજી એટલાં જણ હતાં. આ અને બીજાં મળીને લગભગ પાંત્રીશ માણસ આ પ્રવાસમાં મોરારજીશેઠની સાથે હતાં.

## વેરાવળ ઉતરવું અને પ્રભાસપાટણ જવું.

તેઓ રાંધી ખાવા માટે પહેલવહેલા વેરાવળ બંદરે ઉતર્યા. ઉતરતાં વેતજ તેમને મીરભોટ (મીરબારી) અથવા માથાં દીઠ લેવાતો વેરો ઉઘરાવનાર અમલદાર તરફથી હેરાનગત થઈ.

મોરારજીશેઠ, દાક્તર નારાયણ દાજી અને શેઠ હરિવલ્લભદાસનો વિચાર પ્રભાસપાટણ જઇ સોરઠી સોમનાથનાં દર્શન કરી જમવાનું થતાં પહેલાં પાછા વેરાવળ આવી જવાનો થયો. તેઓ પ્રભાસપાટણ ગયા ત્યાં તેઓને દરવાજા આગળ રોકાણ થયું કેમકે દરવાજાવાળા માથાદીઠ એક પૈસો વેરાનો લેતા હતા; અને મોરારજીશેઠ વગેરે પાસે છુટા પૈસા નહોતા. તેથી તેમણે દરવાજે ફેટમાં એક લુગડું મૂક્યું. સોમનાથનાં દર્શન કરીને તેઓ પાછા આવ્યા ત્યારે પૈસા આપીને તે લુગડું તેમણે પાછું લીધું. પોતે ભાડે રાખેલી આગબોટમાંના બીજા મુસાફરોને પણ મોરારજીશેઠે જમવાનું કહ્યું હતું તેથી જમવાનું ઘણું મોડું થયું. તેથી પાછા આગબોટ ઉપર ચઢ્યા ત્યારે રાત પડી ગઇ હતી. જ્યારે તેઓ પાછા આગબોટ તરફ ગયા ત્યારે પણ તેઓને પેલા માથાવેરાવાળા મીરભોટે તેઓની સાથેનો સામાન વગેરે તપાસવા માગ્યો અને ઘણી પજવણી કરી.

રાતના દસ વાગે આગબોટ ઉપડી. પણ આખી રાત મોરારજીશેઠના મનમાં પેલા વેરો ઉઘરાવનાર મીરભોટે કરેલી પજવણીના વિચારો આવ્યા કરતા હુતા.

## पोरबंदर आवी पहोंचवुं अने त्यांथी द्वारका जवुं.

બીજે દિવસે તેઓ પોરબંદર આવી પહોંચ્યા. ત્યાં ઉતરી પોરબંદરમાં જમીને તેઓ ફરીને આગબોટ ઉપર ગયા; અને બીજે રોજ તેઓ શ્રીદ્વારકા પહોંચ્યા. એક બે દિવસ દ્વારકામાં રહીને તેઓ કાર્ત્તિકી એકાદશી ઉપર બે-ટમાં ગયા. ત્યાં તેઓ આશરે ચાર દિવસ રહ્યા. તે તહે-વાર ઉપર ત્યાં દ્વારકાનાથજીનાં લગ્નનો ઉત્સવ કરવામાં આવે છે; અને જે માણુસ વધારે રૂપૈયા આપે તે એ લગ્નની ક્રિયા કરી શકે છે. તેથી તે બાબતની ચઢામણી થઈ તેમાં મોરારજીશેઠે સઉ કરતાં વધારે રકમ આપીને તે ક્રિયા તેમણે કરી. પછી બેટમાંથી તેઓ પાછા દ્વારકા આવ્યા અને ત્યાં તેઓ ત્રણ દિવસ રહ્યા.

## द्वारकाथी पाछा पोरबंदर आववुं तथा खर्चे खुटण करवुं.

દ્વારકાથી ઉપડી તેઓ પાછા પોરબંદર આવ્યા. પ્રે-મજીકાકાની પાછળ પોરબંદરમાં બ્રાહ્મણોની ચોરાસી કર-વાની હુતી. પણ પોરબંદરમાં ભાટિયા અને તેમનાજ ગોર

પુષ્કરણા બ્રાહ્મણોની વચ્ચે ઘણા લાંબા સમયથી તકરાર પડેલી હતી. કોઇ પણ ભાટિયો પુષ્કરણા બ્રાહ્મણને દાન દક્ષિણા આપતો નહિ અને કોઇ પણ પુષ્કરણો બ્રાહ્મણ ભાટિયાના અગિયારમા બારમાને દિવસે તેને ત્યાં ભાણું માંડતો નહિ. ભાટિયા અને પુષ્કરણા બ્રાહ્મણનાં મન એક બીજા ઉપર ઘણાંજ ખાટાં થઇ ગયાં હતાં. આ વખતે મોરારજીશેઠ પોરબંદરમાં દામોદર તુલશીદાસની વંડીમાં ઉતર્યા હતા. મોરારજીશેઠે ભાટિયા અને પુષ્કરણા બ્રાહ્મણો વચ્ચેની તકરારનો અંત આણવાને માટે એક બે દિવસ તો આખી રાત અને દહાડો પંચ અથવા મહાજન એકઠાં કર્યાં. છેવટે એ તકરારનું સંતોષકારક રીતે સમાધાન થયું. પ્રેમજીકાકાની પાછળ મહાજન જમાડીને રૂપાના વાસણનું લાણું આખી ભાટિયાની જ્ઞાતિમાં કરવામાં આવ્યું. વળી કેટલાંક કપડાંલત્તાં અને ફળનાં લાણાં પણ કરવામાં આવ્યાં હતાં. છેવટે જુન્ડેશ્વરમાં આખી ભાટિયાની નાત જમાડી.

મોરારજીશેઠનો વિચાર નાત ભેળી કરીને પોતાના સદાવરતને અંગે કેટલીક જમીનનો વધારો કરવાનો હતો, તેથી તેમણે દર ગજે એક કોરીને ભાવે એક હજાર વાર જમીન ખરીદવા કરાર કર્યો. આજ જમીન પહેલાં કોરીની

દશ ગજને ભાવે મળતી હતી. લધા વલ્લભદાસ અને બીજા એક બે માણસો મોરારજીશેઠની ધારણા તોડી પાડવાનો ઇરાદો રાખતા હતા. તેથી મોરારજીશેઠે તે જમીનનો નામનો કબજો લીધો ત્યાર પછી લધા વલ્લભદાસે દર ગજે બે કોરીને ભાવે તે સઘળી જમીન ખરીદી લેવાની માગણી કરી. તેથી મોરારજીશેઠે મહાજનને રજા આપી અને લધા વલ્લભદાસને તે સઘળી જમીન સાત હજાર કોરીની કિમતે ખરીદી લેવા દીધી; અને પોતે તે જમીન ખરીદવાનો વિચાર માંડી-વાળ્યો. આ ઉપરથી મોરારજીશેઠના સ્વભાવ વિષે એટલું અજવાળું પડે છે કે—જો કે મોરારજીશેઠ વ્યાપારના કામમાં ઘણા સાહસિક અને ઉત્સાહી હતા તોપણ કોઇની સાથે શ્રીમંતાઇના કસ ઉપર આવી જઇ મિથ્યા ચડસાચડસી કરવાનો તેમનો સ્વભાવ નહોતો.

મોરારજીશેઠ જેટલો સમય પોરબંદરમાં રહ્યા તેટલો સમય તેમની નાતના ઘણાખરા માણસો તેમના ઉપર ઘણી મમતા દર્શાવતા હતા. પોરબંદરના રાણાસાહેબે પણ તેમના ઉપર ઘણો પ્રેમભાવ દર્શાવ્યો હતો. તેમની સાથેનો સરસામાન વગેરે કાંઇ પણ તપાસવામાં આવ્યું નહોતું અને તેમની પાસેથી કાંઇ દાણ કે વેરો લેવામાં આવ્યો નહોતો. ઘણું કરીને દરરોજ રાણાજી મોરારજીશેઠને ગાડી તેડવા મોક-

લતા અને મોરારજીશેઠ દરબારમાં જતા. રાણાજીને પાટવી-કુંવરનો શોક હતો તેથી તેમણે મોરારજીશેઠને કાંઇ જાફત વગેરે આપ્યું નહોતું, પણ વારંવાર ફળ તથા મેવો વગેરે રાણાજી મોકલતા હતા. મોરારજીશેઠની સાથેના માણસો-માંનો કોઇ દરવાજા બહાર ગયો છે કે નહિ તેનો તપાસ કર્યા વિના ગામનો દરવાજો પણ બંધ ન કરવો એવો હુકમ રાણાજીએ કર્યો હતો. મોરારજીશેઠ પોરબંદરથી જુનાગઢ જવાને ઉપડ્યા તે દિવસે રાણાજીએ તેમને દરબારમાં આ-મંત્રણ કર્યું અને એક સોનાની કંઠી તથા શાલજોડા અને પાઘડીની બક્ષીસ આપી સત્કાર કર્યો. સ્ત્રીવર્ગને પણ રેશમી વસ્ત્ર આપી સત્કાર કરવામાં આવ્યો હતો અને મોરારજી-શેઠના દરેક મિત્રને પણ શાલજોડા અને પાઘડીનો સિરપાવ આપ્યો હતો. તેજ દિવસ રાણાજીએ જ્યાં પોતાનો જુનો મહેલ હતો અને જેની જોડાજોડ મોરારજીશેઠના બાપદાદા-ઓનું ઘર હતું તે જમીનનો કબજો લેવાનું પણ મોરારજી-શેઠને કહ્યું. મોરારજીશેઠે વિનયથી કહ્યું કે મારે માટે ફક્ત ૨૫૦૦ ગજ જમીનજ આપ રખાવશો અને તેની પણ આપ કિમત લેશો તોજ હું તે જમીન રાખીશ નિકર એ જમીન હું લેઇશ નહિ. તેજ વખતે રાણાજીસાહેબે મોરારજીશેઠને કહ્યું કે તમે જુના મહેલ આગળ થઇને

જુનાગઢ જવા નિકળજો. જુનો મહેલ પોરબંદરથી ત્રણ માઇલને છેટે છાયાં ગામ આગળ હતો.

મોરારજીશેઠ રાતના આઠ વાગતાં પોરબંદરથી ઉપડ્યા. મનુષ્યોનો મોટો સમુદાય તેમને વળાવવાને માટે રાત્રે ભોજેશ્વર સુધી તેમની સાથે આવ્યો. રાતના આશરે નવ વાગતાંને સુમારે તેઓ સઉ છાયાં ગામે આવી પહોંચ્યા. રાતનાં દશ વાગતાં રાણાજીને શેઠ છાયાં ગામે પહોંચ્યાની ખબર મળી હશે. તે પછી રાણાજી પોતાના કુંવરો સાથે છાયા મુકામે મોરારજીશેઠને મળવા આવવા નિકળ્યા. રાણાજી આ પ્રમાણે મળવા આવે છે તે ખબર સાંભળીને મોરારજીશેઠને આશ્ચર્ય લાગ્યું. રાણાજીએ આવીને કહ્યું કે આ વખત મારી જિયાફ્ત સ્વીકાર્યા વિના હું તમને અત્રેથી ઉપડવા દઇશ નહિ. મોરારજીશેઠે કહ્યું કે–આપ શોકમાં છો તેથી એ જિયાફ્ત મારાથી લેવાય નહિ. છેવટે કેટલીક આનાકાની કર્યા પછી મોરારજીશેઠે કહ્યું કે જો આપના કુંવરો શોક મૂકી અમારી સાથે જમશે તો અમે જમીશું. સાડા અગિયાર વાગે રાત્રે રાણાજી પાછા પોરબંદર ગયા. પોરબંદરના લોકોએ જાણ્યું કે મોરારજીશેઠને છાયાં મુકામે રાણાજીએ રોક્યા છે, તે ઉપરથી વાહાણું વાતાં ૫૦–૭૫ માણુસ પોરબંદરથી છાયાં ગામે મોરારજીશેઠની પાસે

આવ્યું. આશરે સવાસો માણુસની રસોઈ તૈયાર કરાવી હતી. અને મોરારજીશેઠ વગેરે સઉ રાણુાજીના કુંવરોને આવવાની રાહુ જોતા હુતા. તેવામાં એક સ્વાર નામે દાદાખવાસ આવ્યો અને તેણે તેઓને સંદેશો કહ્યો કે કેટલાંક કારણોને લીધે આજરોજ કુંવરો શોક મૂકી શકે તેમ નથી. મોરારજીશેઠે આનો ઉત્તર એવો કહાવ્યો કે–જો કુંવરો આજ આવી શકે તેમ ન હોય તો અમે તેમની આવતીકાલ સુધી રાહુ જોઇશું, પણુ એમના આવ્યા વિના અમે જમીશું નહિ, માટે રાણુાજીસાહેબે કબુલ કર્યું છે તે પ્રમાણે કુંવરોએ શોક મૂકવો જોઇએ. આ ઉત્તરના પ્રત્યુત્તરમાં એવો સંદેશો લેઇને એક સ્વાર આવ્યો કે બીજે રોજ સવારમાં કુંવરો આવશે. બીજે દિવસે રાણુાજીએ તે પ્રમાણે કુંવરોને મોકલ્યા. તેમણે શોકનો પોશાક ઉતારીને બીજો પોશાક પહેરેલો હુતો. તેઓ મોરારજીશેઠની સાથે જિયાફતમાં જમ્યા, અને સાંજે મોરારજીશેઠનો મુકામ ત્યાંથી ઉપડવાનો હુતો તે વખતે તેમને સઉને વળાવવાને માટે રાણુાજી પોતે પધાર્યા હુતા. રાણુાજીએ તેમની સાથે જે માણુસો મોકલ્યા તેમને પંડે રાણુાજીએ શેઠની સારીપેઠે સંભાળ રાખવાની સૂચના આપી. રાણુાજીએ મોરારજીશેઠની સાથે ૬ સવાર મોકલ્યા અને પોતાના રથમાં મોરારજીશેઠને બેસાડીને વિદાય કર્યા.

## મોરારજીશેઠનું જુનાગઢ જવું.

ચાર દિવસની મુસાફરીને અંતે મોરારજીશેઠ જુનાગઢ આવી પહોંચ્યા અને તેમણે રા૦ રા૦ નૃસિંહપ્રસાદ હરિપ્રસાદના મકાનમાં ઉતારો કર્યો. જુનાગઢ દરબાર સાથે મોરારજીશેઠને કાંઇપણ ઓળખાણ નહોતું તોપણ દરબાર તરફથી તેમની સારી મેમાનગત કરવામાં આવી. સઘળું સીધુંસામાન દરબારમાંથીજ આવ્યું, અને શેઠની બરદાસ્ત કરવાને માટે માણસો પણ દરબારમાંથી આવ્યાં. તેઓ શેઠને ગિરનારના પહાડ ઉપર લેઇ ગયા, ત્યાં ચાર દિવસ લગી રહ્યા. આ વખતે ડીસેંબર માસ હતો. જો કે ત્યાં ફેરનહીટ ઉષ્ણતામાપક યંત્રની ૬૦°–૬૨° ડિગ્રી જેટલી ઠંડી પડતી હતી તોપણ ત્યાં પવન એટલો જબરો વાતો હતો કે તેથી આખું માણસને માણસ પણ ઉડી જાય.

જુનાગઢમાં મોરારજીશેઠે ભાટિયાની નાત કરી તથા નાતમાં ત્રાંબાનાં વાસણોનું લહાણું કર્યું. ત્યાંના નામદાર નવાબ સાહેબની સાથે મોરારજીશેઠને કાંઇ પરિચય નહોતો તેથી નવાબસાહેબને અને તેમના દરબારીઓને કાંઇ ભેટસોગાત મોકલવાનું તેમને સુજયું નહિ. તો પણ મોરારજીશેઠે નવાબસાહેબને પોતાનો કીમતી લખવાનો મેજ નજર કર્યો. જ્યારે મોરારજીશેઠ જુનાગઢથી ઉપડ્યા ત્યારે તેમને

નવાબસાહેબે સારો સિરપાવ આપ્યો અને વેરાવળલગી પહોંચાડવાને માટે સીઘરામ અને સવારો મોકલ્યા. મોરારજીશેઠનો મુકામ જુનાગઢમાં થયો તે દરમ્યાન તેમણે વેરાવળમાં માથાવેરાથી મુસાફર લોકોને થતી હેરાનગત દૂર કરવાને ત્યાંના અધિકારીઓને બે ત્રણ વાર ઇસારો કર્યો હતો. વેરાવળમાં મોરારજીશેઠનો મુકામ દફતરખાનામાં રાખવામાં આવ્યો હતો અને રાત્રીએ તેઓ યુરોપિયનોને માટે બંધાવેલા બંગલામાં સુઇ રહેતા હતા.

## वेरावळ आवीने पछी प्रभास जवुं.

વેરાવળ આવ્યા પછી મોરારજીશેઠ પાછા પ્રભાસ-પાટણની યાત્રા કરવા પણ ગયા હતા. પ્રભાસમાં તેમણે જે ધર્મક્રિયા કરવાની હતી તે કરી; અને ત્યાંથી વેરાવળ-બંદરથી પાછા મુંબાઈ તરફ જવાને ઉપડ્યા.

## मोरारजीशेठनुं पाछुं मुंबाई आववुं.

સન ૧૮૭૦ ના જાનેવારી માસના વચગાળામાં મોરારજીશેઠ પાછા મુંબાઇ આવ્યા. ત્યારે તેમના જાણવામાં આવ્યું કે તેમના કાકા હરજીવનની એક પાંચ છ વર્ષની હકી નામની દિકરી ચ્યાસના દિવા આગળ રમતી હતી તે-વામાં તેનાં લુગડાં સળગી ઉઠ્યાં હતાં અને તે દાઝી ગઇ હતી, તેથી બીજે રોજ ગુજરી ગઇ હતી.

મોરારજીશેઠ એપ્રીલ માસમાં મહાબળેશ્વર ગયા હતા અને જુનમાસની શરૂઆતમાં પાછા મુંબાઈ આવ્યા હતા.

દાક્તર ભાઉ દાજી દરરોજ મોરારજીશેઠ સાથે ચોપટ રમવાને આવતા હતા, તેમણે કાશ્મીરદેશના સૃષ્ટિસૌન્દર્યવિષે તેમનું ધ્યાન ખેંચ્યું. દાક્તર ભાઉ દાજીએ કહ્યું કે કાશ્મીરમાં એક પંડિત મારો મિત્ર છે, તે કાશ્મીરના સૃષ્ટિસૌન્દર્યવિષે એટલી બધી તારીફ કરી લખે છે કે—જેણે કાશ્મીરદેશ જોયો નથી તેને પરમેશ્વરે મિથ્યાજ નેત્ર આપ્યાં છે. તેથી મોરારજીશેઠનો પ્રવાસ કરવાનો સ્વાભાવિક શોખ ઉત્તેજિત થયો અને તેમણે કાશ્મીર જવાનો નિશ્ચય કર્યો; અને તેટલા માટે જ્યારે મોરારજીશેઠ પુને હતા ત્યારે તેમણે ઑનરબલ મિ૦ ટકર અને સર જમશેદજી જીજીભાઈની પાસેથી કેટલાંક ભલામણ પત્રો મેળવ્યાં.

## મોરારજીશેઠનો કાશ્મીર તરફ પ્રવાસ.

ઑગસ્ટ માસની શરૂઆતમાં મોરારજીશેઠ કાશ્મીર જવાને નિકલ્યા. તેમની સાથે તેમનાં પત્ની તથા તેમની બે પુત્રીઓ ઢબુબાઈ અને ગોદીબાઈ હતાં; તથા નરસી જેઠા, હરિ વેલજી અને તેમનાં સ્ત્રી તથા બીજાં માણસો મળીને કુલ બીજાં ચૌદ માણસો પણ સાથે હતાં.

## मोरारजीशेठनुं बनारस जवुं.

મોરારજીશેઠ પહેલાં તો બનારસ ( શ્રીકાશીજી ) ગયા. ત્યાં તે રા૦ રા૦ ગોવિંદ ગંગાધરને મળ્યા. આગળ પ્રવાસ કરવાની ગોઠવણુ મોરારજીશેઠે તેમની સાથે કરી રાખી હતી. મોરારજીશેઠને આ સમયે બાબુ શિવપ્રસાદ કે જે પાછળથી રાજાનો ખેતાબ પામ્યા તેમની ઓળખાણુ થઈ. રાજા શિવપ્રસાદે મોરારજીશેઠને કાશીમાં જે જે જોવા લાયક હતું તે સઘળું દેખાડયું. કાશીના મહારાજાના મહેલમાં હિંદોલાનો ઉત્સવ જોઇને મોરારજીશેઠ વગેરેને ઘણોજ આનંદ થયો. તે ઉત્સવ કેવળ પૂર્વદેશી પદ્ધતિ પ્રમાણેજ હતો.

## मोरारजीशेठ बनारसथी कलकत्ते जइ आवे छे.

મોરારજીશેઠ પોતાનાં બાઈરાંછોકરાંને કાશીમાં મૂકીને કલકત્તે ગયા. તે પોતાની સાથે ગોવિંદરાવ અને નરસીને લેઇ ગયા હતા. તેઓએ કલકત્તામાં સાત તળાવની સામે એક ક્ષત્રિયના બાગમાં મુકામ કર્યો. કલકત્તામાં જે કાંઇ જોવા લાયક હતું તે તેમણે જોયું. મહાલક્ષ્મી મીલના પહેલા ઑડીટર રા૦ રા૦ સદાનંદ બાળકૃષ્ણ કલકત્તે પોર્ટ કેનિંગ કંપની સમેટી લેવાને માટે આવેલા હતા. તે

તેઓને તે કંપનીની એક સભામાં તેડી ગયા. આ સમયે નામદાર ગવર્નર જનરલ સાહેબ સિમલે પધાર્યા હતા. તેથી તેમનો મહેલ સંપૂર્ણ રીતે જોવાનો તેઓને લાગ મળ્યો. તે મહેલના શિખર ઉપર ચઢીને તેઓએ આખા શહેરનો દેખાવ જોયો. મોરારજીશેઠ જ્યારે તે મહેલ જોવા ગયા ત્યારે મિ૦ માણેકજી રૂસ્તમજીના દીકરાને પોતાની સાથે લેઈ ગયા હતા; તેમણે કહ્યું કે હું આટલાં વર્ષથી કલકત્તામાં રહું છું પણ મેં ગવર્નર જનરલ સાહેબનો મહેલ જોયો ન હતો. મોરારજીશેઠ કલકત્તામાં રહ્યા તે દરમ્યાન મિ૦ માણેકજીએ અને બીજા મિત્રોએ તેમની ઘણી સારી બરદાસ્ત કરી, પણ ત્યાંના બાબુઓમાંના કોઇની સાથે તેમને કાંઇ ખાસ સ્નેહસંબંધ થયો નહિ. તેઓ નાળિયરી પુનમને રોજ કલકત્તામાં હતા પણ ત્યાં મુંબઈની પેઠે તે તહેવારની કાંઇ પણ ધામધૂમ કે રમત ગમત ન હતી. દશ દિવસ રહીને તેઓ પાછા બનારસ આવ્યા, ત્યાં રાજા દેવનારાયણસિંહે તેમની પ્રત્યે ઘણી મમતા દર્શાવી. રાજા સાહેબે શેઠને ફળ, મેવો તથા બીજી ભેટસોગાતો મોકલી અને પંડે મળવાને પણ આવ્યા. રાજા શિવપ્રસાદદ્વારા શેઠને તે રાજા સાહેબની ઓળખાણ થઇ હતી. બનારસમાં મોરારજી શેઠ આંગ્રીઆના મકાનમાં ઉતર્યા હતા. મોરારજીશેઠ

કાશીના પંડ્યા અથવા ગોરની વર્તણુકથી લગભગ કંટાળી ગયા હતા. મોરારજીશેઠ પોતાની બાલ્યાવસ્થામાં જ્યારે પોતાના દાદા સાથે યાત્રાએ આવેલા ત્યારે તેમણે જે જે તીર્થ-ગોર કરેલા તેમના ચોપડામાં મોરારજીશેઠે તથા તેમના દાદાએ પોતાના હસ્તાક્ષર કરેલા તે જોઇનેજ મોરારજીશેઠ પોતાના તીર્થગોરવિષે આ વખતની યાત્રામાં ખાતરી કરી લેતા. તીર્થમુંડન વગેરે કરાવ્યા પછી મોરારજીશેઠે પંડ્યાઓને રસોઈ કરીને બ્રાહ્મણો જમાડી દેવાની સૂચના આપી અને તેમાટે જોઇતી રકમ આપી. બ્રાહ્મણ જમાડ્યા કે ન જમાડ્યા તેની શેઠને શી ખબર પડવાની હતી,—એમ ધારીને પંડ્યાઓએ તે રકમ પોતાનાજ ગજવામાં મૂકી અને બ્રાહ્મણ જમાડ્યાજ નહિ.

## मोरारजीशेठनुं काशीथी कानपुर जवुं अने त्यांथी दिल्ही जवुं.

રાજા શિવપ્રસાદ પાસેથી કેટલાક ભલામણના કાગળો લેઇને મોરારજીશેઠ કાશીથી ઉપડી કાનપુર ગયા, અને ત્યાં મુનશી બિહારીલાલને ત્યાં ઉતર્યા. કાનપુરમાં જે જે જોવા લાયક હતું તે તે જોઇ લેઈને તેઓ દિલ્હી ગયા; ત્યાં રા૦ રા૦ હરિચંદ સદાશિવ તેમની રાહ જોતા હતા તેમને મલ્યા. રા૦ રા૦ હરિચંદે મુસાફરખાના (ધર્મશાળા)-માં મુકામ કર્યો હતો. મોરારજીશેઠની પાસે પંડિત સીથલ-

મિશ્રનો ભલામણપત્ર પંડિત વિશ્વેશ્વરનાથ ઉપર હતો. પંડિત વિશ્વેશ્વરનાથે મોરારજીશેઠને તેમના ઉતારામાટે પસંદ કરવાને કેટલીક જગાઓ દેખાડી, પણ તે જ્યાં જ્યાં ગયા ત્યાં ત્યાં ઘણા મુસલમાનો જોવામાં આવ્યા. તેથી છેવટે તેમણે શહેર બહાર ઘણે છેટે એક મહાદેવના દેવળની જગો પસંદ કરી અને ત્યાં ઉતારો કર્યો. પંડિત વિશ્વેશ્વરનાથે મોરારજીશેઠને એક રાય લાલા મહેશદાસ નામના સદ્દગૃહસ્થની ઓળખાણ કરાવી. તે સદ્દગૃહસ્થ સન ૧૮૫૭ ના બળવાના વખતથી ઘણી મોટી પદવીએ ચઢેલા હતા. તેમણે મોરારજીશેઠને બે ઘોડાની ગાડી વાપરવાને આપી તથા શેઠની ઘણી મમતાથી' મહેમાનગત કરી.

આ સમયે કુતુબમિનાર આગળ એક મોટો મેળો ભરાયો હતો, ત્યાં રાય લાલા મહેશદાસે મોરારજીશેઠને પોતાના ઘોડાઓની ટપાલ મૂકીને તે મેળો જોવા મોકલ્યા. મોરારજીશેઠ કુતુબમિનારની ઉપર છેક ટોચલગી ચઢ્યા હતા અને આખો દિવસ મેળો જોઇને સાંજે પાછા દિલ્હી આવ્યા હતા. મોરારજીશેઠ દિલ્હીમાં રહ્યા ત્યારે તેમના જોવામાં આવ્યું કે દિલ્હીમાં દુકાનદારો દરેક ચીજની પાંચ છ ગણી કિમત કહેતા હતા; અને ત્યાં એક દુકાન

હતી તે એકજ ખરી કિમત કહેતી તેને ઘણી કમાણી થતી હતી.

## दिल्हीथी अंबाला थइ कुरुक्षेत्र जवुं.

મોરારજીશેઠ દિલ્હીથી અંબાલા ગયા અને એક ઘર ભાડે રાખી અંબાલામાં પોતાનાં બઇરાં છોકરાંને મૂકીને તથા નરસી તથા હરિચંદને પોતાની સાથે લેઇને કૌરવપાંડવની સંગ્રામભૂમિ જે કુરુક્ષેત્ર ત્યાં ગયા. તે તીર્થ-માં કરવા યોગ્ય ધર્મક્રિયા કરીને તથા એક દિવસ ત્યાં નિવાસ કરીને તેઓ પાછા અંબાલે આવ્યા.

## मोरारजीशेठनुं सीमले जवुं.

અંબાલે આવીને પોતાનાં બઇરાં છોકરાં ત્યાં ને ત્યાંજ રહેવા દેઇને મોરારજીશેઠ કાલકા કાઝર પટ્ટી અને સપતુ થઇને સીમલે ગયા. આ વખતે સપ્ટેંબર માસ હતો. સીમલાના એક બે વેપારીઓ ઉપરનાં ભલામણપત્ર મોરારજીશેઠ પાસે હતાં. તે વેપારીઓએ મોરારજીશેઠને માટે ઉતરવાની જે જગા પસંદ કરી હતી તે બિલકુલ સારી ન હતી અને તે શેઠને પસંદ પડી નહિ; કેમકે તે જગાના પાડોશમાંજ વેશ્યાઓનાં ઘર હતાં. મોરારજીશેઠે ઘણા બંગલા ફરીને જોયા, પણ તેમાં આઠ દિવસ રહેવાનું પણ આખી મોશમ જેટલુંજ ભાડું બેસતું હતું.

રસ્તામાં મોરારજીશેઠને ઑનરબલ મિ○ એલીસનો મેળાપ થયો. તેમણે શેઠને કહ્યું કે લૉર્ડ લૉરેન્સનો મુસાફરીનો બંગલો એ ઉતરવાને માટે સારી જગો છે–તેથી મોરારજીશેઠ તે બંગલાના કેટલાક ખંડ ભાડે રાખીને ત્યાં ઉતર્યા. ત્યાંના કેટલાક મોટા અમલદારો ઉપરનાં ભલામણપત્રો મોરારજીશેઠપાસે હતાં. સર સ્ટુઅર્ટ બેલી, લૉર્ડ નેપિઅર ઑફ મૅગ્ડલા વગેરે ઉપરનાં તે પત્રો હતાં. વળી મોરારજી-શેઠને અહીં મિ○ રિવેટ કરનાકનું પણ ઓળખાણ થયું.

વળી મોરારજીશેઠે કલકત્તાના નામદાર ગવર્નર જનરલ સાહેબ લૉર્ડ મેયોની અહીં મુલાકત લીધી. તે નામદારે મોરારજીશેઠ સાથે કૉટનફ્રૉડઝબિલ (રૂમાં થતો દગો અટકાવવાના કાયદાના ખરડા) વિષે અને બીજી કેટલીક બાબતો વિષે ચર્ચા ચલાવી, કેમકે આ વખતે મુંબાઈમાં 'ઓરોરા ફ્રૉડ' કેસ ચાલતો હતો. ગવર્નર જનરલ સાહેબે કહ્યું કે એ ખરડો નામંજુર કરવા બાબત લોકો મારા ઉપર દોષ મૂકે છે. વળી ગવર્નર સાહેબે ત્રણ ટકા પ્રમાણેના ઉપજ ઉપરના વેરા વિષે પણ વાતચિત કરતાં કહ્યું કે આવતેજ વર્ષે તે વેરો ઘટાડીને ફક્ત એકજ ટકો કરી નાંખવાનો મારો ઇરાદો છે. તેઓ નામદારે મોરારજીશેઠને કાશ્મીરના મહારાજા સાહેબ ઉપર એક ભલામણપત્ર આપ્યું.

અહીં—સીમલામાં મોરારજીશેઠને ઑનરબલ એલીસ, સર રિચર્ડ ટેમ્પલ, મિ૦ બેલી અને લૉર્ડ નેપિયર ઑફ મૅગ્ડલાનો સમાગમ થયો. લૉર્ડ નેપિયરે મોરારજીશેઠને એક ખાનગી નાચના જલસામાં આમંત્રણ કર્યું હતું. વળી કર્નલ બાર્નદ્વારા મોરારજીશેઠને જયપુર મહારાજાની મુલાકાત થઇ. મોરારજીશેઠ સીમલે રહ્યા તે દરમ્યાન ગવર્નર જનરલ સાહેબના પ્રાઇવેટ સેક્રેટરી કર્નલ બાર્ન તેમની સાથે ઘણા સ્નેહભાવથી વર્ત્યા હતા.

બનારસમાં મોરારજીશેઠ વિજયગ્રામના મહારાજાને મળ્યા હતા, તે પણ અહીં મુસાફરબંગલામાંજ ઉતરેલા હતા. સીમલામાં લૉર્ડ નેપિયર ઑફ મૅગ્ડલાને મળવાને માટે કપ્તાન ગુલાબસિંગ આવ્યા હતા, તેમનું ઓળખાણ પણ મોરારજીશેઠને આ વખતે થયું. જે વખત મોરારજીશેઠ સીમલે હતા તે વખતે ત્યાં તેમણે ત્રીજા નેપોલિયન કેદ પકડાયાની ખબર સાંભળી.

## મોરારજીશેઠનું સીમલેથી પાછું ફરવું.

મોરારજીશેઠ સીમલેથી પાછા અંબાલા આવ્યા. અહીં મોરારજીશેઠને મુંબાઈમાં ભાગેલો વેપારી મોહનલાલ કેસરીસિંગ મળ્યો. તેના ઉપર મોરારજીશેઠના લેણા નીકળતા રૂપૈયાનું હુકમનામું થયું હતું. તે પોતાની રાજીખુશીથી મોરારજી-

શેઠની પાસે મળવા આવ્યો, તેથી મોરારજીશેઠે તેના સામે કાંઇ પણ પગલાં લીધાં નહિ.

## મોરારજીશેઠનું અમૃતસર તથા લાહોર જવું.

અંબાલાથી પોતાનાં બઇરાંછોકરાં વગેરે સઉને લેઇને મોરારજીશેઠ અમૃતસર ગયા. ત્યાંના આગેવાન રહીશ અને વ્યાપારી રાય દુનીચંદ અને તેમના ભાઈ રૂપચંદને મોરારજીશેઠ મળ્યા. તેમના બાગના બંગલામાંજ મોરારજીશેઠે મુકામ રાખ્યો. આ બાગ તથા બંગલો અમૃતસર શહેરની વચ્ચોવચ આવેલો છે. પોતાના કુટુંબ-ને હરિ વેલજીની દેખરેખ નીચે રાખીને વાહન વગેરેનો બંદોબસ્ત કરવાને માટે મોરારજીશેઠ લાહોર ગયા. ત્યાંથી પાછા આવી ફરીને મોરારજીશેઠ, હરિચંદ અને નરસી સાથે અમૃતસરથી ઉપડી લાહોર ગયા. ત્યાં તેમણે રતન-ચંદ દાડીવાળાના બાગમાં મુકામ કર્યો. રતનચંદ ઉપર રાજા શિવપ્રસાદે મોરારજીશેઠને ભલામણપત્ર આપ્યું હતું. મોરારજીશેઠે લાહોરમાં જે જોવાલાયક હતું તે સ-ઘળું જોઇ લીધું. લાહોરના કિલ્લામાં તેમણે કાબુલના અમીર શેર અલ્લીના બે ભત્રીજાને જોયા; તેમાંનો એક સત્તર વર્ષનો અને બીજો ચૌદ વર્ષનો હતો. શેર અલ્લીએ તેમને

ઇંગ્રેજ સરકારના કબજામાં સોંપ્યા હુતા. તેઓની ઉચ્ચ રીતભાત ઉપરથી તેમના ઉમરાવપણાની જબરી છાપ તેમના મન ઉપર પડી. તેમણે મોરારજીશેઠને મેવો, ચા, કાફી અથવા જે વસ્તુ પસંદ પડે તે લેવાને માટે વિવેક કર્યો.

## લાહોરથી શ્યાલકોટ અને શ્યાલકોટથી જંવુ પહોંચવું.

મોરારજીશેઠ લાહોરથી ટપાલગાડીમાં વઝીરાબાદ થઇને શ્યાલકોટ ગયા. અહીં ઇંગ્રેજી રાજ્યની હદ આવી રહેછે. શ્યાલકોટથી મોરારજીશેઠ પોતે પાલખીમાં અને તેમની સાથેના બીજા બે જણ એક્કા ગાડીમાં બેશીને જંબુ ગયા. જંબુમાં કાશ્મીરના મહારાજાનું પાયતખ્ત છે. જંબુમાં તેમણે રાય દુનીચંદની કોઠીમાં મુકામ કર્યો. આ વખતે આસો સુદ ૩ કે ૪ હુતી. તે વખતે કાશ્મીરના મહારાજા સાહેબ શ્રીનગર પધારેલા હુતા તેથી મોરારજીશેઠે ગવર્નર જનરલ સાહેબે આપેલા ભલામણ પત્રની નકલ કાશ્મીર મહારાજા સાહેબના દિવાનજી ઇવલશા ઉપર મોકલી. દિવાનજીએ પોતાના બક્ષી સાથે રૂપાના હોદ્દાવાળા બે હાથીઓ શેઠને તેડવા મોકલ્યા. તે ઉપર બેસીને તેઓ જે મહેલમાં દિવાનજી કચેરી કરતા હુતા તે મહેલ આગળ ગયા.

મહેલમાં જતાં કચેરીનો દેખાવ જોઇને તેઓ છક થઇ ગયા. મહારાજાના દરબારીઓ અને યોદ્ધાઓ સર્વે વીરાસન કરીને હારબંધ બેઠેલા હતા, તેથી તેઓની શૂરવીરતાની છાપ જોનારના મન ઉપર પ્રબળ રીત્યે પડતી હતી. દિવાનજીની ઉમર આશરે ૭૦ વર્ષની હતી. તેમને કાંઇક પક્ષાઘાતની અસર થએલી હતી. તેમનું શરીર ઘણુંજ પાતળું હતું, તોપણ તે મહારાજા સાહેબની ગેરહાજરીમાં ઘણા જુસ્સાથી કામ કરતા હતા, અને તેમની સ્મરણશક્તિ તો આશ્ચર્ય પમાડે તેવી હતી. દિવાનજીએ તેઓને માટે ડોળીઓ અને તામજામ વગેરે વાહનો બીજે દિવસે મુસાફરીમાટે તૈયાર રાખવાનું કહ્યું. વળી તેમણે તેઓની સાથે પોતાના સિપાઇઓ વગેરે મોકલવાનું તથા સર્વ પ્રકારની સગવડ કરી આપવાનું કહ્યું.

પછી તેઓ પાછા મુકામ ઉપર ગયા, અને તેમની પાછળજ રસોઇને માટે સીધું સામાન વગેરે દરબારમાંથી આવ્યું. તેમાં ભેગો એક બકરો પણ મોકલવામાં આવ્યો હતો. કાશ્મીરના રહીશો માંસાહારી છે, તેથી મેમાનોની પરોણાગત કરવામાં પણ દરબારમાંથી એ બકરો મોકલવામાં આવેલો; પણ તે રસોઇનો સઘળો સામાન મોરારજીશેઠે વિનયપૂર્વક પાછો વાળ્યો.

## શ્રીનગરપ્રત્યે પ્રવાસ.

બીજે દિવસે રાત્રે મોરારજીશેઠ વગેરે બન્ટાલેઈ નામના રસ્તે શ્રીનગર જવાને ઉપડ્યા. બન્ટાલેઈ રસ્તો તે કાશ્મીર મહારાજાનો ખાસ ખાનગી રસ્તો કહેવાય છે. તેઓ દરરોજ બે મજલો જેટલી મુસાફરી કરતા અને દરેક મજલે તામજામ અને ડોળીઓના ઉચકનાર બદલતા. રસ્તામાં તેઓને ડુંગરા ચડવા ઉતરવા પડતા. ડોળી અને તામજામ ઉચકનારાઓ મુસલમાન હતા. તેઓ મોરારજીશેઠ વગેરે થાકી જતા ત્યારે તેમના પગ ચાંપવા આવતા. તેઓ ઇનામમાં ફક્ત બકરા માગતા. કાશ્મીર દેશનો દેખાવ ઘણો રમણીય છે. મોરારજીશેઠને કોઇ કોઇ વાર તો અંધારી રાત્રે મશાલોના અજવાળાથી મુસાફરી કરવી પડતી હતી. તે મશાલો તેલિયા લાકડાની હોય છે. રસ્તો ઘણોજ સાંકડો હતો, અને તેની નીચે ઉંડી ખીણ હતી તેમાં જળ વહેતું હતું. પહાડો ઉપર તેમણે સુંદર ઉંચા પરથારો ( terraces ) અને જળનાં ઝરણાં જોયાં. રામબાણ નામનું શિખર ઓળંધ્યા પછી જે મોટામાં મોટા શિખરપર તેમને ચઢવું પડ્યું હતું તે પીર પનઘટ શિખર ૧૦૦૦૦ ફીટ ઉંચું હતું. જે જે શિખરપર તેઓ ચઢતા તે તે શિખરની ઉંચાઇનું તેઓ માપ

કરતા, કેમકે તેમની પાસે ( ઍનિરૉઇડ બૅરૉમીટર ) હવાનું દબાણુ માપવાનો યંત્ર હતો.

સાતમા દિવસે તેઓ ઇસ્લામાબાદ પહોંચ્યા. ત્યાંના વખણુાતા વૃક્ષકુંજનું સૌન્દર્ય જોઇ તેઓને સાનન્દાશ્ચર્ય થયું. ઇસ્લામાબાદથી શ્રીનગર જવાના બે રસ્તા છે. એક રસ્તો જમીન ઉપર થઇને જવાનો છે અને બીજો રસ્તો ચુનાર નદીમાં થઇને હોડીમાં બેશીને જવાનો છે. ઇસ્લામાબાદમાં કાશ્મીરના પંડિતો તેમને મળ્યા, તેમણે તેઓને પૂછ્યું કે તમે મુતનતીર્થમાં ક્રિયા કરવા જાઓ છો. પણુ મોરારજીશેઠને શ્રીનગર જવું હતું તેથી તેમણે એક હોડી ભાડે કરી અને ત્યાંથી ઉપડ્યા. પ્રવાસમાં આગળ ચાલતાં ચુનાર નદીને કિનારે એક બ્રિજવિહાર કરીને ગામડું આવ્યું, તેમાં એક દેવાલય હતું. આ સ્થળે તેઓએ ખાવા પીવાને થોડા કલાક મુકામ કર્યો. અહીં મોરારજીશેઠના જોવામાં એક જુલમ ભરેલો દેખાવ આવ્યો. કાશ્મીર મહારાજાના માણુસે કેટલાક માણસોને દૂધ પાણી આપવાનો હુકમ કર્યો, તે તેમણે માન્યો નહિ, તેથી તેમાંના એક માણુસની દાઢીજ પેલા રાજ્યના માણુસે ખેંચી કાઢી. આ પ્રમાણે ત્યાં ઘણો જુલમ થતો.

જમીને મોરારજીશેઠ ત્યાંથી પોતાની સાથેના મા-

ણુસોની સાથે શ્રીનગર જવાને પાછા હોડીમાં બેશી આ-
ગળ ચાલ્યા. આખી રાત્રી હોડીમાં મુસાફરી કરી. બીજે
દિવસે સવારમાં તેઓને ઘણે દૂર બરફના ડુંગરાઓનો
સુંદર દેખાવ નજરે પડ્યો. તેઓએ કેટલાક લાકડાના
બાંધેલા પુલ ઓળંધ્યા, અને કેસરના ખેતરોમાં થઇ પ્રવાસ
કર્યો; પણ આ સમયે કેસરનો પાક લણી લિધેલો હતો.
સવારના નવ વાગતાંને સુમારે તેઓ શ્રીનગર પહોંચ્યા.

પછી મોરારજીશેઠે ગવર્નર જનરલ સાહેબે આપેલો
ભલામણનો પત્ર મહારાજા સાહેબને મોકલ્યો. તે ઉપરથી
મહારાજા સાહેબના નિજ મંત્રી બાબુ ગોવિંદરામ
દરબારમાંથી એમને તેડવા આવ્યા અને પોતાને ઘેર લેઈ
ગયા. આ બાબુ ગોવિંદરામ એક દક્ષણી બ્રાહ્મણ હતા
અને તેમને લાંબી દાઢી હતી. તેમણે ઉતરવાને માટે
મોરારજીશેઠને ઘણાં સ્થાનકો બતાવ્યાં, પણ કાશ્મીરનું
આ શહેર મુસલમાનોથી ભરપૂર છે. કાશ્મીરમાં બ્રા-
હ્મણો પણ માંસ ખાય છે અને તેઓ ધોળે દિવસે માંસ
લેઇ જાય છે. તેથી મોરારજીશેઠે શહેરમાં મુકામ રાખ-
વાનું પસંદ કર્યું નહિ, સાંજે મહારાજા સાહેબે મોરારજી-
શેઠને દરબારમાં જવાનું આમંત્રણ મોકલ્યું. મોરારજીશેઠ
પોતાનો જામો વગેરે અસલ પોશાક પહેરીનેજ દરબારમાં
ગયા. ત્યાં રાજસભાનો દેખાવ ઘણો ભવ્ય લાગતો હતો.

મોરારજીશેઠે મહારાજા સાહેબને એક સુખડનો અને હાથીદાંતનો લખવાનો મેજ વગેરે નજર કર્યું. મહારાજા સાહેબે પોતાના મુખ્ય આચાર્ય (પુરોહિત) ના મકાનમાં મોરારજીશેઠને મુકામ આપવાનો હુકમ કર્યો. એ મકાન વેદાન્તજીની લાડી એવે નામે ઓળખાતું હતું. આ મકાન એક બાગમાં નદીને કિનારે હતું. તેના સામેજ ઇંગ્રેજ સરકારના કાશ્મીરમાં રહેનાર પ્રતિનિધિ (રેસિડેન્ટ)નું મકાન હતું. મહારાજા સાહેબે મોરારજીશેઠને સર્વ પ્રકારની અનુકૂલતા કરી આપવાને પોતાના નોકરોને આજ્ઞા કરી હતી. સદહુ મકાન (વેદાન્તજીની લાડી) માં મોરારજીશેઠ બીજે દિવસે રહેવા ગયા, કે તરતજ સર્વ પ્રકારનું સીધું સામાન વગેરે પુષ્કળ પદાર્થો આવ્યા. ત્યાર પછી થોડાક સમયમાં ચાર કાવડો ભરીને મિઠાઇનાં ટોઘલાં આવ્યાં, તેમાં કુલ ૫૬ પ્રકારની મિઠાઇઓ ભરેલી હતી. પરોણાની યોગ્યતા પ્રમાણે આ મિઠાઇઓ દરબારમાંથી મોકલવામાં આવે છે. ત્યાર પછી સર્વ પ્રકારનો મેવો અને ખોરાકની વસ્તુઓ આવી. દૂધની સગવડમાટે તેમને મકાનેજ બાંધી રાખવાને માટે ગાયો પણ આવી. તેમજ શેઠની હજૂરમાં રહેવાને માટે મહારાજા સાહેબે પોતાના સિપાઇઓ પણ મોકલ્યા, તથા મહારાજા સાહેબનું એક સુંદર દિવાનખાનું પણ વખતોવખત કચેરી ભરવાના

કામમાં આવે તેવું શેઠના કબજામાં સોંપવામાં આવ્યું. સાંજે વળી મહારાજા સાહેબે રૂ. ૧૧૦૦) ચિલ્કી સિક્કાની એક કોથળી તેમનો મુકામ શ્રીનગરમાં રહે ત્યાં-લગી ગજવા ખરચમાટે શેઠને મોકલી. મોરારજીશેઠને તે રાખવાને માટે ઘણો સંકોચ થયો; તેમને એમ કહે-વામાં આવ્યું કે જો એ નાણાં નહિ રાખો તો મહારાજા સાહેબનું મોટું અપમાન થયું ગણાશે. તોપણ મોરારજી-શેઠે તો તે નાણાં રાખ્યાં નહિ.

સાંજે તેઓને મહારાજા સાહેબના નિજ મંત્રી કુંજમાં ફેરવી મહારાજા સાહેબના દેવાલયમાં દર્શન કરવાને તેડી ગયા. સાંજે પણ તેઓને ફરીને મહારાજા સાહેબની મુલાકત થઇ, અને બીજે દિવસ સવારમાં વહેલા શ્રીરામચંદ્ર-જીના મંદિરમાં આવવાને મહારાજા સાહેબે તેઓને કહ્યું. તે પ્રમાણે મોરારજીશેઠ તે મંદિરમાં બીજે રોજ સવારે હાજર થયા; મહારાજા સાહેબ પણ ત્યાં પધારેલા હતા, તે ભક્તિપૂર્વક મંદિરની આસપાસ પ્રદક્ષિણા કરતા હતા, અને દેવને તુળસી ચઢાવતા હતા. મહારાજા સાહેબ પોતાની નિત્ય પૂજાવિધિમાં ઘણા શ્રદ્ધાવાન્ જણાતા હતા. દેવની પ્રસાદી તરીકે મોરારજીશેઠને મહારાજા સાહેબે એક પાઘડી અને શાલ અપાવી.

ઘણું કરીને દરરોજ મોરારજીશેઠને મહારાજા સાહેબ પોતાની હુજુરમાં બોલાવતા અને દરરોજ તેઓ મહારાજા સાહેબના નિજ મંત્રીનીજ સાથે જે કાંઇ જોવા જેવું હોય તે જોવા જતા. આઠ કે નવ દિવસ ત્યાં રહીને મોરારજીશેઠે મહારાજા સાહેબની પાસેથી જવાની રજા માગી. મહારાજા સાહેબે તેમને તેર કિમતી કાશ્મીરી વસ્ત્ર જેવાં કે શાલ, દુપટા, ચોગા, પાઘડીઓ વગેરે સરપાવમાં આપ્યાં. અગિયાર વસ્ત્રનો સરપાવ હરિચંદને આપ્યો, અને સાત વસ્ત્રનો નરસીને આપ્યો. આ સરપાવ લેઇને મહારાજા સાહેબનાં જે માણસો આવ્યાં તેમને મોરારજીશેઠે રૂ. ૭૦૦) ચિલ્કી સિક્કા ઇનામમાં વહેંચી આપ્યા.

## શ્રીનગરથી પાછા ફરવું.

મોરારજીશેઠ શ્રીનગરમાં રહ્યા તે દરમ્યાન ૫૦° થી ૬૫° ડિગ્રી પારો રહેતો એટલી ઠંડી પડતી હતી. મોરારજીશેઠ હોડીમાં બેસીને “બારામુલ્લા” જવાને ઉપડ્યા. ત્યાં તો સવારમાં એટલી બધી ઠંડી પડતી હતી કે ગરમીમાપક યંત્રમાં ફક્ત ૪૦° ડિગ્રીજ પારો રહેતો, તેથી તેઓ સવારના દશ વાગ્યા લગી તો ભાગ્યેજ પથારીમાંથી બહાર નિકળી શકતા હતા. તેઓ મરીને રસ્તે થઇને બેવડી મજલો કરીને આગળ ચાલ્યા. તેઓ મરી મુકામે પહોંચ્યા.

ત્યાં તેમણે જસ્સાવાળાની કોઠીમાં મુકામ કર્યો. મુકામથી કેટલેક છેટે તેમણે રસોઇ કરાવી.

## मरी, रावलपिंडी अने अटक शहेरो जोयां.

મરી મુકામે સાંજે તેઓ પંજાબના માજી લેફટેનંટ ગવર્નર સર હેનરિ ડ્યુરેન્ડને મળ્યા, તેમના ઉપર મોરારજીશેઠ ભલામણનો પત્ર લાવ્યા હુતા. તેઓ રાતે આઠ વાગ્યે મરીથી ટપાલની ડોળીઓમાં બેસીને ઉપડ્યા; અને સવારમાં રાવળપિંડી જઈ પહોંચ્યા. ત્યાંથી પણ મોરારજી-શેઠે ટપાલની ગાડી ભાડે કરી, અને પોતાની સાથે હરિચંદને તથા રસોઇયાને અને ચાકરને લેઇને તે અટક જવા નિકળ્યા. પણ તેમની ગાડીને રસ્તામાં અકસ્માત્ થવાથી તેઓ રાતે સાત વાગ્યે અટક પહોંચ્યા. તેમણે અટક શહેર જોયું, અને સિંધુ નદીમાં સ્નાન કર્યું; તથા ત્યાં તેઓ રસોઈ કરાવી જમ્યા. પછી રાતે ટપાલની ગાડીમાંજ બેશીને સવારના સાત વાગ્યે રાવલપિંડી પાછા આવ્યા.

## लाहोर थइ अमृतसर आवी कुटुंब भेगा थवुं.

તરતજ પાછા મોરારજીશેઠ બીજી ટપાલ ગાડીમ લાહોર જવાને ઉપડ્યા. લાહોર આશરે ૧૬૦ માઇલ છેટે

હતું. બીજે રોજ સાંજે તેઓ લાહોર પહોંચ્યા. ત્યાંથી ગુડસટ્રેન ( માલગાડી ) નો પાસ મેળવીને તેઓ અમૃતસર ત્રણ વાગ્યે પહોંચ્યા. એક માસે આ પ્રમાણે મોરારજીશેઠ અમૃતસરમાં ફરીને પોતાના કુટુંબ ભેગા થયા. ( સંવત ૧૯૨૭ નો કાર્તિકમાસ. )

## હરદ્વારની યાત્રા.

અમૃતસરમાં એકજ દિવસ રહીને મોરારજીશેઠ કુટુંબ સહિત સહરાનપુર ગયા. ત્યાંથી તેઓ સોમવતી અમાસના મેળા ઉપર હરદ્વાર જવાના હતા. સહરાનપુરથી ટપાલ ગાડીમાં બેશીને તેઓ રૂરકી ગયા. ત્યાં સવારમાં તેઓ ગંગાજીમાં સ્નાન કરતા હતા તેવામાં કોઈક તેમની તલવાર ચોરી ગયું. સારે નસીબે તેઓને ચોરનો પત્તો લાગ્યો અને તે ચોરને તેઓએ પોલીસને સ્વાધીન કર્યો. પછી તેઓ બળદની ગાડીમાં હરદ્વાર જવાને ઉપડ્યા અને ત્યાં તેઓ સાંજે પહોંચ્યા.

હરદ્વારમાં ત્રણ દિવસ રહીને મોરારજીશેઠ પાછા આવ્યા. ત્યાં મોરારજીશેઠે પહેલેથી એક પંડ્યાને પેલી તલવારની ચોરીના મુકરદમામાં પુરાવો વગેરે એકઠો કરવાને મોકલ્યો હતો; તથા તેની સાથે માજીસ્ટ્રેટને કહાવ્યું હતું કે જો મારી જુબાનીની જરૂર હોય તો હું જુબાની આપવા તૈયાર છું. મોરારજીશેઠ જમીને તથા લુગડાં પહેરીને

કચેરીમાં ગયા; અને કચેરીના સીરસ્તેદારને કહ્યું કે મારે ટપાલની ગાડીમાં આજેજ જવાનું છે તેથી મારી જુબાની લેઇ લ્યો. સીરસ્તેદાર મોરારજીશેઠનું આ કહેવું સાંભળીને હસવા લાગ્યો અને બોલ્યો કે હજુ તો તમારે તમારી તલવાર પાછી મેળવતાં અહીં કેટલાએ દહાડા ખોટી થવું પડશે. તેની બોલવાની ઢબ ઉપરથી એમ જણાયું કે તેને કાંઇક રૂસવતની ઇચ્છા હતી. મોરારજીશેઠનો સ્વભાવ તો મૂળે તેજ હતો, તેથી તેમને તો તેની આવી વર્ત્તણુકથી ક્રોધ ચઢયો અને તેઓ એક સિપાઇની સાથે યુરોપિયન માજીસ્ટ્રેટનીજ પાસે ગયા. માજીસ્ટ્રેટ આ વખતે એક લશ્કરી દાક્તરને ત્યાં બેઠા હતા. મોરારજીશેઠે તેમને પોતાના નામનું પત્તું મોકલ્યું. તે ઉપરથી માજીસ્ટ્રેટ બહાર આવીને તેમને મળ્યા. મોરારજીશેઠે માજીસ્ટ્રેટને બધી હકીકત કહી. મોરારજીશેઠે કહ્યું કે “કેસ ચાલે ત્યાં લગી ખોટી થવું પડશે એમ કહી લોકોએ મને તે ચોરને જતો કરવાની સલાહ આપી હતી, પણ હું સુલેહનો અમલદાર હોવાથી એ પ્રમાણે ગુન્હેગારને જતો કરવો એ મારી ફરજથી ઉલટું સમજું છું.” આ સાંભળીને માજીસ્ટ્રેટ તરતજ મોરારજીશેઠ સાથે કચેરીમાં આવ્યા અને કારકુનોને કેસના કાગળોની રજુઆત કરવાનું ફરમાવ્યું. મોરારજીશેઠને પોતાની જોડે

ખુરસી આપીને બેસાડ્યા તથા મુકરદમો ચલાવી માજી-સ્ટ્રેટે તે આરોપીને એક વર્ષની કેદની શિક્ષા કરી. કેમકે તે તલવારની મુઠ સોનાની હુતી. ત્યાર પછી તે માજીસ્ટ્રેટે મોરારજીશેઠના પ્રત્યે મમતા દર્શાવી પોતાનો સિપાઈ તેમને રૂરકી કોલેજ દેખાડવાને માટે મોકલ્યો.

રૂરકીથી મોરારજીશેઠ પાછા સહુરાનપુર જવા ઉપડ્યા. રૂરકીમાં અને હુરદ્વારમાં મોરારજીશેઠે એક સ્થળે નદીની ઉપર થઇને નહેર વહેતી જોઇ હુતી; અને બીજે સ્થળે નહેર ઉપર થઈ નદી વહેતી જોઇ હુતી.

## मोरारजीशेठ सहरानपुरथी मथुरा आवे छे.

મોરારજીશેઠ સહુરાનપુરથી મથુરા જવાને માટે ઉપડ્યા—રસ્તામાં મોરારજીશેઠ ફરીને પાછા દિલ્હી ગયા; કેમકે ત્યાંના રા૦ રા૦ લાલા મહેશદાસસાથે તેમને ઘણી મિત્રતા થઇ હુતી; તેમણે મોરારજીશેઠને કહ્યું હુતું કે જ્યારે આપ પાછા વળો ત્યારે મને મળ્યાવિના જશો નહિ. દિલ્હી જઇ રા૦ રા૦ લાલા મહેશદાસને આપેલા વચન પ્રમાણે તેમને મળીને તથા તેમની રજા લેઇને મોરારજીશેઠ પાછા હાથરસ સ્ટેશને આવ્યા. અને ત્યાંથી તેઓ મથુરા ગયા. મોરારજીશેઠ અહીં બીજીવાર સત્તાવીશ વર્ષે આવ્યા હુતા તેથી તેમને આ મોક્ષપુરીમાં

આવવાથી ઘણો આનંદ થયો. તે યમુનાજીના ઘાટ ઉપર રતનશી ધારશીની ધર્મશાળામાં ઉતર્યા. આ અરસામાં મથુરામાં કેટલાક મેળાઓ ભરાતા હુતા. મથુરામાં બે ત્રણ દિવસ રહીને તેઓ મથુરાથી ગોકુલ ગયા. અને ત્યાં ગામ બહુાર આવેલી જેરામ મનજીની ધર્મશાળામાં તેઓએ મુકામ કર્યો. જોકે આ સમયે મોરારજીશેઠ કોઈ ગોસાંઈજી મહુારાજો પાસે દર્શન કરવા ગયા ન હુતા તોપણ તે સઘળાં મંદિરોએ તેમણે ઠાકોરજીની સામગ્રી માટે ખાંડ મોકલાવી હુતી. તે મંદિરો તરફથી જે લાગાનાં લાકડાં હુક તરીકે ઘાલવામાં આવતાં હુતાં તે ઉપર તેમને તિરસ્કાર ' હુતો. છેવટલગી ગોકુલનાથજીના મુખ્ય મંદિરને ખાંડ પહોંચાડવામાં આવી ન હુતી, તેથી મોરારજીશેઠ પાસે મંદિરના કારભારીએ આવીને પૂછયું કે 'ખાંડનો લાગો વગેરે ભેટો આપશો કે નહિ', ત્યારે મોરારજીશેઠે કહ્યું કે 'હું તો મારી મરજીમાં આવશે તેજ આપવાનો છું.' મોરારજીશેઠે તે મંદિરે પણ ખાંડ મોકલાવી ખરી, પણ હુક કરીને માગવા આવે તે તો તેમને પસંદજ ન હુતું. આથી મોરારજીશેઠને ત્યાંના મંદિરવાળાઓ— "સુધરેલા" તરીકે સમજ્યા. તોપણ તેઓ મોરારજીશેઠની સાથે માનપૂર્વકજ વર્ત્યા હુતા, તથા તેઓએ મોરારજીશેઠને

ત્યાંથી ઉપડતી વખતે ઉપરણા વગેરે પ્રસાદ આપવામાં પણ કાંઈ વાંધો ગણ્યો ન હતો.

મથુરાજીથી કાર્તિક સુદ ૧૨ ને રોજ મોરારજીશેઠ બળદેવજી ( દાઉજી ) ગયા. ગોકુલનાથજી મહારાજનાં વિધવા વહુજી મહારાજ તેમની સાથે હતાં–તેમની માર-ફતે મોરારજીશેઠે–ત્રણસો વૈષ્ણવો વગેરેને રસોઈ આપી હતી. સાંજે મોરારજીશેઠ પાછા મથુરા આવ્યા.

મોરારજીશેઠને ચોરાશી કોશની વ્રજપરકમ્મા કરવાનો વિચાર થયો. પરકમ્મામાં કોઇ ગોસાંઈજી મહા-રાજને સાથે લેઈ જવા પડે છે, તેથી મોરારજીશેઠને પરકમ્મા કરવામાં ગંજાવર ખર્ચ થયાવિના રહેત નહિ; કેમકે આ સમયે વનમાલી જીવા, પુરૂષોત્તમજી મહારાજ જોડે પરકમ્મા કરવા નિકળવાના હતા. નરસી જેઠાની મારફતે મોરારજીશેઠને એવું કહેણ આવ્યું કે તમે પણ તેમની સાથે પરકમ્મામાં ચાલો–પણ મોરારજીશેઠે ના પાડી. મોરારજીશેઠ કલેકટર સાહેબને મળ્યા અને પોલીસના ચાર સિપાઇઓ અને એક નાયક લેઇને ચોબાઓની સાથેજ પરકમ્મા કરવાને માટે નિકળ્યા. મોરારજીશેઠ પાલખીમાં અને બીજાઓ ઘોડાના એક્કાઓમાં બેસી પ્રવાસ કરતા હતા.

## व्रजपरिक्रमण-( परकम्मा ).

મોરારજીશેઠ ગિરિરાજ પહોંચ્યા અને ત્યાં બે દિવસ રહીને નંદગામ, બરસાણા, દિગ્ભુવન, કામવન, વૃન્દાવન ખિરશરશાહી, પોલાનાથ વગેરે સ્થળોએ ગયા. સર્વે નાનાં મોટાં તીર્થસ્થાનોની યાત્રાઓ કરી પરકમ્મા પૂરી કરીને મોરારજીશેઠ પાછા આગિયાર દિવસે મથુરા આવ્યા.

## मथुराथी आग्रे थइ कानपुर, लखनोर तथा अयोध्या जवुं.

મથુરાથી મોરારજીશેઠ આગ્રે ગયા અને ત્યાં સાત દિવસ મુકામ રાખી તેમણે તાજમહેલ વગેરે સ્થળો એક કરતાં વધારે વાર જોયાં. ત્યાંથી તેઓ સઉ કાનપુર ગયા અને કાનપુંરથી તેઓ ભિતુર અને બ્રહ્માવર ગયા. ત્યાં એક દિવસ રહીને લખનોર ગયા. લખનોરમાં કમાન ગુલાબસિંહને ત્યાં મુકામ રાખ્યો. ત્યાં બે ત્રણ દિવસ રહીને તેઓ અ-યોધ્યા ગયા. ત્યાં તેઓ ત્રણ દિવસ રહ્યા. પછી તેઓ પાછા લખનોર આવ્યા, અને ત્યાંની સઘળી પુરાતન ઇમારતો વગેરે જોઇ તથા ત્યાંની નવાઈની વસ્તુઓ તથા ઝવેરાત ખરીદી. ત્યારપછી તેઓ કાનપુર થઇને અલ્હાબાદ ગયા.

## अल्हाबादथी मिरझापुर जवुं.

અલ્હાબાદમાં પોતાનાં કુટુંબને મૂકીને ગોવિંદ ગંગા-

ઘર તથા નરસીની સાથે મોરારજીશેઠ મિરઝાપુર ગયા. તે વખતે ટાઢ ઘણીજ પડતી હુતી; મોરારજીશેઠ પહેલા વર્ગની ગાડીના મુસાફર હુતા, તેથી તેમણે વાહાણું વાતાં લગી વેઇટીંગ રૂમમાં ઠેરવાનો વિચાર કર્યો. પણ સ્ટેશનમાસ્તર યુરોપિયન હોવાથી તેણે તેમને પહેલા વર્ગના મુસાફરો માટેની વેઇટીંગ રૂમમાં ઠેરવા દેવાની ના પાડી અને ત્રીજા વર્ગના મુસાફરોની વેઇટીંગ રૂમ બતાવી. સ્ટેશનમાસ્તરે કહ્યું કે પ્રથમ વર્ગની વેઇટીંગ રૂમ યુરોપિયનો સિવાય બીજા કોઈ મુસાફરોને વાપરવા દેવાની નથી. મોરારજીશેઠે પૂછ્યું કે 'આમ કરવાને માટે તમારી પાસે શો આધાર છે?' તે ઉપરથી સ્ટેશનમાસ્તર ગુસ્સે થયો પણ તેની સામે તે વખત તો તેમનો કોઇ પણ ઉપાય ચાલે તેમ નહોતું, તેથી તેઓ સ્ટેશનમાસ્તર ઉપર રેલ્વેસત્તાંવાળાઓને ફરીયાદીજ માત્ર કરી શકે તેમ હુતું. તેઓએ તેમના ઉપરી અધિકારીઓને ફરીયાદીનો તાર કરવાનો નિશ્ચય કર્યો. સ્ટેશનમાસ્તરપાસે તેમણે ફરીઆદી નોંધવાની ચોપડી માંગી એટલે તે સમજી ગયો અને તેણે તેઓને પહેલા વર્ગની વેઇટીંગ રૂમમાં ઉતરવા દીધા.

વહાણું વાયું એટલે તેઓ વિંધ્યાચલ ઉપર વિંધ્યવાસિની દેવીનાં દર્શન કરવા ગયા અને સાંજલગી ત્યાં

રહ્યા. ત્યાં આગળ બકરાંઓનો ભોગ આપવામાં આવેછે, તે જોઇને તેઓને ઘણો કંપારો વછુટચો. સાંજે તેઓ હોડીમાં બેશીને ગંગાનદીને રસ્તે થઇને આસપાસના દેખાવ જોતા જોતા પાછા મિરઝાપુર આવ્યા. મોરારજીશેઠે શહેરમાં ફરીને આખું મિરઝાપુર શહેર જોયું, અને સાંજે તેઓ પાછા અલ્હાબાદ ગયા.

## अल्हाबादथी जबलपुर जवुं.

અલ્હાબાદ આવી ત્યાં ત્રણ દિવસ રહીને તેઓ જબલપુર ગયા, તથા ત્યાંના આરસપહાણનાં ખડકો જોયાં. બીજે દિવસે તેઓ આગગાડીમાં બેસવાને સ્ટેશન ઉપર ગયા. ત્યાં એક જુલમ થતો મોરારજીશેઠના જોવામાં આવ્યો. ત્યાં એક બાબુ ટિકિટમાસ્તરને એક ઘરડા મુસાફરે બીજા સ્ટેશને જવાની ટિકિટનું ભાડું પૂછ્યું; તેને પેલા ટિકિટમાસ્તરે અસભ્યતાભરેલો જવાબ આપ્યો. મોરારજીશેઠના ન્યાયશીલ અંતઃકરણથી ટિકિટમાસ્તરની આ વર્ત્તણુક સહન થઇ શકી નહિ. મોરારજીશેઠે તેને આવી વર્ત્તણુકમાટે ટોકયો, તે ઉપરથી તેણે જવાબ દીધો 'જાવ ફરિયાદ કરવી હોય તો ફરિયાદ કરો.' મોરારજીશેઠે ત્યાંને ત્યાંજ ટ્રાફિક મેનેજરને તે વિષે કાગળ લખ્યો. ટ્રાફિક મેનેજરે તે ટિકિટ માસ્તરને તેની અસભ્ય વર્ત્તણુકને માટે નોકરીમાંથી કાઢી મૂક્યો.

## जबलपुरथी मुंबाई आववुं.

જબલપુરથી મોરારજીશેઠ ઉપડ્યા તે બીજે દિવસે થાણે આવ્યા. ત્યાં તેમના કાકા હરજીવન અને ખટાઉશેઠ વગેરે બીજા ગૃહસ્થો તેમના સામા આવ્યા હતા. તેમણે મોરારજીશેઠને માટે રસોઈ તૈયાર રાખી હતી. એકજ દિવસ થાણે રહીને તેઓ સઉ આશરે તા. ૧૯ મી ડીસેંબર સન ૧૮૭૦ ના રોજ પાછા મુંબાઈ આવ્યા.

---

## પ્રકરણ ૧૧ મું.

## મિલસંબંધી વ્યવસ્થા.

મુંબાઈમાં આવ્યા પછી મોરારજીશેઠને એમ જણાયું કે મિલનું કામ ઘણુંજ મંદું ચાલતું હતું. 'સૈયારી સાસુની ઉકરડે મોકાણ' એ કહેવત પ્રમાણે જે કામ ઘણા માણસનું હોય છે તે કામ ઉપર કોઇ પણ માણસ ધ્યાન આપતો નથી–તેવોજ ઘાટ થયો હતો. તેથી બેત્રણ માસ પછી મોરારજીશેઠે એવો નિશ્ચય કર્યો કે કાં તો મિલના ભાગીદારોનો ભાગ પોતે ખરીદી લેવો કે પોતાનો ભાગ તેમને વેચાતો આપી દેઇને છુટા થવું. ગમે તેમ કરીને પણ એક જાહેર કંપની ઉભી કરવાનો તેમણે નિશ્ચય કર્યો, કે જેથી બધી વ્યવસ્થા તેમના એકલાનાજ હાથે થઇ શકે. તે વ્યવસ્થા કરવા બદલ મોરારજીશેઠને અડધું કમિશન મળવાનું હતું તથા બાકીનું અડધું કમિશન તે શેઠ ખટાઉ મકનજી, શેઠ લખમીદાસ ખીમજી અને શેઠ શામજી જાદવજી એ ત્રણ જણને વહેંચી લેવાનું હતું. આ કંપનીના કેટલાક શેર તો ભરાયા પણ હતા. પણ વ્યવસ્થાસંબંધી બાબતમાં શેઠના ભાગીદારોમાં મતભેદ થયો. પ્રત્યેક ભાગીદાર વારાફરતી એક એક વર્ષ મિલનો કારભાર કરે એવી તેમની માગણી

હતી. પણ મોરારજીશેઠનો એવો અભિપ્રાય હતો કે એમ થવાથી જુદે જુદે હાથે મિલની વ્યવસ્થા રહેવાથી મિલ આબાદી ઉપર આવી શકેજ નહિ. તેથી મોરારજીશેઠે તેઓનો ભાગ કાઢી નાંખવાનો નિશ્ચય કર્યો; અને જો તેમ ન બની શકે તો પોતે પોતાનો ભાગ ઉઠાવી લેવાનું પોતાના મનમાં નક્કી કર્યું. તેથી તે સર્વે ભાગીદારોએ એક બીજાની સામે સઘળાના ભાગની હરાજી બોલી જે વધારે પૈસા આપે તેને પોતાના ભાગ આપી દેવાને માટે રવિવારના રોજ શેઠ ખટાઉ મકનજીને ત્યાં એકઠા થવાની ગોઠવણ રાખી. તેમાં મોરારજીશેઠને તો પોતાની શક્તિ ઉપરજ જુઝવાનું હતું. કોઇ પણ તેમની મદદમાં ઉભું રહ્યું ન હતું. મોરારજીશેઠને એ મિલથી ઘણો સારો ફાયદો થવાની આશા હતી, તેથી મિલની મૂળ પડતર કિમત ઉપર બે લાખ રૂપૈયા નફાના આપી તે ખરીદી લેવા તૈયાર થયા. બીજા ભાગીદારોને આ વાત રૂચિ તેથી તેમણે તેટલી રકમ પોતાના ભાગ પ્રમાણે લેઇ મોરારજીશેઠને તે મિલ આપી દેઇ પોતાના ભાગ ઉઠાવી લીધા. દરેક ભાગીદારને મિલની મૂળ–પડતર કિમતનો ચોથો ભાગ તથા રૂ ૫૦૦૦૦) નફાના મળ્યા. મિલ મોરારજીશેઠની સ્વતંત્ર સત્તામાં આવી.

મોરારજીશેઠે તે મિલ બાંધવાનું કામ અધુરૂં હતું તે પૂરૂં કર્યું. તે મિલ તે હાલની **મોરારજી મિલ** છે. તેમાં

આશરે સાડાસાત આઠ લાખ રૂપૈયાનું ખર્ચ થયું. તે મિલ પૂરી બંધાઇ રહેતાં પહેલાં તે મિલની સાડાઆઠ લાખ રૂપૈયે માગણી થઇ હતી, અથવા જો મોરારજીશેઠ તે મિલની કિમત આઠ લાખ રૂપૈયા લે તો તેમને તે મિલના કમિશનનો અડધો ભાગ આપવાને પણ તે માગણી કરનાર તૈયાર હતા. પણ મોરારજીશેઠના મિત્રોએ તે મિલના શેરો ખરીદવાની ખુશી બતાવી અને એવી સલાહ આપી કે મિલ વેચી દેશો નહિ. તેથી મોરારજીશેઠે એક કંપની ઉભી કરી, અને તેની આઠ લાખ રૂપૈયાની થાપણ ગણીને શેરો કાઢ્યા. તેમાં ૧૫૦ શેર તો ખટાઉશેઠેજ રાખ્યા, કેમકે તેમને એ મિલના સંબંધમાં લાભ થવાનો ઘણોજ વિશ્વાસ હતો.

## मोरारजीशेठ छठ्ठीवार महाबलेश्वर जायछे.

મોરારજીશેઠ પછી મહાબલેશ્વર ગયા અને ત્યાં 'ગ્લેનમોર' નામના મકાનમાં મુકામ રાખ્યો. આ વખતે ખટાઉશેઠ પણ તેમની સાથે ગયા હતા. વચગાળે મોરારજીશેઠ એક દિવસ માટે સતારે જઇ આવ્યા હતા. મિલની બાબતમાં ખટાઉશેઠે ઘણો સારો ભાગ લીધો હતો, તેથી મોરારજીશેઠે મૂળ ગોઠવણ પ્રમાણે તેમને ચોથો ભાગ તે મિલના કારોબારમાં પણ આપ્યો. શરૂઆતમાં હાજી ઇસ્માલ, કમરૂદ્દીન તૈયબજી, ખટાઉ મકનજી અને

મોરારજીશેઠ પોતે એ ચાર જણ તે મિલના ડિરેક્ટર (નિયામક) હતા.

## મોરારજીશેઠને ત્યાં પુત્રરત્નનો જન્મ.

સંવત્ ૧૯૨૮ ની સાલમાં ફાગણ વદ ૮ ને દિને મોરારજીશેઠના જ્યેષ્ઠપુત્ર ધર્મસિંહનો જન્મ થયો. આ અભ્યુદયથી આનંદ થયો. તેની સાથે તે પુત્રનાં માતુશ્રી તેને બાલ્યાવસ્થામાં માત્ર ચૌદ દિવસની ધાવણી સ્થિતિમાંજ મૂકી સ્વર્ગવાસી થયાં, તેથી મોરારજીશેઠને ઘણો શોક અને ચિન્તા ઉપજ્યાં. વળી તે બાળક પુત્રનું શરીર પણ એટલું બધું નિર્બલ અને ફીકું હતું કે મોરારજીશેઠ વગેરેને ઘણી ચિન્તા થઈ હતી. તેજ ધર્મસિંહશેઠ હાલ પોતાના પિતાની ઉજ્વળ કીર્ત્તિ અને શ્રીમંતાઈના વારસાના જ્યેષ્ઠ વારસ તરીકે છે. પરમેશ્વરની અનુકૂળ દૃષ્ટિનું બળ અદ્ભુત છે.

## પોતાનાં બીજાં પત્ની ગુજર્યા પછી મોરારજીશેઠના વિચારો.

પોતાનાં બીજાં ધર્મપત્ની ગુજર્યા પછી મોરારજીશેઠના મનમાં એવા વિચારો થયા હતા કે હવે લગ્ન કરવું નહિ, પણ ગુપ્ત વેશે ચારપાંચ મિત્રોને લેઈ આખી દુનિયાની મુસાફરી કરવી. પરંતુ ચારે તરફથી તેમને સર્વનો આગ્રહ પરણવા માટે થતો હોવાથી તેમને સમજાયું

કે બાળકોની—અને તેમાં પણ એક નવ વર્ષની અને બીજી પાંચ વર્ષની—બે પુત્રીઓની સંભાળ રાખવાને ઘરમાં પત્નીની જરૂર છે, તેથી છેવટે તેમણે શેઠ સુંદરજી પ્રેમજીનાં પુત્રી ધનકોરબાઈ સાથે વૈશાખ વદમાં લગ્ન કર્યું. ત્યાર પછી તો આખી પૃથ્વીનું દેશાટન કરવાના તેમના વિચારો દબાઇ ગયા.

## શેઠ મોરારજી તબિયત બગડવાથી સાતમી-વાર મહાબલેશ્વર જાય છે.

લગ્ન કર્યા પછી પેટમાં ચૂંકનો વ્યાધિ થયો, અને તેની સાથે શરીરે તાવ આવવા લાગ્યો. મોરારજીશેઠ ચોમાસામાં પુને હતા ત્યાંથી મહાબલેશ્વર જવાના હતા. પણ તેમની મિલ સામે તે મિલની પાડોશમાં રહેનાર પારસી ગૃહસ્થ મીં૦ રૂસ્તમજી અરદેશર વાડીઆએ દાવો આણવાથી તેમને પાછું મુંબાઈ આવવું પડ્યું હતું. અકટોબર માસમાં મોરારજીશેઠ પાછા—મહાબલેશ્વર ગયા હતા.

સંવત્ ૧૯૨૯ ની સાલમાં મિં૦ રૂસ્તમજી અરદેશરે મોરારજીશેઠવાળી મિલની સામે કોર્ટ પાસેથી મનાઇ હુકમ મેળવ્યો—તેથી તે મિલ ત્રણ અઠવાડિયાંલગી બંધ રહી અને મોરારજીશેઠને ઘણી ચિન્તા થઈ. આથી મોરારજીશેઠની તનદુરસ્તી ઉપર એટલી બધી અસર થઇ કે તેમને મગજે લોહી ચઢી જશે તેવું દરેક ચિન્હ જણાવા લાગ્યું. દાક્તરો પણ ઘણા ગભરાઇ ગયા.

## જુનાગઢના નવાબ સાહેબનું મુંબાઈ પધારવું.

આ વર્ષમાં લૉર્ડ નૉર્થબ્રુક સાહેબે જે દરબાર ભર્યો હતો તેમાં જુનાગઢના નવાબ સાહેબ પણ મુંબાઇ પધાર્યા હતા. મોરારજીશેઠે નવાબ સાહેબને માન આપવાને પોતાને ત્યાં મેળાવડો કર્યો અને નવાબસાહેબને તેમાં આમંત્રણ કર્યું. પણ નવાબ સાહેબને વાળો નિકલ્યો હતો તેથી તે મેળાવડામાં પોતે પધારી શક્યા ન હતા, પરંતુ નવાબજાદા સાહેબને તથા કારભારી સાહેબને નવાબ સાહેબે તેમાં મોકલ્યા હતા.

આ અરસામાં જુનાગઢના નવાબ સાહેબ તથા શ્રાવકો વચ્ચે મોટી તકરાર ચાલતી હતી. તેનો નિવેડો મોરારજીશેઠે વચ્ચે પડીને નવાબ સાહેબને ઘણો સંતોષ થયો તે પ્રમાણે આણી આપ્યો. તેથી નવાબ સાહેબ ખુશી થયા અને તેમણે મોરારજીશેઠના કહેવાથી વેરાવળમાં લેવાતો (મીરબારી નામનો) વેરો કાઢી નાંખ્યો. તે સંબંધી વેરાવલના વહીવટદાર ઉપર શ્રીસોરઠસરકારે જે હુકમ લખ્યો હતો તે હુકમ મોરારજીશેઠ મારફતેજ વહીવટદાર મજકુર તરફ રવાને કરવામાં આવ્યો હતો.

જે પત્ર સાથે મોરારજીશેઠ ઉપર તે રવાને કરવાનો હુકમ આવ્યો હતો તે પત્ર યાત્રાળુ જનસમાજના હિતને

લગતો હોવાથી તે આ પુસ્તકમાં નોંધી લેવા યોગ્ય છે. તે નીચે પ્રમાણેઃ-

(પત્ર):—

મેહેરબાન ભાઈ મોરારજી ગોકલદાસ.

મુ. મુંબઈ.

અજ તરફ જમાદાર શેખ બાવદીન વલદ હાશમભાઈના સલામદિગર વેરાવલ બંદરે ઉતરનાર પાસીનજર લોક પાસેથી "મીરબારી" નામની બાબતનો લાગત લેવાય છે, તે લોકોના કલ્યાણને અર્થે માફ કરવા આપનું હુમેશાં આંહીના સરકારમાં ઝાહેર કરવું એ લોકોપયોગી આપની નેકસલાહુ ખુદાવંદ દોલતમદારે ઘણી જ ખુશીને સાથ માન્ય કરી એ "લાગત" માફ કરવા વેરાવલના વહીવટદાર ઉપર ખુદાવંદ દોલતમદારે રૂકો લખાવ્યો તે બજનસ આ પત્ર સાથે આપને મોકલ્યો છે તે આપે બંદર મજકુરના વહીવટદાર ઉપર મોકલાવવો જોઇએ. એટલે તે રૂકાની તારીખથી એ "લાગત" માફ કરશે. બાકી આપ આંહીના સરકારના ખેરાખાહુ પૂર્ણ છો તે હુમેશાં કાયમ રાખી કાગલપત્ર લખાવતા રહેશો. સંવત ૧૯૨૯ ના કારતક વદ ૧૩ વાર બુધ તા. ૨૭ મી નવંબર સન ૧૮૭૨ ઈસ્વી.

(સહી) શેખ બહાવદીનના સલામ સાથે

વાંચશોજી.

જે મીરબારી વેરાથી આગળ મોરારજીશેઠને પજવણી થઈ હતી તે વેરો કાઢી નંખાવવાનો વિચાર જે કેટલાંએ વર્ષથી તેમના મનમાં હતો તે આજે આ પ્રમાણે સફળ થયો, અને તે વેરો કાઢી નંખાવનાર તરીકે મોરારજીશેઠનું નામ અમર રહ્યું. મોરારજીશેઠને આથી ઘણોજ સંતોષ અને આનંદ થયો. ત્રણચાર વર્ષથી તો આ સંબંધે મોરારજીશેઠનો નિરંતર પ્રયત્ન ચાલતો હતો તેની આ પ્રમાણે સિદ્ધિ થઈ.

## फेक्टरी ( कारखाना ) आक्ट कमिशन–सोलापुरमिलने माटे जगानी पसंदगी.

આજ વર્ષમાં મોરારજીશેઠ કારખાનાને લગતા કાયદા સંબંધી તપાસ કરનાર મંડળીમાં સરકાર તરફથી સભાસદ તરીકે નીમાયા. તે એપ્રિલ માસમાં મહાબલેશ્વર ગયા, અને તેમણે ‘ સી–વ્હ્યુ ’ નામના બંગલામાં મુકામ કર્યો. મહાબલેશ્વર પોતાના કુટુંબને મૂકીને મોરારજીશેઠને મિ૰ રૂસ્તમજી અરદેશરે કરેલા દાવાને માટે મુંબાઈ જઈ આવવું પડચું હતું.

મહાબલેશ્વરથી મોરારજીશેઠ મુંબાઈ આવ્યા પછી મહામાસમાં રા૦ રા૦ નારાયણ વાસુદેવ ડાબુલકરવાળા પરેલના બંગલામાં રહેવા ગયા હતા, અને ત્યાર પછી પાછા મહાબલેશ્વર ગયા હતા. સપ્ટેંબર માસમાં મોરારજી-

શેઠ અહમદનગર, સોલાપુર તથા પંઢરપુર ગયા; અને સોલાપુરમાં તેમણે મિલ બાંધવાને માટે જગા પસંદ કરી.

## મોરારજીશેઠની પ્રવાસની રુચિ.

ત્રીજીવારનું લગ્ન થયા પછી મોરારજીશેઠના મનના પૃથ્વીપ્રદક્ષિણા કરવાના તરંગો જો કે બેશી ગયા, તો પણ તેમને પ્રવાસ કરવો એટલો બધો પ્રિય હતો કે તે આખા હિંદુસ્થાનમાં તો ફરી વલ્યા વિના રહે તેમ ન હતું.

ઉત્તરમાં કાશ્મીર, પૂર્વમાં કલકત્તા અને પશ્ચિમમાં દ્વારકાલગી તો મોરારજીશેઠ અદ્યાપિલગી પ્રવાસ કરી ચૂક્યા હતા–પણ દક્ષિણમાં સોલાપુર કે પંઢરપુરથી વધારે આગળ પ્રવાસ તેમણે કર્યો ન હતો. તેથી દક્ષિણમાં ઠેઠ કન્યાકુમારી લગી સ્વદેશને જોઈ વળવાની તેમની ઇચ્છા ઉત્કટ હતી.

---

# પ્રકરણ ૧૨ મું.



## શ્રીરામેશ્વર જવા ઉપડવું.

સંવત્ ૧૯૩૦ ના કાર્ત્તિક માસમાં મોરારજીશેઠ, તેમના કાકા હુરજીવન, ખટાઉશેઠ તથા તેમના પુત્ર ગોવર્દ્ધનદાસ, શેઠ લક્ષ્મીદાસ ખીમજી તથા તેમના બે પુત્ર, તથા વીરચંદ દીપચંદ, બાળાજી પાંડુરંગ અને નરસી જેઠા મદ્રાસ તથા રામેશ્વરને પ્રવાસે નિકલ્યા. આખો સાથ આશરે ૩૫ માણુસનો હતો. તે સર્વનું ખર્ચ મોરારજીશેઠ, ખટાઉશેઠ તથા લક્ષ્મીદાસશેઠે ઉઠાવી લેવાનું હતું.

તેઓ સઉ પુને ગયા અને ત્યાં બે દિવસ રહીને સોલાપુર ગયા. સોલાપુર ફક્ત એકજ દિવસ તેઓ રહ્યા. ત્યાંથી તેઓ કૃષ્ણા ગયા અને ત્યાં એક દિવસ રહ્યા. તેમણે રેલ્વેસ્ટેશનના મકાનમાંજ મુકામ રાખ્યો હતો.

## ત્રિપતિ ( તીરૂપતી ) બાલાજી તથા શિવકાંચી અને વિષ્ણુકાંચીની યાત્રા.

કૃષ્ણા સ્ટેશનથી ઉપડી તેઓ ત્રિપતિ ગયા અને ત્રિપતિથી બાલાજી ગયા–ત્યાં તેઓ બે રાત્રી રહ્યા. જો કે મોરારજીશેઠ વગેરે મરજાદી વૈષ્ણવો હતા, તો પણ બાલાજીના મંદિરમાંથી જે જે પ્રસાદ મલ્યો તે તે સઘળો

યાત્રાળુઓના રિવાજ પ્રમાણે તેમણે ખાધો. વેંકટસ્વામી નયડુના એક સુંદર મકાનમાં તેઓએ બાલાજીમાં મુકામ કીધો હતો. ત્યાં તેઓ એક અઠવાડિયું રહ્યા અને જે જે જોવા જેવું હતું તે તે સઘળું જોયું.

બાલાજીથી તેઓ શિવકાંચી અને વિષ્ણુકાંચી ગયા. ત્યાં બે દિવસ રહીને તેઓએ ત્યાંનો હાથની શાળોવડે કરાતો વણાટનો ઉદ્યોગ જોયો. અહીંથી આગળ બેંગલોર જવાનો વિચાર ખટાઉશેઠ અને લક્ષ્મીદાસશેઠે ફેરવી નાંખ્યો. તેથી મોરારજીશેઠે નરસી કાકા, વીરચંદશેઠ, બાલાજીશેઠ અને પોતાના નોકરને બેંગલોર મોકલ્યા; તથા પોતે તો ખટાઉશેઠ, લક્ષ્મીદાસશેઠ અને હરજીવનકાકાની સાથે પાછા મુંબાઈ આવ્યા.

## मुंबाइ आवीने मोरारजीशेठ पोताना कुटुंबने तेडीने बेंगलोर तथा माइसोर जायछे.

મુંબાઈમાં બેત્રણ દિવસ રહીને મોરારજીશેઠ પોતાનાં પત્નીને, પોતાના પુત્ર ધર્મસિંહને અને પોતાની બે પુત્રીઓ ઢબુબાઈ તથા ગોદીબાઈને, તેમજ બાલાજીની પુત્રી દ્વારકાને લેઇને પાછા બેંગલોર ગયા. બેંગલોરમાં મોરારજીશેઠ પોતાના કુટુંબને તથા નરસીને મૂકીને બળદના શીઘરામની ટપાલમાં બેશી માઇસોર જવા ઉપડ્યા. તેમની સાથે બાલાજી અને વીરચંદશા હતા. લાલા મઈકુલાલ કરીને

એક દેશી ડાક્તરનો પણ તેમને સંઘાત થયો હતો. રસ્તામાં તેમણે કોશેટામાંથી રેશમ કાઢવાનું કારખાનું જોયું. પણ કમનસીબે રેશમના કીડાઓ મરી જતા હતા તેથી તે સમયે તે ઉદ્યોગની ભાગતી સ્થિતિ હતી.

માર્ગમાં તેમણે શ્રીરંગપટ્ટણ અને ટીપુસુલતાનના સઘળા મહેલો જોયા. ત્યાંથી તેઓ માઇસોર તરફ આગળ ચાલ્યા.

## माइसोरनुं अवलोकन.

માઇસોરમાં હાજી મીઠા કાસમની પેઢીઉપર મોરારજી-શેઠ એક ભલામણપત્ર લઇ ગયા હતા. તે પેઢીવાળાઓએ મોરારજીશેઠને માટે ઉતારો તૈયાર કરી રાખ્યો હતો. માઇસોરમાં બેત્રણ દિવસ રહીને તેઓ પાછા 'બેંગલોર જવાની તૈયારીમાં હતા. પણ તેઓ રાજકુમાર તથા રાંજ્યના ઉમરાવોના પુત્રોને કેળવણી આપવાની શાળા જોવાને માટે ગયા. ત્યાં તેમને રાજમહેલ ખાતાના દિવાન રા૦ રા૦ રંગા-ચાર્લુ મળ્યા. તેમણે તેઓને એ શાળા દેખાડી. તે વખતે તે શાળામાં માઇસોર મહારાજા સાહેબ પણ પધારેલા હતા; તેથી રા૦ રા૦ રંગાચાર્લુએ તેઓને ત્યાંના રિવાજપ્રમાણે તેમનાં સેલાં કમરે વીંટાવ્યાં અને પછી તેઓને મહારાજા સાહે-બની હજૂરમાં દાખલ કરવામાં આવ્યા. કેમકે એ પ્રમાણે અદબસર પોશાક રાખ્યા વિના કોઇથી પણ મહારાજા સાહેબની હજુરમાં જવાય નહિ એવી ત્યાંની રાજરીતિ છે.

નિશાળ જોઇને તેઓ પાછા ફરતા હતા ત્યારે રા૦ રા૦ રંગાચાર્લુએ મોરારજીશેઠને એક બે દિવસ વધારે થોભવાનું કહ્યું; કેમકે તેઓને રાજમહેલ અને જુનાં જૈન મંદિરો દેખાડી શકાય. તે જૈન મંદિરો તો માઇસોરથી દશબાર માઇલને છેટે હોવાથી મોરારજીશેઠે એક બે દિવસ વધારે થોભવાનું ઠરાવ્યું.

સાંજે તેઓ રાજમહેલ જોવાને ગયા. રાજમહેલમાં જુદાં જુદાં ખાતાં જોઇને તેઓ ખુશી થયા. તેમાં પણ સરસ્વતી-મંદિર જોઇને તેમને બહુ આનંદ થયો. તે સ્થળમાં સઘળાં પ્રાચીન પુસ્તકો સફાઇબંધ અને નિયમસર ગોઠવેલાં હતાં. તેમણે મહારાજા સાહેબનું જવાહિરખાનું પણ જોયું. મહેલમાં સઘળા નોકરોને અદબની ખાતર કમરબંધ રાખવોજ પડતો હતો તે પણ તેમના જોવામાં આવ્યું. બીજે દિવસે તેઓ મહારાજા સાહેબનો બાગ તથા અશ્વશાળા વગેરે જોવાને ગયા. ત્યારપછી બીજે દિવસે રા૦ રા૦ રંગાચાર્લુ તેઓને રાજ્યની ગાડીઓમાં બેસાડી શ્રાવકોનાં પુરાતન દેવાલયો જોવાને લેઈ ગયા. તેઓ સુઉ દેવાલયો જોઈ આવીને રા૦ રા૦ રંગાચાર્લુના બાગમાં જમ્યા. ત્યાંથી તેઓ નીલગિરિ પહાડ જોવા જવાને ઘણા ઉત્સુક હતા, તેથી રા૦ રા૦ રંગાચાર્લુએ તેમને બળદના શીઘરામની ટપાલમાં ત્યાં જવાની ગોઠવણ કરી આપી.

## નીલગિરિતરફ પ્રવાસ.

મોરારજીશેઠ પોતાની સાથેના માણસો સાથે રાત્રે નીલગિરિ જવાને માટે ઉપડ્યા. તેઓને જંગલી હાથીઓ-વાળાં અરણ્યમાં થઇને મુસાફરી કરવાની હતી. પ્રવાસ કરતાં ત્રીજે દિવસે તેઓ નીલગિરિ પર્વતની તળેટીએ પહોંચ્યા. ટટ્ટુઓ ઉપર બેસીને તેઓ નીલગિરિના શિખર ઉપર ચઢ્યા, અને ત્યાં માઇસોર મહારાજા સાહેબના સુંદર બંગલામાં તેઓ ઉતર્યા. તેઓએ કેટલાક પાણીના ધોધવા વગેરે જોયા; તથા તેઓએ “ટોડા” લોકોનાં ઝુંપડાં ખાસ કરીને જોયાં. તે ઝુંપડાંનાં છાંપરાં નેતર જેવી સોટીઓનાં કમાનદાર બનાવેલાં હોય છે. આ ઝુંપડાંમાં પેસવાનું બારણું બે ત્રણ ફીટ કરતાં મોટું નથી હોતું. આ “ટોડા” લોકોમાં પાંડવોની પેઠે એક કરતાં વધારે ભાઇઓ એકજ સ્ત્રીને પરણી શકે છે એવો રિવાજ છે. આ ટોડા લોકો શરીરે ઘણાજ મજબુત હોયછે, અને તેમની ભાષા તે પહાડ ઉપર વસનાર લોકોજ સમજી શકે તેવી હોય છે. ટોડાની સ્ત્રીઓને મોરારજીશેઠે કહ્યું કે ‘તમે ગાવ’, પણ તે સ્ત્રીઓએ કહ્યું કે—‘અમને તંબા-કુની બીડીઓ પીવા આપો તો ગાઇયે.’ પરંતુ ત્યાં તેમની પાસે બીડીઓ તો હતી નહિ, તેથી તેમને તેઓએ કેટ-લુંક રૂપાનાણું આપ્યું ત્યારે તે સ્ત્રીઓએ ગાયું.

આ સમયે ડીસેંબરમાસની શરૂઆત હુતી. રાત્રે ૨૮° ડિગ્રી જેટલો પારો નીચે ઉતરી જતો હુતો અને ઠંડ એટલી પડતી હુતી કે રાત્રે છાપરા ઉપર બરફ બંધાઈ જતો હુતો. દિવસે પણ ૫૫°–૬૦° ડિગ્રી જેટલી ઠંડી રેહેતી. રાત્રે ઠંડ અત્યંત પડતી હુતી તેથી ત્યાં મોરારજી-શેઠને ઉંઘ પણ આવતી નહોતી, તેથી ફક્ત ચારપાંચ દિવસ લગીજ ત્યાં રહી શક્યા. ત્યાં રાત્રે તેઓ ટપાલની ગાડીઓમાં ઉપડ્યા અને નીલગિરિની તળેટી ઉપરથી હેઠે ઉતર્યા. રસ્તામાં કેટલેક સ્થળે તેઓએ બુંદદાણા (કાફી)નાં ખળાં જોયાં. તેમાં પાણીના પ્રવાહુથી ચાલતા યંત્રવડે બુંદ-દાણાનાં છોતરાં ઉખાડી નાંખવામાં આવતાં હુતાં.

## रामेश्वर तरफ जवुं.

મોરારજીશેઠ રાત્રે કોઇમ્બતૂર પહોંચ્યા અને ત્યાં રાત્રે એક લુવાણા વ્યાપારીને ઘેર સુઈ રહ્યા. સવારમાં તેઓ તે લુવાણા વ્યાપારીના બાગના મકાને ગયા અને ત્યાં જમ્યા તથા શહેર જોયું. આ શહેરમાં કચેરીના કારકુ-નોની નીતિ ખરાબ કહેવાતી હુતી.

કોઇમ્બતૂરથી મોરારજીશેઠ યેરોડ સ્ટેશને ગયા. ત્યાં બેંગલોરથી તેમનાં બઇરાંછોકરાં આવી પહોંચ્યાં હુતાં. ત્યાં તે સર્વે એકઠા થઇને ત્રિચિનાપોલી ગયા. ત્યાંથી તેઓ સર્વે શ્રીરંગજી ગયા. શ્રીરંગજીમાં ત્રણ દિવસ રહીને

મોરારજીશેઠ અને નરસી નેગાપટમ ગયા. ત્યાં તેમને તારથી એવી ખબર મળી કે—'વાડીઆવાળા મુકરદ્દમાની સુનાવણી આવતા માસની તા. ૧૨ મીને રોજ રાખેલી છે, માટે તમે તાકીદે આવી પહોંચજો.' તેથી સેતુબંધરામેશ્વર ઝડપથી જઈ અવાય અને વખતસર મુંબાઈ પહોંચાય તેટલામાટે મોરારજીશેઠે એક "બ્રેગ" નામનું વહાણ ભાડે કર્યું. તે ૨૦૦ ટન બોજાવાળું બારકસ હતું, અને તેમાં ચોખા ભરેલા હતા.

મોરારજીશેઠે તાર કરીને પોતાનાં બઇરાંછોકરાંને શ્રીરંગજીથી નેગાપટમ બોલાવી લીધાં અને સઉને લેઇને પૂર્વોક્ત વહાણમાં તે રામેશ્વર જવાને સાંજે ને સાંજે ઉપડ્યા. દરિયામાં ઘણું તોફાન થતું હતું. પહાડ જેવાં મોજાં ઉછળતાં હતાં, અને તેથી પ્રથમ તો વહાણ ઉપરજ જવું મુશ્કેલ પડ્યું હતું. બીજે દિવસે દરિયો કાંઇક શાન્ત થયો. ત્રીજે દિવસે સવારમાં તેમનું વહાણ સીલોનના અખાતમાં આવી પહોંચ્યું. પણ દરિયો એવા તો તોફાન ઉપર હતો કે સઉ એકવાર તો ડૂબતાં ડૂબતાંજ બચી ગયાં. સવારના આઠ વાગતાં તેઓ પામ્બનની ખાડીમાં પહોંચ્યા. ત્યાંથી રામેશ્વર સાત આઠ માઇલ દૂર થાય.

રામેશ્વર જઇને ત્યાં તેઓ ત્રણ દિવસ રહ્યા અને ત્યાંથી તેઓ શ્રીરામચંદ્રજીએ બાંધેલાં સેતુ આગળ ગયા.

મોરારજીશેઠ એક વહાણુમાં કોલંબો (સીલોન અથવા લંકા). જવાની તૈયારીમાં હુતા, પણ કમનસીબે મુંબાઇથી તેમના ઉપર બીજો એક તાર આવ્યો કે તમારે તાકીદે મુંબાઈ આવવું.

## મદુરા અને તંજાવર જવું.

તેથી મોરારજીશેઠ રામનાથના રસ્તે થઇને ત્રણ દિવસમાં મદુરા ગયા. ત્યાં મીનાક્ષી દેવીનું એક ભવ્ય મંદિર છે, ત્યાં પૂજામાં ઘણું દ્રવ્ય ખરચાય છે. મદુરામાં ઉદ્યોગ પણ ઘણો સારો ચાલેછે. મદુરાથી બળદની ગાડીની ટપાલમાં મોરારજીશેઠ શ્રીરંગજી આવ્યા, અને ત્યાંથી નરસીને સાથે લેઇને તંજાવર ગયા. ત્યાં આખો દિવસ રહીને મહેલો, દેવાલયો અને તંજાવરનાં વિચિત્ર નૃત્ય જોઇને બીજે દિવસે પાછા તેઓ શ્રીરંગજી ગયા.

## મોરારજીશેઠ પાછા મુંબાઈ આવેછે.

મોરારજીશેઠ ત્રિપતિમાં આવીને ઠેર્યા. ત્યાં પોષ શુદ ૧૧ ને દિને મોટો મેળો થવાનો હુતો, પણ વાડીઆએ કરેલા મિલસામેના પેલા દાવાને લીધે મોરારજીશેઠ ત્યાંલગી ત્રિપતિમાં રહી શક્યા નહિ. તેથી મોરારજીશેઠ મુંબાઈ પાછા આવ્યા.

## મોરારજીશેઠનાં પુત્રી બાઇ ઢબુનું લગ્ન.

વૈશાખ માસમાં મોરારજીશેઠનાં સઉથી મોટાં પુત્રી બાઈ ઢબુ ઉર્ફે દેવકોરબાઈનું લગ્ન ઠા૰ લીલાધર તુલસીદાસના દીકરા ગોપાળદાસ વેરે થયું. તેમાં મોરારજીશેઠે પોતાની આબરૂ પ્રમાણે ઘણું ખર્ચ કર્યું. નાતવરા અને હાથઘરાણું વગેરે મળીને ત્રીશ હજાર રૂપૈયાનું ખર્ચ થયું. આ પ્રસંગે જુનાગઢના નવાબસાહેબે પોતાના દિવાન રા૰ રા૰ ગોકુલજી સંપત્તિરામ ઝાલા તથા રા૰ રા૰ નરસિંહુપ્રસાદ હરિપ્રસાદ સાથે આશરે દશ હજાર રૂપૈયાનો સિરપાવ મોકલ્યો હતો. આ લગ્નના પ્રસંગે વાડીઆવાળો પેલો મિલસંબંધી દાવો પણ ચાલતો હતો, તેથી ઘણીજ અડચણ તથા કંટાળો ઉપજતાં હતાં.

## મોરારજીશેઠ બૉમ્બે યુનાઇટેડ સ્પિનિંગ મિલ શેઠ ખટાઉ મકનજીને વેચી દેછે.

શેઠ ખટાઉ મકનજીનો વિચાર, બૉમ્બે યુનાઇટેડ સ્પિનિંગ મિલવિષે, સારો હોવાથી તેમણે તે મિલના ૪૦૦ શેર સર મંગલદાસ નથુભાઇ પાસેથી ખરીદ્યા. તેમજ આશરે ૭૫ શેર બીજા આસામીઓ પાસેથી ખરીદ્યા. આખી મિલના શેરોમાંના ત્રીજા ભાગના શેરો મોરારજીશેઠ પાસે હતા, અને બીજા બે તૃતીયાંશ ભાગના શેરો શેઠ ખટાઉ મકનજીપાસે હતા. તે મિલની એજન્સીના કમિશનનો

ઘણો ભાગ મોરારજીશેઠને મળતો હતો, અને બાકીનો ભાગ ખટાઉશેઠને મળતો હતો.

મોરારજીશેઠે અને ખટાઉશેઠે તે શેરો ખરીદ્યા કે તરતજ ભાવમાં દર શેરે રૂ. ૨૦૦) નો વધારો થઈ ગયો, કેમકે લોકોએ જાણ્યું કે હવે મિલ સારી કમાણી કરશે. ઘણા શેર તો મોરારજીશેઠના મિત્રોએજ ખરીદ્યા હતા. બેત્રણ દિવસ પછી શેઠ દિનશા માણેકજી પીટીટે એક લાખ રૂપૈયાનો નફો આપીને તે મિલ ખરીદી લેવાની માગણી કરી. શેઠ દિનશા પીટીટની ઘણી જમીન તે મિલની પાસે હતી, તેથી તે મિલ ખરીદી લેઇને તે મિલમાં વધારો કરવાનો દિનશાજીશેઠનો ઇરાદો હતો.

આ સમયે મોરારજીશેઠના એવા વિચાર થયા હતા કે-મારે વધારે ઉપાધિમાં પડવાની હવે જરૂર નથી અને અદ્યાપિ લગીમાં જે કાંઈ મળ્યું છે તેથી મારે સંતોષ માનવો અને લોકહિતનાં કામોમાં વધારે સમય ગાળવો. તેટલા માટે મોરારજીશેઠે ખટાઉશેઠને કહ્યું કે-'મોરારજી મિલના, સોલાપુર મિલ બંધાય છે તેના, તથા બૉમ્બે યુનાઇટેડ મિલના કમિશનમાં તમારો ભાગ રાખેલો છે, તે છતાં બધો કારોબાર વગેરે મારે નામે ચાલે છે. માટે બૉમ્બે યુનાઇટેડ મિલ આખી તમારે હસ્તક કરી લ્યો તો વધારે સારૂં, કેમકે તેથી તમને દર વર્ષે સારો ફાયદો થશે.' આ સાંભળીને

ખટાઉશેઠે કહ્યું કે–જો કે આથી મને ફાયદો થાય તેમ છે તો પણ તમારાથી છુટા થવાનું મને બિલકુલ ગમતું નથી. આ પ્રમાણે બોલતાંજ ખટાઉશેઠની આંખમાં આંસુ આવી ગયાં. આ બિના ઉપરથી બંને શેઠીઆ વ્યાપારી હતા તોપણ પરસ્પર કેવો ઉદાર પ્રેમભાવ ધરાવતા હતા તે જણાઈ આવે છે. તે ઉપરથી શુષ્ક હૃદયવાળા મતલબી મનુષ્યોને બોધ લેવા જેવું છે.

ખટાઉશેઠે વિચાર કરવામાં એક રાત્રી ગાળી તથા તેમણે શેઠ દ્વારકાદાસ તથા નરોત્તમદાસ વગેરેની સલાહ લીધી. તે સલાહ મુજબ ખટાઉશેઠે મોરારજીશેઠની ઇચ્છા પ્રમાણે બૉમ્બે યુનાઇટેડ મિલ આખી પોતાને હસ્તક લેવા હા પાડી; અને તે પ્રમાણે સઘળી ગોઠવણ અમલમાં મૂકવામાં આવી. ખટાઉશેઠ પાસે મોરારજી મિલના શેરોની મોટી સંખ્યા હતી, તેમાંથી મોરારજીશેઠને ૫૯ શેર ખટાઉશેઠે આપ્યા, તેમજ મોરારજી મિલના કમિશનમાં ખટાઉશેઠનો જે ભાગ હતો તે પણ શરૂઆતથી અત્યાર લગી ખટાઉશેઠે લીધો નહિ. આ પ્રમાણે મોરારજીશેઠ અને ખટાઉશેઠ વચ્ચેનો મિલના કમિશનના ભાગીઆ તરીકેનો સંબંધ હાલ થોડા વખતને માટે છુટી ગયો, કારણ કે સોલાપુર મિલ તે વેળા બંધાઇને તૈયાર થઇ નહોતી.

## મિ૦ વાડીઆએ મિલસામે આણેલા દાવાનો ફેંસલો.

મિ૦ વાડીઆએ મિલસામે આણેલા દાવામાં જસ્ટિસ બેલીએ આજ વર્ષમાં ફેંસલો આપ્યો. તેમાં મિલપાસેથી મિ૦ વાડીઆને રૂ. ૮૨૫૦) નુકસાનીના અપાવવાનું ફરમાવ્યું, તથા મિલ ધુમાડો અને ખડખડાટ કરે નહિ એવો જાણુનો મનાઇહુકમ આપ્યો, તથા વાદીનું ખર્ચ મિલને માથે નાંખ્યું. આ મિલને એક મોટો ધોકો પહોંચે એવું બન્યું; કેમકે મોરારજીશેઠ વગેરેને નુકસાનીની રકમ તથા સામા પક્ષનું ખર્ચ આપવાના હુકમ માટે કાંઈ ચિન્તા જેવું નહોતું. પણ મિલનું કામ ચાલવામાંજ અડચણરૂપ થઇ પડે એવા મનાઈહુકમને લીધે તેમને ઘણો અજંપો અને ચિન્તા થતાં હતાં. મિ૦ વાડીઆ ઘરમેળે સમજે તેમ નહોતું તેથી તેઓને અપીલ કરવાની ફરજ પડી.

## સોલાપુરમિલનો પાયો નાંખવો.

સંવત્ ૧૯૩૧ ની સાલમાં મોરારજીશેઠ ખટાઉ શેઠની સાથે સોલાપુર ગયા, અને તેમણે સને ૧૮૭૫ ના ફેબ્રુઆરી માસની તારીખ ૧૬ મીને રોજ સોલાપુરમિલનો પાયો નાંખ્યો. તે વખતે ત્યાં એક મોટા ઉત્સવ જેવું થયું હતું. મોરારજીશેઠે આ મિલનું પરાપૂર્વથી ચાલતી રૂઢિપ્રમાણે શ્રદ્ધાપૂર્વક વાસ્તુપૂજન કર્યું; વળી

મિલનું ખાતમુહૂર્ત્ત કરતાં પણ શ્રીગણપતિ અને શ્રી-મહાલક્ષ્મીનું સ્થાપન તથા પૂજન વિધિપૂર્વક કર્યું હતું. બ્રાહ્મણોને તથા શિલ્પીઓ વગેરેને પણ તે પ્રસંગે ઉત્સાહ સાથે ભોજનાદિકવડે સત્કાર કર્યો હતો. આ સોલાપુરમિલ મોરારજીમિલ કરતાં પણ વધારે લાભ આપનારી થશે એમ મોરારજીશેઠ આગળથી ઘણી વાર કહેતા હતા અને પરિણામે થયું પણ તેમજ.

## मि० वाडीआना लाभमां मोरारजीमिलनी विरुद्ध थयेलो फेंसलो रद थायछे.

એપ્રિલ માસમાં મોરારજીશેઠ મહાબલેશ્વર ગયા, અને 'ફાઉન્ટન હૉલ' નામે નવા બંધાયલા મકાનમાંજ તેમણે મુકામ કર્યો. આ વખતે શેઠ દ્વારકાદાસ લખનજી ત્યાં 'રોઝ કૉટેજ' માં રહેતા હતા.

મિ૦ વાડીઆના લાભમાં જસ્ટિસ બેલી સાહેબે જે ફેંસલો મોરારજીમિલ સામે કર્યો હતો તે ફેંસલો અપીલમાં હાઇકોર્ટના ચીફ જસ્ટિસ સાહેબે આજ વર્ષમાં રદ કર્યો. નુકશાનીની આપેલી રકમ પણ પાછી અપાવી, જાથુનો મનાઇહુકમ રદ કર્યો અને સેંકડે ૪૦ ટકા જેટલું ખર્ચ પણ પાછું અપાવ્યું. ચીફ જસ્ટિસ સાહેબે મિ૦ વાડીઆને પાડોશી તરીકે હળીમળીને રહેવાની પણ છેવટે શીખામણ દીધી.

# પ્રકરણ ૧૩ મું.



## अतिथिसत्कार अने सज्जनोनो समागम.

મોરારજીશેઠને પ્રવાસ કરવા ઉપર ઘણી રુચિ હતી, અને તેથી તેઓ ઘણા સારા અને મોટા માણસોના સંબંધમાં આવતા. મોરારજીશેઠનો મૈત્રી અને ઓળખાણનો સંબંધ એટલો તો બહોળો હતો કે તેમને ત્યાં હુમેશ મેમાનપરોણા તો હોય ને હોયજ. શેઠ તેઓની પરોણાગત કરવામાં એવો તો ઉત્સાહ અને આનંદ ામતા કે જેથી હિંદુ ગૃહસ્થાશ્રમનું સાર્થક્ય ગણાય. ૌજન્ય, ઉદારતા અને અતિથિ પ્રત્યેનો પ્રેમ મોરારજી-ેઠમાં સ્વાભાવિક રીતેજ હોવાથી તેમની શ્રીમંતાઈ ્શેષ ઝળકી નીકળતી હતી.

સંવત્ ૧૯૩૨ માં નામદાર પ્રિન્સ ઑફ વેલ્સ મુંબાઇ પધાર્યા તે સમયે એક મોટો સમારંભ થયો હતો. તે પ્રસંગે જુદે જુદે સ્થળેથી અનેક મનુષ્યો મુંબાઈમાં આવ્યાં હતાં; ત્યારે મોરારજીશેઠના વૈભવ પ્રમાણે તેમને ત્યાં પણ સંખ્યાબંધ પરોણા આવેલા હતા.

## ગવર્નર જનરલ સાહેબ લૉર્ડ નૉર્થબ્રુકની સાથે મેલાપ.

નામદાર વાઇસરૉય સાહેબ લૉર્ડ નૉર્થબ્રુક પણ એ સમયે મુંબાઈ પધાર્યા હતા. તેમની સાથે પહેલો મેળાપ મોરારજીશેઠને રાજગૃહ ( ગવર્મેન્ટ હાઉસ ) માં થયો. ત્યાર પછી તા. ૬ ઠી નવેંબર ૧૮૭૫ ને રોજ વાઇસરૉય સાહેબ મોરારજીશેઠની મિલ જોવાને પણ પધાર્યા હતા. ત્યાં તેઓ નામદારનો સારો સત્કાર કરવામાં આવ્યો હતો. મોરારજીશેઠે પોતાની મિલની અંદર કામે લાગેલા માણસો-નાં છોકરાંને કેળવવાની શાળા પોતાની મિલને અંગે રાખી હતી. તે પણ જોઇને ગવર્નર સાહેબ આ પ્રસંગે ખુશી થયા હતા. આપણા દેશમાં મિલો અને બીજાં કારખાનાં ઘણાં છે, પરંતુ મજૂરીઆ વર્ગમાં પણ કેળ-વણીની કેટલી જરૂર છે તે સમજીને આવી શાળાઓ મિલને અંગે રાખનાર હાલ પણ ઘણા થોડાજ મિલના માલિકો હશે. તો મોરારજીશેઠની દેશોદય સંબંધી દીર્ઘ-દૃષ્ટિ અને લાગણી તથા એક મિલના વ્યવસ્થાપક તરીકે ગરીબ મજુરો તરફ પોતાની ફરજની સમજણ કેવી ઉત્તમ પ્રકારની હતી, તે એ શાળાની યોજના ઉપરથી જણાઇ આવે છે.

હિન્દુસ્તાનના અન્ડર સેક્રેટરી ઑફ સ્ટેટ સર લુઇ મૅલ્લેટ પણ તે મિલ જોવાને આવ્યા હતા, અને એક વાર તેમણે મોરારજીશેઠને પોતાની પાસે બોલાવી લાંબા સમય લગી આયાત માલ ઉપરના કર વિષે તથા હિંદુસ્તાનના ઉદ્યોગ વિષે વાતચિત કરી હતી.

## મોરારજીશેઠને ત્યાં પુત્રીનો જન્મ તથા તેમનું કલકત્તે જવું.

તા. ૧૦ મી ડીસેમ્બર સને ૧૮૭૫ ને રોજ મોરારજીશેઠનાં પુત્રી બાઈ લીલાંનો જન્મ થયો, ત્યાર પછી તા. ૨૦ મી કે ૨૧ મી ને રોજ મોરારજીશેઠ સરકારના મોટા અમલદારોને આયાત માલ ઉપરના કરના સંબંધમાં પોતાના અભિપ્રાયના ખરાપણા વિષે ખાતરી કરી આપવાને કલકત્તે જવાને ઉપડ્યા. આ વખતે ઝીણા નરોત્તમ, રા૦ રા૦ શાન્તારામ, રઘુનાથ અને હરીચંદ મોરારજીશેઠની સાથે હતા.

મુરસીદાબાદવાળા રાય લછમીપતસિંહે મોરારજી-શેઠને માટે નોકરચાકર તથા સરસામાન સહિત એક ઘર ચૌરંગી પાસે ક્રુકેડ લેઇનમાં તૈયાર રાખ્યું હતું, ત્યાં મોરારજીશેઠે મુકામ કર્યો. તેમના ઉપયોગને માટે બે ઘોડાની એક ગાડી પણ ત્યાં હાજર રાખવામાં આવી હતી.

સર રિચર્ડ ટેમ્પલે પ્રિન્સ ઑફ વેલ્સના માનમાં સાંજે બાગમાં રમત ગમતનો મેળાવડો કર્યો હતો. તેમાં મોરારજીશેઠને આમંત્રણ હોવાથી તેઓ ત્યાં ગયા હતા. ત્યાં આગળ લોકોની મોટી ઠઠ જામી હતી. ત્યાં તેમણે બ્રહ્મદેશના લોકોનો નાચ જોયો, અને બીજી પણ કેટલીક ગમતો જોઈ.

વાઈસરૉય સાહેબે ખાસ પસંદગીના થોડાક માણસોની એક સાંજની મિજલસ કરી હતી. તેમાં ઉચ્ચા દરજ્જાના થોડાક રાજાઓનેજ નોતરેલા હતા. તેમાં પણ આમંત્રણ થવાથી મોરારજીશેઠને જવાનું થયું હતું. બીજા બૅરોનેટ સર જમશેદજી પણ તેમાં આવ્યા હતા.

કલકત્તાના શહેરીઓએ પ્રિન્સ ઑફ વેલ્સના માનમાં બાલગમીઆ બાગમાં રમતગમતો કરાવી હતી, ત્યાં પણ આમંત્રણ હોવાથી મોરારજીશેઠ ગયા હતા.

પરદેશ ખાતેથી આયાત થતા માલ ઉપરના દાણસંબંધી વાતચિત કરવાને મોરારજીશેઠ વાઇસરૉયના મંત્રી (સેક્રેટરી) કરનલ બેરિંગને મલ્યા, અને તે વાતચિતમાં મોરારજીશેઠે પોતાની રાજનીતિ સંબંધી કુશળતા અને વ્યાપારનો બહોળો અનુભવ તથા દલીલ કરવાની શક્તિ ઘણી અસરકારક રીતે દર્શાવી આપ્યાં. કલકત્તામાં તા. ૧ લી જાનેવારી સન ૧૮૭૬ ને રોજ થયેલી રોશની અને

આતસબાજી જોઇને મોરારજીશેઠ પછી બેરેકપુર ગયા. ત્યાં તેમણે રૂનાં અને શણનાં કારખાનાં (મિલો) જોયાં, અને ત્યાં કાશ્મીરના મહારાજા પધારેલા હતા તેમને પણ તે મળ્યા.

## काशीयात्रा.

તા. ૨ જી જાનેવારી સન ૧૮૭૬ ને રોજ મોરારજી-શેઠ કલકત્તેથી ઉપડી રાણીગંજ ગયા. ત્યાં તેમણે કોલ-સાની ખાણો અંદર ઉતરીને જોઇ. પછી તેઓ બૈજનાથ ગયા, તથા ત્યાંથી ચુનાર ગયા. ત્યાં તેમણે મહાપ્રભુજીની બેઠકમાં મુકામ રાખ્યો. તેમણે ચુનારનો કિલ્લો જોયો. ચુનારથી હોડીમાં બેશીને તેમનો બનારસ જવાનો વિચાર હતો, પણ તે દિવસે રોશની થવાની હોવાથી હોડીનો કાંઇ જોગ બેઠો નહિ. પછી તેઓ એક વાગ્યે બનારસ ગયા, અને ત્યાં રાજા શિવપ્રસાદના મકાનમાં ઉતર્યા. ત્યારપછી તેઓ બનારસના મહારાજાના નિવાસસ્થાન રામનગર ગયા. ત્યાં સાંજે પ્રિન્સ ઑફ વેલ્સ આવવાના હોવાથી તેમના આદરસત્કારમાટે મોટી તૈયારી કરવામાં આવી હતી. ત્યાં પૂર્વદેશી દેખાવો જોઇને મોરારજીશેઠને ઘણો આનંદ થયો. રાત્રીએ બનારસના મહારાજા અને રાજા શિવપ્રસાદ સાથે મોરારજીશેઠ હોડીમાં બેસીને ગંગાઘાટ ઉપર કરવામાં આવેલી રોશની જોવાને ગયા.

## लखनोर, कानपुर अने आग्रे थइने गोकुल-मथुरा जवुं.

બેત્રણ દિવસ કાશીમાં રહીને મોરારજીશેઠ લખનોર ગયા. ત્યાં કમાન ગુલાબસિંહે તૈયાર કરી રાખેલા મકાનમાં તેમણે મુકામ કર્યો. ત્યાં બેત્રણ દિવસ રહીને તેઓ કાનપુર ગયા. ત્યાં ડેપ્યુટિ કલેક્ટર મુનશી બિહારીલાલને તેઓ મલ્યા. મોરારજીશેઠે મુંબાઈ તાર કરીને પોતાના પુત્ર ધર્મસિંહને, શાસ્ત્રીબાવાને, તથા મુકાદમ લખુ જોશીને બોલાવ્યા હતા, તેઓ પણ કાનપુરમાં તેમને આવી મલ્યા.

કાનપુરથી મોરારજીશેઠ આગ્રે ગયા, અને ફરીને તેમણે તાજમહેલ જોયો. પછી ત્યાંથી તે મથુરા ગયા અને ત્યાં પટણીમલની હુવેલીમાં મુકામ કર્યો. ત્યાંથી મોરારજીશેઠ વૃન્દાવન ગયા, અને ત્યાં તે લછમનદાસશેઠ અને તેમના કાકા ગોવિંદદાસશેઠને મ્લ્યા. ગોવિંદદાસ એક ત્યાંના મોટા શેઠીઆ હતા. ત્યાર પછી મોરારજીશેઠ ગોકુલ ગયા, અને ત્યાં જેરામ મનજીની ધર્મશાળામાં મુકામ કર્યો. અહીં મોરારજીશેઠ ત્રણ દિવસ રહ્યા. પછી મોરારજીશેઠ દાઉજી (બલદેવજી) ગયા; કેમકે તેમનાં ગુજરનાર પત્નીએ તેમના પુત્ર ધર્મસિંહનું મુંડન (વાળ ઉતરાવવાની ક્રિયા) ત્યાં કરાવવાની બાધા રાખી હતી.

મોરારજીશેઠે તે પ્રમાણે ત્યાં બાધા મૂકીને વૈષ્ણવ, બ્રાહ્મણ વગેરેને ખૂબ જમાડ્યા. તે પછી તેઓ પાછા મથુરા આવ્યા. લછમનદાસશેઠે ત્યાં તેમની બહુ મમતાથી સરભરા કરી, અને પોતાનાં નોકર તથા વાહન પણ તેમના તાબામાં સોંપ્યાં.

## મોરારજીશેઠનું મુંબાઈ આવવું.

મોરારજીશેઠના સાંભળવામાં આવ્યું કે હરજીવન કાકા ઘણા માંદા છે, તેથી તે મુંબાઈ પાછા જવા ઉપડ્યા. તેઓ મથુરાથી એકદમ કાનપુર આવ્યા. આ વખતે મુનશી બિહારીલાલ કાનપુરમાં નહોતા. પણ બાબુ રામપ્રસાદે મોરારજીશેઠ પ્રત્યે બહુ પ્રીતિ દર્શાવી. તેની તેજ રાત્રે મોરારંજીશેઠ અલ્હાબાદ જવા ઉપડ્યા, અને ત્યાં જઈ ત્યાંના એક જયાપ્રસાદ નામના મોટા સદ્‌ગૃહસ્થને ત્યાં તેમણે મુકામ કર્યો. બીજે દિવસે સવારમાં તેઓ ત્રિવેણીસ્નાન કરવા ગયા અને સાંજે મહાપ્રભુજીની બેઠકે દર્શન કરવા ગયા; તથા ગંગાપ્રસાદની સાથે ગાડીમાં બેસી ફરવા ગયા. પ્રયાગથી તેઓ જબલપુર ગયા, પણ ત્યાં એકજ રાત્રી આરામ લેઇને સીધા મુંબાઈ જવા ઉપડ્યા. પણ હરદામાં મોરારજીશેઠના એક મિત્ર રા૦ રા૦ સુખદેવપ્રસાદ કરીને હતા તેમણે તેમને રોક્યા. ત્યાં ખબર મળી કે હરજીવનકાકા તા. ૧૬ મી જાનેવારીના અરસામાં

ગુજરી ગયા છે. ત્યાંથી મોરારજીશેઠ તરતજ મુંબાઈ આવ્યા.

મોરારજીશેઠે કાકાની પાછળ પુષ્કરણા બ્રાહ્મણોનાં બે તડ જમાડ્યાં તથા માથાદીઠ અરધા રૂપૈયા પ્રમાણે દક્ષિણા વહેંચી.

## मोरारजीशेठ वालकेश्वर, डूमस अने आठमीवार महाबलेश्वर रहेवा जाय छे.

મોરારજીશેઠની પોતાની તથા તેમનાં પત્નીની તનદુરસ્તી આ સમયે સારી નહોતી, તેથી તેઓ વાલકેશ્વર વર્ધમાન પુનસીના બંગલામાં રહેવા ગયા. તોપણ તેમની તબીઅતમાં સુધારો થયો નહિ. તેથી તે સુરત અને ડૂમસ જઇને એક મહીનો રહ્યા. આ વખતે ખટાઉશેઠ ઘણા માંદા હતા.

છેવટે મોરારજીશેઠ પોતાના કુટુંબસાથે મહાબલેશ્વર ગયા, અને સર જમશેદજીવાળા 'ફોર-ઓક્સ' નામના બંગલામાં રહ્યા; ત્યાં તેમને ખટાઉશેઠ ગુજરી ગયાના માઠા સમાચાર મલ્યા; તેમનો ખરખરો કરવાને માટે મોરારજીશેઠ એક ટપ્પાગાડી ભાડે કરીને મુંબાઈ જવાને નિકલ્યા, પણ તેમને પોતાનેજ શરીરે ઠીક નહિ લાગવાથી 'લેક' આગળથી પાછા વળી મહાબલેશ્વર ગયા.

## દુષ્કાળ અને મોરારજીશેઠની લોકસેવા.

મહાબળેશ્વરથી મોરારજીશેઠ મુંબાઈ આવ્યા ત્યારપછી સોલાપુર તરફ વરસાદની તાણુવિષે લોકોની બુમ તેમના સાંભળવામાં આવતી હતી. આ વખતે દુકાળ પડ્યો અને અકટોબર માસથી તો મોરારજીશેઠ લોકસેવામાં પણ રોકાયા. તેઓ દુકાળ સંબંધી કામકાજ કરનાર સભા (ફેમીન કમિટિ) ના મંત્રી નિમાયા. મોરારજીશેઠને બહોળો અનુભવ, રાજાપ્રજાનો તેમના ઉપર વિશ્વાસ, લોક માટે ખરી લાગણી તથા મોટા માણસોમાં લાગવગ વગેરે સાધનો હોવાથી તેઓ દુકાળના સમયમાં એવી તો સારી રીતે પ્રજાપ્રત્યેની પોતાની ફરજ બજાવી શક્યા કે તેથી રાજા અને પ્રજાની તેમણે પ્રસન્નતા મેળવી. દુકાળના સમયમાં મોરારજીશેઠે જે જે લોકસેવા બજાવી છે તેનું સવિસ્તર ઉપયુકત વિવેચન આગળ ઉપર યોગ્ય સ્થળે આવશે. તે ઉપરથી રાજાએ અને પ્રજાએ દુકાળ જેવા પ્રસંગોમાં શાં શાં સાધન લોકરક્ષણને માટે યોજવાં યોગ્ય છે તે વિષે અનુભવમય બોધ મળે તેમ છે.

## મોરારજીશેઠનું અકલકોટ જવું.

આજ વર્ષમાં મોરારજીશેઠ અકલકોટના સ્વામીનાં દર્શન કરવાને માટે અકલકોટ ગયા હતા. આ સ્વામીનું નામ એક સિદ્ધ પુરુષ તરીકે આખા મુંબાઈ ઈલાકામાં

પ્રસિદ્ધ છે. અકલકોટના રાજાના બાગમાં મોરારજીશેઠે મુકામ રાખ્યો હતો. આ પ્રસંગે મોરારજીશેઠને અકલ-કોટના રાજ્યસાથે પણ પરિચય થયો.

## दिल्हीदरबारमां आमंत्रण अने मोरारजीशेठनी कर्त्तव्यनिष्ठता.

આ અરસામાં મોરારજીશેઠને દુકાળ સંબંધી કામ-કાજને માટે વારંવાર સોલાપુર તથા પુને જવું આવવું પડતું. એવામાં મહારાણી શ્રીવિકટોરિયા કૈસરેહિંદનું પદ ધારણ કરવાનાં હતાં તે નિમિત્તે દિલ્હીમાં બાદશાહી દર-બાર ભરાવાનો હતો, તેમાં મોરારજીશેઠને આમંત્રણ આવ્યું. તેથી મોરારજીશેઠે દિલ્હી જવાને ગોઠવણ કરી. પોતાના માણસોને પણ દિલ્હી મોકલ્યા, પોતાનાં વાહન પણ ત્યાં મોકલાવી દીધાં અને ત્યાં પોતાને માટે તંબુ પણ ઠોકાવ્યો. પરંતુ દુકાળ સંબંધી કામને લીધે એ બાદ-શાહી આમંત્રણનો લાભ મોરારજીશેઠ લેઇ શકયા નહિ.

મોરારજીશેઠ જે જે લોકસેવા કરતા તેમાં તે ખરા અંતઃકરણથી શ્રમ કરતા. આરામ કે મોજમજા અથવા ખર્ચ કે પ્રતિષ્ઠા ઉપર તે લક્ષ આપતા નહિ, પણ પોતાની ફરજ બજાવવા ઉપરજ હુમેશ તેમની ચોટ હતી. તેથી બાદ-શાહી દરબારમાં જવાના આમંત્રણનો લાભ લેઈ ત્યાં હાલવા મહાલવા અને જોવાના શોખને કોરાણે મૂકીને

દુકાળના સમયમાં લોકસેવામાંજ તે મંડ્યા રહ્યાઃ કેમકે દુકાળ સંબંધી ફંડને માટે નાણું એકઠાં કરવામાં જે જે લાગ મળે તે તે સાધી લેઇને કામ પાર પાડવા ઉપર લક્ષ આપવાનો હતો. તેથી મોરારજીશેઠ દિલ્હી દરબારમાં ગયા નહિ, પણ સર ફિલિપ વુડહાઉસની સાથે નામદાર વાઈસરૉયને વિનયવચન કહાવી પોતાની ગેરહાજરી માટે ક્ષમા માગી લીધી.

આ અરસામાં જુનાગઢના નવાબસાહેબ પણ મુંબાઈ પધાર્યા હતા. મોરારજીશેઠે દુકાળના કામમાં નવાબસાહેબની પાસે મદદ માગી, તેમણે તે વાત કાને પણ ધરી. પરંતુ થોડીક રકમ ભરીને નવાબસાહેબ જુનાગઢ પધારી ગયા. તેથી મોરારજીશેઠ એક આગબોટ ભાડે કરીને તથા પોતાના ઘણા સારા સારા મિત્રોને લેઇને વેરાવળ ગયા, અને ત્યાં નવાબસાહેબને મલ્યા. વળી મોરારજીશેઠ આ પ્રસંગે પ્રભાસપાટણ પણ ગયા અને તેમણે દરિયાકિનારા પાસેના બંગલામાં મુકામ રાખ્યો. અહીં નવાબસાહેબને આગ્રહ કરીને તેમણે દુકાળફંડમાં ભરેલી રકમનો આંકડો વધરાવીને રૂ. ૫૦૦૦) નો કરાવ્યો.

દિન પ્રતિ દિન દુકાળસંબંધી કામકાજ કરવાની તાકીદ તથા જરૂર વધતી ગઈ, અને તેથી દિલ્હી દરબારમાં જવાને સઘળી તૈયારીઓ કરી રાખેલી છતાં પણ

ત્યાં જવાનું મોરારજીશેઠને માંડી વાળવું પડ્યું. દુકાળ સંબંધી નાણું એકઠાં કરવાં વગેરે કામ તડામાર ચાલતું હતું, તેની સાથે મોરારજીશેઠે સોલાપુરમિલ ખુલ્લી મૂકવાની પણ બનતી તાકીદ કરી; કેમકે મિલ ચાલતી થાય તો દુકાળના સમયમાં કેટલાંક માણુસો તો તેમાં પણ નિત્ય કામે લાગી રોજી મેળવી શકે. તેટલા માટે પ્રભાસ પાટણથી મુંબાઈ પાછા આવીને મોરારજીશેઠ પોતાની સાથે ઘણા મિત્રોને લેઇને સોલાપુર ગયા.

## સોલાપુરમિલ ચાલતી કરવાની ક્રિયા.

તા. ૨૮ મી ડીસંબર સન ૧૮૭૬ ને રોજ મોટી ધામધૂમ સાથે સોલાપુરમિલ ચાલતી કરવાની ક્રિયા કરવામાં આવી. તે ક્રિયા સોલાપુરના કલેકટર સાહેબનાં પત્ની મિસિસ ગ્રાંટને હાથે કરવામાં આવી હતી. આ પ્રસંગે ત્યાં ઘણા સંભાવિત ગૃહસ્થો તથા સ્ત્રીઓનો મેળાવડો થયો હતો. ત્યાં લશ્કરી વાજું પણ હાજર હતું.

આ મિલ ચાલતી કરી તે દિવસે મોરારજીશેઠ વગેરેનો વિચાર બ્રાહ્મણોને બદલે દુકાળમાં ભૂખે મરતાં છોકરાંઓને જમાડવાનો થયો. તેમને માટે જમણ પણ તૈયાર કરવામાં આવ્યું. પણ કોઇએ એવી ગપ ઉડાડી કે તેવાં દુકાળીઆં છોકરાંનો મિલનાં બોઇલર આગળ ભોગ

આપવાનો છે. તેથી કોઇ છોકરાં આવ્યાં નહિ અને નાશી ગયાં.

વળી દિલ્હીમાં ભરાયેલા બાદશાહી દરબાર સંબંધી ખુશાલીનો ઉત્સવ મોરારજીશેઠે સોલાપુરમિલના મકાનમાં તા. ૧ લી જાન્યુઆરી સન ૧૮૭૭ ને રોજ કર્યો. તે વખતે અકલકોટના રાજાની લશ્કરી પલટન તથા લશ્કરી વાજાને લીધે મિલના કંપાઉન્ડ બહારનો દેખાવ ઘણો દબદબા ભરેલો તથા સુંદર થઈ રહ્યો હતો. સંખ્યાબંધ લોકો ત્યાં પડેલા માટીના મોટામોટા ઢગલાઓ ઉપર ચઢીચઢીને બેઠા હતા.

## પ્રકરણ ૧૪ મું.

---

### पोताना पुत्रना चौल (मुंडन) संस्कार करवा मोरारजीशेठनु पोरबंदर जवुं.

માર્ચ માસમાં મોરારજીશેઠે પોતાની પુત્રી ગોદાવરી ઉર્ફે ગોદીબાઈને તથા પોતાનાં પત્નીને પોરબંદર મોકલી દીધાં. ત્યારપછી આઠે દિવસે પોતાના પુત્ર ધર્મસિંહને નરસીની સાથે પોરબંદર મોકલ્યા. મોરારજીશેઠને પણ ભાવનગર થઇને પોરબંદર જવાનો વિચાર હતો. પણ દિલ્હીદરબારમાંથી જુનાગઢના નવાબસાહેબ પાછા મુંબાઈ પધાર્યા તેથી મોરારજીશેઠને મુંબાઈમાં થોભવું પડ્યું. મોરારજીશેઠે નવાબસાહેબને પોતાને ઘેરજ ઉતાર્યા હતા. મોરારજીશેઠનાં બઇરાંછોકરાં પોરબંદર જવા ઉપડી ગયાં કે તરતજ તેમની તરફના સમાચાર મુંબાઇમાં મોરારજીશેઠને મળે તેવી ગોઠવણ સ્વારની ટપાલ મૂકીને નવાબસાહેબે કરાવી દીધી. હોળીસુધી નવાબસાહેબ મુંબાઈમાં રહ્યા. ત્યારપછી નવાબસાહેબ એક ૨૦૦૦) ટનની આગબોટ ભાડે કરીને વેરાવળ જવા ઉપડ્યા. તેમની સાથે મોરારજીશેઠ પણ વેરાવળ ગયા અને વેરાવળથી તેજ આગબોટમાં પોરબંદર ગયા. મોરારજીશેઠ જેટલો વખત કાઠિયાવાડમાં રહ્યા તેટલો

બધો વખત તેમના કાગળપત્રો અને તારો તેમને મળે તેવી ટપાલની ગોઠવણુ સ્વારો મૂકીને જુનાગઢના નવાબ-સાહેબે ચાલુ રાખી હતી.

મોરારજીશેઠ પોરબંદર પહોચ્યા તેજ દિવસ તેમના પુત્ર ધર્મસિંહનો ચૌલ સંસ્કાર અથવા વાળ ઉતરાવવાની ક્રિયા કરવાની હતી. તેથી લગભગ આખી નાતને કાંટેલા ગામે લેઈ જવાની હતી. કાંટેલામાં મોરારજીશેઠના કુટું-બના બાળકોના વાળ ઉતરે છે.

પોરબંદરમાં મોરારજીશેઠ રાણાજી સાહેબને મળ્યા. તેમણે શેઠને પાલખીમાં બેસાડીને કાંટેલે મોકલ્યા. ત્યાં પોતાના પુત્રના ચૌલ સંસ્કાર કર્યા પછી મોરારજીશેઠ પોર-બંદર આવ્યા. પોરબંદર આવતાં અડધે રસ્તે આણંદજી મૂળજીના મકાને એક જાફત થઈ હતી. તે દિવસ ફા-ગણુ વદ ૬ હતી. મોરારજીશેઠનો મુકામ પોરબંદરમાં સાત સ્વરૂપની હવેલીમાં હતો. ભાઉ સાહેબ કાન્હારે પણ આ સમયે તેમની સાથે હતા. રાણાજી સાહેબ મોરારજી-શેઠને મળવાને તેમને મુકામે પધાર્યા હતા.

આ અરસામાં પોરબંદરમાં ભાટીઆની નાતમાં ત-કરાર હતી, તેથી નાતો જમવી બંધ હતી. બીજે દિવસે રાત્રે નાત મળી અને તકરારની ચર્ચા ચાલી. આશરે સિ-ત્તેર વર્ષના એક શેઠીઆનો દંડ કરવો અથવા તો તેને

નાત બહાર મૂકવો—એ તે તકરારનો મુદ્દો હતો. તે તકરારનું સંતોષકારક રીતે સમાધાન થયું અને મોરારજીશેઠ નાતમાં પાછો એક સંપ કરાવવામાં ફતેહમંદ થયા. બીજે રોજ પોતાના પુત્ર ધર્મસિંહની વર્ષગાંઠ હોવાથી મોરારજીશેઠે એક નાત જમાડી. ત્યાર પછી બે ત્રણ દિવસે ત્યાંના પોલિટિકલ એજંટ મિ૦ પીલ પોરબંદર આવ્યા તેમની મુલાકાત મોરારજીશેઠને થઈ.

## મોરારજીશેઠનો જુનાગઢ તરફ પ્રવાસ તથા માર્ગમાં થયેલો સત્કાર.

મોરારજીશેઠને તેડી જવાને માટે જુનાગઢના નવાબસાહેબે વાહનો અને સ્વારો પોરબંદર મોકલ્યા હતા. તેથી નવાબસાહેબના દિવાનજી શ્રીગોકુળજી ઝાલાની સાથે મોરારજીશેઠ પોરબંદરથી જુનાગઢ જવાને ઉપડ્યા. તેમની સાથે તેમના પુત્ર ધર્મસિંહ, નરસી જેઠા, જીવણદાસ લાલજી, આણંદજી મૂળજી, તથા વ્રન્દાવન દામોદર વગેરે હતા. ટપ્પે ટપ્પે બદલવાને માટે ઘોડા રાખેલા હતા. પોરબંદરથી ઉપડી સવારમાં તેઓ કુતિયાણે પહોચ્યા. ત્યાં આગળ તેમનો આદરસત્કાર કરવાને માટે મોટી તૈયારી કરવામાં આવી હતી. આખો દિવસ ગામના સરિયામ રસ્તા ઉપર પાણીનો છંટકાવ કરવામાં આવ્યો હતો. જુનાગઢ

રાજ્યના જાગિરદારોની અને જમાદારોની મુલાકાત લેવા-
માંજ તે દિવસ આખો નિકળી ગયો. કેટલાક ઉંચા દર-
જ્જાના જમાદારોને નવાબ સાહેબે કુતિયાણાલગી શેઠની
સામે તેમને તેડવાને મોકલ્યા હતા.

સાંજે કુતિયાણેથી ઉપડીને મોરારજીશેઠ વગેરે સ-
વારના પહોરમાં બાંટવે પહોચ્યા. તેમને આવતા જાણીને
બાંટવાના સરદારે તેમને માટે ભોજન તૈયાર કરાવ્યું
હતું, તથા એક માઈલલગી તેમના સામા જવાને માટે
સ્વારી ચઢાવી હતી. પણ એવું બન્યું કે મોરારજીશેઠનાં
માણસો અને સઘળો સરસામાન માણાવદર જઈ પ-
હોચ્યાં હતાં. તેથી તેઓ બાંટવે મુકામ કરી શક્યા નહિ.

તેઓ સઉ ત્યાંથી માણાવદર જવાને ઉપડ્યા. મા-
ણાવદર નાસ્તો કરીને તેઓ આગળ ચાલવાના હતા, પણ
તેમને સંદેશો મલ્યો કે માણાવદરના ખાનસાહેબ તેમની
સ્વાગત કરવાને માટે આવે છે, તેથી તેમણે ઉપડવાને
ઉતાવળ કરવી નહિ. માણાવદરથી આશરે દોઢ માઈલને
છેટે માણાવદરના ખાનસાહેબ તેમના સામા સ્વારો અને
સિપાઇઓ સાથે આવ્યા. ખાનસાહેબ પોતે ગાડી હાં-
કતા હતા અને ગાડીમાં તેમનો એક નોકર બેઠો હતો,
તેથી મોરારજીશેઠ ખાનસાહેબને ઓળખી શકયા નહિ. પણ
દિવાનજી શ્રીગોકુળજીભાઇએ ખાનસાહેબને ઓળખાવ્યા,

અને મોરારજીશેઠની અને ખાનસાહેબની મુલાકાત થઈ. ખાનસાહેબ જો કે આશરે સિત્તેર વર્ષના હતા તોપણ ઘણી ઓછી ઉમરના જણાતા હતા. ખાનસાહેબ તેમને સઉને પોતાના બાગમાં લેઈ ગયા અને તેમની સારી પેઠે મેમાનગત કરી. જો કે શેઠે તે ને તે રોજ માણાવદરથી ઉપડી જવાની ગોઠવણ કરી હતી, તોપણ ખાનસાહેબે તેમને ત્યાં આગ્રહ કરીને રોક્યા.

સાંજે તેઓને નાચ જોવાને ખાનસાહેબે પોતાના દરબારમાં તેડ્યા. આખલાઓની લડાઇ વગેરે બીજી રમન ગમતો પણ તેઓને ખાનસાહેબે દેખાડી. ખાનસાહેબ પાસે ઘણા સારા ઘોડાઓ હતા તેમાંથી મોરારજીશેઠને પોતાને માટે ઘોડા પસંદ કરવાને ખાનસાહેબે કહ્યું. પણ મોરારજીશેઠે ખાનસાહેબનો આભાર માનીને ઘોડો લેવા ના પાડી, તોપણ ખાનસાહેબે મોરારજીશેઠના પુત્ર ધર્મસિંહને કિમતી પોશાક આપ્યો.

બીજે દિવસે સવારમાં તેઓ ઉપડ્યા. તેઓ ખાનસાહેબને રસ્તામાંજ મળીને આગળ ચાલ્યા અને બપોર પછી જુનાગઢથી આશરે આઠ માઈલને છેટે વનથળી મુકામે આવી પહોંચ્યા. અહીં દરબારના ઘણા માણસો તથા બીજા મિત્રો તેમના સામા આવ્યા હતા.

જુનાગઢથી એવો પેગામ આવ્યો હતો કે મોરારજી-શેઠ વગેરેએ વનથળીથી સાડાચાર વાગ્યે ઉપડવું. પણ તેઓ ચાર વાગ્યે ઉપડ્યા; અને જ્યારે તેઓ જુનાગઢ આગળ આવી પહોંચ્યા ત્યારે બીજો પેગામ એવો આવ્યો કે તેઓએ નવાબજાદા સાહેબના બાગમાં થોડોક વખત ઠેરવું. આ બાગ પહેલાં દિવાન આણંદજીનો હતો. ત્યાં તેઓ થોભ્યા. પછી થોડીજ વારમાં જમાદાર બાવદીન-ભાઈ, વજીર સાલેભાઈ વગેરે સિપાઇઓ અને સ્વારોની મોટી સંખ્યા લેઇને સામા આવ્યા. ત્યાંથી તેઓ સ્વારી ચઢાવીને મોટા માનસહિત મોરારજીશેઠને રા૦ રા૦ નૃસિંહપ્રસાદ હરિપ્રસાદને બંગલે લેઇ ગયા, અને ત્યાં તેમને મુકામ આપ્યો. આ બંગલો બહુ સારો શણગારેલો હતો, ત્યાં તેમને માન આપવાને માટે લશ્કરી વાજું પણ હાજર રાખ્યું હતું. રાજ્યના મહેમાન તરીકે તેમની ઘણીજ સારી રીતે સરભરા કરવામાં આવી.

## જુનાગઢમા મોરારજીશેઠના સત્કાર.

મોરારજીશેઠે જુનાગઢમાં હાથીની, ગેંડાઓની અને પાડાની લડાઇઓ વગેરે ઘણી રમતગમતો જોઇ. દરરોજ લગભગ બે ત્રણ ઠેકાણે તેમને નાચની મિજલસમાં જવાનું થતું હતું. તેમને કાં તો ખુદ નવાબસાહેબની હજુરમાં,

કાં તો બાવદિનભાઇને ત્યાં, કાં તો સાલેભાઈને ત્યાં, કાં તો નથુભાઈને ત્યાં, અને કાં તો નાનામિયા વગેરેને ત્યાં મિજલસમાં જવું પડતું.

રામનવમીને દિવસે તેઓ ગિરનાર પર્વત ઉપર ચઢ્યા, અને તે પર્વત ઉપર તેઓ બે દિવસ રહ્યા. બધા મળીને તેઓ પચાસ માણુસ હુતા. ગિરનાર ઉપરથી ઉતરીને મોરારજીશેઠ પોતાના મુકામ ઉપર આવ્યા. ત્યાર પછી ખુદ નવાબસાહેબ મોરારજીશેઠના મુકામે પાનસોપારી લેવા પધાર્યા હુતા. તેઓ નામદારે મોરારજીશેઠને એક સોનાનો ચંદનહાર, વીંટી અને ઘણો કિમતી પોશાક-નો સરપાવ કર્યો. મોરારજીશેઠે પોતાના જ્ઞાતિબંધુઓને એક જાફત આપી. ત્યાંના સઘળા વ્યાપારીઓએ મોરારજી-શેઠને પાનસોપારી લેવા તેડ્યા અને તેથી તેમને દરેક દુકાને જવું પડ્યું હુતું. મોરારજીશેઠ આઠ દસ દિવસ જુનાગઢમાં રહ્યા તે દરમ્યાન રોજ તેમને માટે જાફતો અને મિજલસો કરવામાં આવતી, તથા રાજા અને પ્રજા સઉ આનંદમાંજ રહેતા.

જુનાગઢથી ઉપડવાના દિવસે જમાદાર શેખ બાવદી-નભાઈએ મોરારજીશેઠને પોતાના બાગમાં મિજબાની આપી. ત્યાં ઘણા માણુસોનો મેળાવડો થયો હુતો. નાચ,

આતશબાજી વગેરે ઘણી જાતની ગમતો ત્યાં થઈ હતી. બાવદીનભાઈએ મોરારજીશેઠના પુત્ર ધર્મસિંહને કિમતી ભેટ આપી, તથા મોરારજીશેઠને પોતાને માણેક અને નીલમથી જડેલી એક ઘડીઆળની સાંકળી તથા સિરપેચ ભેટમાં આપ્યાં. વિદાય થતી વખતે નવાબજાદાસાહેબ બાપુમીઆ સ્વારોનો એક મોટો રસાલો લેઈને મોરારજીશેઠની મુલાકાત લેવા આવ્યા.

ભાઉસાહેબ કાન્હારે માણેકવાડે ગયા અને મોરારજીશેઠ રાજકોટ જવા ઉપડ્યા. રસ્તામાં મોરારજીશેઠ ફતેહપુર મુકામે રાતવાસો રહ્યા અને ત્યાં તેમણે પોતાની નાત જમાડી.

## મોરારજીશેઠનું રાજકોટ જવું.

ફતેહપુરથી મોરારજીશેઠ ગોંડળ ગયા અને ત્યાં જોવાલાયક સઘળું જોઈને તેઓ રાજકોટ ગયા. રાજકોટના ઠાકોરસાહેબે પોતાના બાગમાં તેમને ઉતારો આપ્યો અને સર્વ રીતે તેમની મેમાનગત કરી. રાજકોટમાં પણ મોરારજીશેઠે પોતાની નાત જમાડી. મોરારજીશેઠ રાજકુમાર કોલેજ જોવા ગયા. ત્યાં આ સમયે માંગરોલના બે રાજકુમારો ભણવા રહેતા હતા. તે બંને કુમાર ઘણા બુદ્ધિમાન્ જણાતા હતા. તેમણે મોરારજીશેઠનો સત્કાર કર્યો.

## मोरारजीशेठना बीजा पुत्रनो पोरबंदरमां जन्म थयाना शुभ समाचार राज-कोटमां मळ्या.

મોરારજીશેઠનો મુકામ રાજકોટમાંજ હતો અને જુનાગઢદ્વારા પોરબંદરથી એવો તાર આવ્યો કે મોરારજીશેઠના બીજા પુત્ર ભાઈનરોત્તમનો જન્મ તા. ૨ જી એપ્રીલ સન ૧૮૭૭ ને રોજ થયો છે. રાજકોટમાં રા૦ રા૦ મણિશંકર જટાશંકરે કેટલાક મિત્રોને મોરારજીશેઠની મુલાકાત માટે નોતર્યા હતા અને ગાયન કરાવ્યું હતું. જુનાગઢરાજ્યના સ્વારો સાથે રા૦ રા૦ નૃસિંહપ્રસાદ પણ મોરારજીશેઠની સાથે રાજકોટ આવ્યા હતા.

## राजकोटथी जामनगर जवुं.

જુનાગઢના નવાબસાહેબની ગાડીઓમાં બેસી મોરારજીશેઠ રાજકોટથી જામનગર જવાને માટે ઉપડ્યા; અને જાદવજીની સાથે રા૦ રા૦ નૃસિંહપ્રસાદ જુનાગઢ ગયા; તથા જુનાગઢની અપીલકોર્ટના ન્યાયાધીશ રા૦ રા૦ મૂળજીભાઈ મોરારજીશેઠની સાથે જામનગર ગયા. રસ્તામાં તેમણે એક દિવસ ધ્રોળમાં મુકામ રાખ્યો હતો. ત્યાં ધ્રોળના ઠાકોરસાહેબે તેમની પરોણાગત કરવાને અને નાચ જોવાને તથા પાનસોપારી લેવાને તેમને એક દિવસ રોક્યા. આ

સમયે મોરારજીશેઠની નાતમાં કોઇનું મરણુ થયું હતું તેથી તે ઘોળમાં પોતાની નાતને જમાડી શક્યા નહિ. પણ તે બદલ નાતમાં અમુક રકમ અને વાસણો વગેરે આપ્યાં.

ત્યાંથી આગળ ચાલતાં તેઓએ રાત્રીએ રસ્તામાં મુકામ કર્યો અને તેઓના આવવા સંબંધી ખબર જામનગર મોકલી. જામનગરથી બે ગાઉને આશરે માવજી ખવાસ અને જામનગરના નાયબ દિવાન ડૉકટર માધવરાવ વગેરે સ્વારો સાથે તેમના સામા આવ્યા હતા. વળી ખંભાળીઆથી ગોપાળજી હેમરાજ પણ તેમને મળવા આવ્યા હતા. જામનગરમાં મોરારજીશેઠને દરબાર તરફથી ઉતારો આપવામાં આવ્યો અને તેમની મેમાનગત કરવામાં આવી. સાંજે તેઓને જામસાહેબની મુલાકાત થઈ. જામસાહેબે તેમને પાડાની લડાઈ દેખાડી તથા તેમને શહેરમાં ફરવા લેઈ ગયા. ત્યાંથી તેઓ ઘેરાજીબંદર જોવા ગયા. જામસાહેબે ઘણી મમતાથી તેમની મેમાનગત કરી. એક દિવસ જામસાહેબ મોરારજીશેઠને પોતાના હાથીના રથમાં બેસારીને ફરવા લેઈ ગયા. તે રથમાં નાયકાઓ નૃત્ય પણ કરતી હતી.

જામનગરમાં મોરારજીશેઠે પોતાની આખી જ્ઞાતિને જમાડી. તે વખતે જામસાહેબ પાટે પધાર્યા અને મોરારજીશેઠના પુત્ર ધર્મસિંહભાઇને એક મોતીની

કંઠી અને એક વીંટી તથા મોરારજીશેઠને પોતાને એક વીંટી તથા પોશાક વગેરેનો સરપાવ કર્યો.

બીજે દિવસે જામસાહેબ મોરારજીશેઠને મુકામે પાનસોપારી લેવા પધાર્યા. તેમને મોરારજીશેઠે શાલો અને બીજી ઉમદા વસ્તુઓ નજર કરી. મોરારજીશેઠને દરબારે તથા દિવાને ગોધુવાડીમાં એક જાફત આપી. ત્યાં આશરે બસેં માણસનો મેળાવડો થયો હતો તથા નાચ વગેરે ગમત થઈ હતી.

## જામનગરથી ખંભાળિયે જવું.

ચૈત્ર વદ અમાસને રોજ મોરારજીશેઠ ખંભાળિયે જવા ઉપડ્યા. ચૈત્ર વદ ૧૪ ને રોજ જામનગર ખાતે ઘણાં વાદળાંનો ઘેરાવો રહ્યો હતો. તેથી લોકો કાંઇ મોટો અશુભ બનાવ બનવાનો એમ વહેમ ખાતા હતા. અને કહેતા હતા કે આ વર્ષે દુકાળ પડશે; થયું પણ તેમજ.

મોરારજીશેઠનો મુકામ જામનગર હતો તે વખતે ખંભાળિયામાં નાત સંબંધી કાંઈ તકરારને લીધે ઉભો થયેલો કજીઓ લડવાને માટે જેરામ દામજી વગેરે જામનગર આવ્યા હતા. તેમને સઉને જામસાહેબે એવો હુકમ કર્યો કે મોરારજીશેઠને વચમાં નાંખીને તે કજીઆનું સમાધાન કરી નાંખો.

જામનગરથી ઉપડી પાંચ કલાકની મુસાફરીને અંતે મોરારજીશેઠ ખંભાળિયે પહોંચ્યા. ખંભાળિયા નજીક આવતાં તેમને પેગામ મલ્યો કે તેમણે થોડોક સમય થોભવું. તેઓ થોભ્યા એટલામાં ખંભાળિયાના કારભારી ૩૦–૪૦ સ્વારની સ્વારી લેઇને તેમના સામા આવ્યા અને માન સાથે તેમને ગામમાં લેઈ ગયા.

મોરારજીશેઠ બે દિવસ ખંભાળિયામાં રહ્યા. ત્યાં જે જોવા જેવું હતું તે તેમણે જોઈ લીધું. મોરારજીશેઠ ખંભાળિયામાં તેમની નાતના પૂર્વોક્ત કજીયાનો નિવેડો કરવામાં ઘણાજ ગુંથાયલા રહેતા. તે કજીયાને લીધે કોઈ નાત જમાડી શકતું નહિ. મોરારજીશેઠે નાતના શેઠીઆઓને પોતાને મુકામે બોલાવ્યા અને તે કજીયાનું સમાધાન કરી આપીને એક મોટી જમણવાર કરીને પોતાના મિત્રો ઓળખીતા વગેરેને જમાડ્યા.

## મોરારજીશેઠનું પાછું પોરબંદર જવું.

ખંભાળિયેથી મોરારજીશેઠ પાછા પોરબંદર ગયા; કેમકે મોરારજીશેઠના નવા જન્મેલા બાળક પુત્રની તબીઅત ઠીક ન હોવાના સમાચાર દરરોજ આવ્યા કરતા હતા. વૈશાખ શુદ ૩–૪ ને રોજ પાછા મોરારજીશેઠ પોરબંદર પહોંચ્યા.

## પોરબંદરમાં મોરારજીશેઠે કરેલા જ્ઞાતિસુધારા.

જોકે મોરારજીશેઠ એક ખાસ સુધારક તરીકે બહાર પડેલા નહોતા, તોપણ તેમના બહોળા અનુભવ પ્રમાણે તેઓ મનુષ્યપ્રકૃતિ અને દેશકાળ સંબંધી બાબતો ધ્યાનમાં રાખીને હિત અહિતનું સ્વરૂપ બરોબર સમજતા હતા; તથા પોતાના દેશનું અને જ્ઞાતિનું હિત થાય તેવા વાસ્તવ સુધારા તરફ વલણ ધરાવનાર ફેરફાર કરવાને માટે બનતાં લગી સઉને રુચે તેવી રીતે પ્રયત્ન કરતા હતા. સંપ જાળવીને સુધારો કરવાની ખરી રીતિ પણ એજ છે, એ વ્યવહારકુશળ મનુષ્યોને સહજ સમજાય તેવું છે.

જનસમુદાયમાં કોઇપણ સુધારો દાખલ કરવા માટે આટલાં વાનાં જરૂરનાં છેઃ—એક તો જે રૂઢિ કે રિવાજ સુધારવાનો હોય તે રૂઢિ કે રિવાજ હાનિ કે અડચણકારક થઇ પડીને જનસમુદાયને સાલવા લાગ્યો હોય; બીજું તે સુધારો કરવાને ઇચ્છનાર મનુષ્યનો એવો મોભો હોય કે તેની વાત ઉપર સઉ કોઈ કાન દે; ત્રીજું તે સુધારો દાખલ કરવા ઇચ્છનાર મનુષ્ય પોતે તે પ્રમાણે ચાલવાને તૈયાર હોય; અને ચોથું–તે નવો સુધારો એકદમ ઘણા આકરા રૂપમાં ન હોવો જોઇએ.

મોરારજીશેઠમાં ધાંધળ કર્યા વિના પોતાનો દાખલો

આપી સુધારા દાખલ કરવાનો સ્વાભાવિક ગુણ હતો. તેથી પોરબંદરમાં મોરારજીશેઠે મહાજન એકઠું કરીને કેટલાક સુધારા પોતાની નાતમાં દાખલ કરવાનો પ્રયત્ન આરંભ્યો. મોરારજીશેઠે લીધેલો આ રસ્તો વધારે સારો હતો. મુંબાઇ જેવું ચોરાશી બંદરના વાવટારૂપ સ્થળ તે સુધારાનાં સ્વરૂપ સમજવાને માટે દેશદેશનાં અને ગામ-ગામનાં માણસોની રીતભાતનું અવલોકન કરવાને માટે ઠીક છે; પણ સુધારાનું મજબુત મૂળ નાંખવાને માટે વતનનાં સ્થળોજ ઠીક છે. મુંબાઈ જેવાં વહીઆતી સ્થ-ળોમાં પ્રવેશેલા સુધારામાં ઉચ્છેદક તત્વ વધારે હોય છે. મૂળ વતનમાં દાખલ થતાં પહેલાં તે સુધારાને વાસ્તવ સુધારાનું યોગ્ય સ્વરૂપ ધારણ કરવું પડે છે, અને વત-નમાં દાખલ થયેલા સુધારાનો અમલ વધારે સારી રીતે અને બહોળા વિસ્તારમાં થઈ શકે છે.

મહાજનમાં મોરારજીશેઠની સુજનતાને લીધે લોક-પ્રિયતાવાળી પ્રતિષ્ઠા હોવાથી મહાજનના એક બે માણસો સિવાય સઘળાંએ તેમના સૂચવ્યા પ્રમાણે સુધારા દાખલ કર્યા. તે હિંદુ મર્યાદાના અને ઉપયોગિતાના સર્વમાન્ય ધોરણો ઉપર રચાયલા હતા. તે સુધારા નીચે પ્રમાણે છે.

૧. હાલાઈ ભાટીઆની નાતમાં જ્યારે સીમંતની ક્રિયા કરવામાં આવતી ત્યારે મુંબાઈમાં એવો રિવાજ હતો

કે જેનું સીમંત કરવાનું હોય તે સ્ત્રીને વરઘોડો ચઢાવીને તેડી લાવવામાં આવતી હતી, તેમાં સ્ત્રીઓને તેમજ પુરુષોને જવું પડતું હતું. તેથી સીમંતવાળી સ્ત્રીને પુરુષોની હાજરીથી લજ્જાવડે સંકોચ થતો અને મુંબાઇ જેવા ઉદ્યોગી શહેરમાં પુરુષોને કામકાજ મૂકી નકામા ખોટી થવું પડતું. તેથી એવો સુધારો કરવામાં આવ્યો કે સીમંતના વરઘોડામાં એકલાં બાઇરાંએ જવું અને પુરુષોએ જવું નહિ.

૨. બીજો એવો રિવાજ હતો કે લગ્નના આરંભમાં વરના પક્ષના માણસો કન્યાના બાપને ત્યાં જતા તે વખતે વર પક્ષના માણસોને કન્યાના બાપ તરફથી રોકડ રકમ મળતી. આ રકમ માથા દીઠ એક આનાથી માંડીને એક રૂપૈયા લગી હતી. આથી કન્યાના બાપને વધારે ખર્ચમાં ઉતરવું પડતું, તેમજ ભાટિઆઓને ક્ષત્રિય હોવાથી અયોગ્ય પ્રતિગ્રહ કરવો તે સારૂં નહિ; તેથી એવો સુધારો કર્યો કે કન્યાના બાપે ફક્ત પૂજ્ય તરીકે વરના પિતા અને પિતામહને રૂ. ૨)ની અને વરના માતામહને રૂ. ૧)ની રકમ આપવી; અને બીજા સઉને તો શુકનમાં બે બે શ્રીફળજ આપવાં.

૩. ત્રીજો રિવાજ એવો હતો કે લગ્નના અને બીજા

પ્રસંગે પુરુષો બાઈરાં ઉપર અને બાઈરાં પુરુષો ઉપર ગુલાલ નાંખતાં હતાં. આ રિવાજ તે હિંદુ શાસ્ત્રો પ્રમાણે એક પ્રકટ અનીતિ અથવા અમર્યાદાવાળોજ ગણાય. તે રિવાજ કાઢી નાખીને એવો ઠરાવ કરવામાં આવ્યો કે-સ્ત્રીઓ સ્ત્રીઓનાજ ઉપર ગુલાલ નાંખે અને પુરુષો પુરુષોનાજ ઉપર ગુલાલ નાંખે.

૪. ચોથી બાબત-લગ્ન સમયે સ્ત્રીઓ ફટાણું ગાતી હતી તે રિવાજ બંધ કરી દેવામાં આવ્યો. કેમકે તે રિવાજ શાસ્ત્ર તેમજ સભ્યતાથી કેવળ વિરૂદ્ધજ હતો.

૫. પાંચમી બાબત એ હતી કે લગ્ન જેવા પ્રસંગોએ ખોટા કસબના તોરાવાળી પાઘડીઓ આપવાનો રિવાજ હતો. આવી પાઘડીઓ આપવી તે નિરર્થક તેમજ હલકું દેખાય તેવું હતું. તેના કરતાં એવી પાઘડીઓ ન જ આપવી તે સારૂં. તેથી એ રિવાજ પણ રદ કરવામાં આવ્યો.

આ સઘળા સુધારામાં મોરારજીશેઠે મુખ્ય આધાર શાસ્ત્ર, લોકમર્યાદા, ઉપયોગિતા, અને સુનીતિના ધોરણ ઉપરજ રાખેલો હતો તે સ્પષ્ટ જણાઇ આવે તેમ છે.

મોરારજીશેઠ સુધારાઓ દાખલ કરવામાં જેમ દીર્ઘ દૃષ્ટિવાળા અને વિચારશીલ હતા, તેમજ તે સુધારા પાળવામાં પણ ટેકપૂર્વક આગ્રહવાળા હતા; અને આવી બાબ-

તોમાં પ્રસંગ આવ્યે પોતેજ પહેલ કાઢતા એટલુંજ નહિ પણ બીજા મોભાદાર ગૃસ્થોને પણ તે પ્રમાણે વર્તાવવામાં પોતાની સભ્યતા અને નમ્રતાભરેલા વિનયથી અદ્ભુત રીતે કાર્યસિદ્ધિ કરતા. આનો એક દાખલો નીચે પ્રમાણે છેઃ–

મુંબાઇના એક મોટા સદ્‌ગૃહસ્થના લગ્ન વખતે કન્યાના બાપનો આગ્રહ એવો હતો કે પોતાના મોભા ખાતર જુના રિવાજ પ્રમાણે રોકડ રકમ વહેચવીજ. પણ મોરારજીશેઠે તે વિચાર ન ચાલવા દેવાનો નિશ્ચય કર્યો હતો. પેલા મોટા સદ્‌ગૃહસ્થ મોરારજીશેઠને લગ્નને પ્રસંગે આમંત્રણ કરવા આવ્યા. તે બાબતની ખબર પડતાંજ પોતાના મકાન બહાર નીકળી થોડેક દૂર લગી તે પ્રતિષ્ઠિત સદ્‌ગૃહસ્થની સામે તેમનો આદર સત્કાર કરી તેડી લાવવાને મોરારજીશેઠ ગયા. પેલા પ્રતિષ્ઠિત સદ્‌ગૃહસ્થે કહ્યું–તમે મારા સામા આવવા શા માટે તસ્દી લીધી?

મોરારજીશેઠે વિનયથી કહ્યુંઃ–આપે મારા ઘર સુધી પધારવા તસ્દી લીધી, તેના પ્રમાણુમાં આ કાંઈ પણ નથી.

પેલા સદ્‌ગૃહસ્થે કહ્યુંઃ–અમારે તો તમને અમારે ઘેર તેડવા છે માટે તમારે ઘેર આવ્યા છીએ.

મોરારજીશેઠે સ્નેહભાવથી કહ્યુંઃ–જો આપ મને આપને ઘેર તેડવા ઇચ્છતા હશો તો મારે આવવુંજ પડશે.

પેલા સદ્‌ગૃહસ્થે કહ્યું:–'તેડવા ઇચ્છતા હશો' કેમ? તમે જેમ કહેશો તેમ કરીને પણ તમને તેડી ગયા વિના હું રહેવાનો નથી.

પછી મોરારજીશેઠે કન્યાનો બાપ રોકડ રકમ ન વહેંચે એટલુંજ વચન લેઇ લીધું; અને જ્યારે રકમ વહેંચવાનો પ્રસંગ આવ્યો ત્યારે પેલા સદ્‌ગૃહસ્થે કન્યાના બાપને કહ્યું કે અત્યારે વરના બાપ મોરારજીશેઠ છે તેથી આપણે સઉને તેમની મરજી પ્રમાણેજ વર્તવાનું છે. સૌજન્ય અને સુધારાના વાસ્તવ સ્વરૂપના જ્ઞાનથી જેવો સુધારો થઈ શકે છે, તેવો સુધારો પાશ્ચાત્ય ધોરણોની દેખાદેખી અને ઉદ્ધતાઇથી થઈ શકતો નથી, એ આ ઉદાહરણ ઉપરથી સ્પષ્ટ રીતે સમજાય તેમ છે.

વળી મોરારજીશેઠે ઉપર પ્રમાણે જે સુધારા કરવામાં તથા અમલમાં મૂકવામાં આગેવાની તથા હિલચાલ કરી હુતી તેને ટેકો આપવામાં તેમના જ્ઞાતિબંધુઓએ જે ઉત્સાહ અને ડહાપણ દર્શાવ્યાં હતાં તેને માટે મોરારજીશેઠ પોતાના નિજ વૃત્તાન્તમાં પ્રશંસાની લાગણી દર્શાવી થયેલા સુધારાનો યશ મહાજનનેજ આપે છે. મોરારજીશેઠ જે સુધારા કરતા હતા તે સુધારાની ખાતરજ કરતા હતા, અને ધાંધલ કે હુપદની ખાતર કરતા

નહોતા એવો તેમનો સ્વભાવ આ હકીકત ઉપરથી જણાઈ આવે છે.

## मोरारजीशेठनुं मुंबाई जवुं.

પોરબંદરમાં પોતાનું કર્ત્તવ્ય કરીને મોરારજીશેઠે પાછા મુંબાઈ જવાનું ધાર્યું. તેમણે પહેલાં તો પોતાના જેષ્ઠ પુત્ર ધર્મસિંહભાઈ ઉર્ફે બાબાસાહેબને તથા પોતાની પુત્રી ગોદીબાઈને મુંબાઈ મોકલી દીધાં, અને ત્યાર પછી બીજી આગબોટમાં પોતાનાં પત્નીસાથે મોરારજીશેઠ પણ મુંબાઈ ગયા.

---

# પ્રકરણ ૧૫ મું.

## મોરારજીશેઠનું સોલાપુર જવું.

મુંબાઈ આવ્યા પછી સન ૧૮૭૭ ના ઑગસ્ટ માસમાં મોરારજીશેઠ દુષ્કાળમાં લોકોની સ્થિતિ જોવાને માટે સોલાપુર ગયા; લોકોની ઘણીજ દુર્દશા હતી; અને તેનો ચિતાર મોરારજીશેઠે દુકાળ સંબંધી હેવાલમાં સવિસ્તર રીતે આપ્યો છે. દુકાળ જ્યારે પડે છે ત્યારે એવાજ ભયંકર રૂપમાં દેખાવ દે છે. સોલાપુર જીલ્લા તરફ લોકોની સ્થિતિ ઘણું કરીને સારા સમયમાં પણ ઘણીજ ગરીબ હોય છે. સન ૧૮૭૪ માં પણ જ્યારે સોલાપુર મિલ બંધાવવાનું કામ ચાલતું હતું ત્યારે લોકો એક આનાની રોજીને માટે પણ મજૂરી મેળવવા મરી મથતા; અને જેમને જમીન ખોદીને સાફ કરવાને અને એક સરખી બનાવવાને કામે લગાડવામાં આવેલા હતા, તેઓ પોતાની જગોએ રખેને બીજો માણુસ આવીને કામે લાગી જાય એવી બીકથી પોતાની મજુરી કરવાની જગોની પાસેજ આખી રાત ઠંડી અને ભેજવાળી ખુલ્લી જગોમાં સુઈ રહેતા અને વહાણામાં પોતાની મજુરીએ કામે લાગી જતા.

સન ૧૮૭૬ માં જ્યારે દુકાળનો આરંભ થયો ત્યારે તો લોકોની સ્થિતિનું કહેવુંજ શું ? એ સાલના અકટોબર માસમાં સર જમસેદજી જીજીભાઈના પ્રમુખપણા નીચે તેમને રહેવાનેજ મકાને દુકાળના દુઃખના નિવારણ માટે એક સભા થઈ. તેમાં મુખ્યત્વે કરીને મોરારજીશેઠના પરિશ્રમે ઉભી કરેલી રકમનો દુકાળમાં કેવી કેવી રીતે ઉપયોગ કરવો તે સંબંધી વિચાર કરવામાં આવ્યો. સરકારે ખોલેલાં દુકાળના વખતના મજૂરીનાં કામોનો જેઓએ આશ્રય નહિ લીધેલો એવા લોકોને પડતર કિંમતે અનાજ પૂરૂં પાડવાની યોજના પસંદ કરવામાં આવી. આ યોજના સોલાપુરના કલેકટર સાહેબ મિ૰ ગ્રાન્ટે મોરારજીશેઠ ઉપર પત્ર લખીને સૂચવી હતી. આથી દુકાળ સંબંધી ફંડનાં નાણાં વરી જવાને બદલે જળવાઇ લોકોને સોંઘે ભાવે દાણા પૂરા પાડી શકાય તેમ હતું, તેમજ અનાજના વ્યાપારીઓના ભાવ ચઢાવી નાંખવાના વળણને પણ વ્યાપારી યુક્તિવડે તોડી પાડી શકાય તેમ હતું.

આ યોજનાનો અમલ કરવાને તથા દુષ્કાળ સંબંધી બીજી વ્યવસ્થા કરવાને તથા નાણાં વગેરે ઉભાં કરવાને દક્ષિણ ખાનદેશ રિલીફ કમિટિ નીમવામાં આવી અને તેના મંત્રી મોરારજીશેઠ હતા. એ કમીટીએ ઘણું સારૂં

કામ કરેલું છે એમ તે સમયના ફૅમિન કમિશનર મિ૦ ડિગબી સાહેબે પોતાના દુકાળ સંબંધી પુસ્તકમાં પણ નોંધ્યું છે.

આગળ જતાં નવેંબર માસમાં સોલાપુરમાં એક સભા મેળવી. તેમાં મોરારજીશેઠે અનાજના વ્યાપારીઓના લોભ વિષે અને મોંઘા ભાવ વિષે બહુ અસરકારક અને લાગણીવાળું ભાષણ કર્યું, અને જે ધન મનુષ્યજાતિનાં દુઃખને ટાળવામાં કામે નથી આવતું તથા હજારો માણસનો નાશ થતો હોય તે છતાં જેમાંથી પાઈ ખરચાતી નથી તે પાપરૂપ નિઃસાર અને પરમેશ્વરના શાપને પાત્ર છે એમ દર્શાવ્યું. તેની સાથે મોરારજીશેઠે જણાવ્યું કે "અમારા શરીરમાં પ્રાણ છે ત્યાંલગી હું અને મારા મિત્રો વ્યાપોરીઓની સાથે કસાકસીમાં ઉતરીને તેમને હંફાવ્યા વિના રહેવાના નથી." આ સભાના પ્રમુખ સોલાપુરના કલેકટર મિ૦ ગ્રાન્ટે ઇસારો કર્યો કે–"પણ દુકાળીઆ લોકોનાં બઇરાંનાં કપડાં માટે શું કરીશું?" ત્યારે મોરારજીશેઠે તરતજ તેમાટેના ફંડમાં રૂ. ૧૦૦) ભરીને શરૂઆત કરી, અને દુકાળિયાં બાળકોને માટેના ફંડની વાત નિકળી ત્યારે જ્યાંલગી દુકાળનો સમય રહે ત્યાંલગી રૂ. ૫૦) દરમાસે તે ફંડમાં આપવાનું કહ્યું. આ સમયે બધાએ તાળીઓ

પાડીને ખુશાલી બતાવી ત્યારે મોરારજીશેઠે કહ્યું કે—"તાળીઓ પાડવા કરતાં જો આ ફંડમાં દરમાસે નાણું ભરવામાં જોડાશો તો વધારે ખુશાલીભરેલું ગણાશે."

મોરારજીશેઠે પોતે નાણાં ભરવામાં તેમજ બીજાઓ પાસે ભરાવવામાં તેમજ સ્થળે સ્થળે ફરવામાં, ખબર અને માહિતી મેળવવામાં, સલાહ આપવામાં લેવામાં અને દુકાળમાં પ્રજાની સેવા બજાવવામાં જરી પણ બાકી નથી રાખી. મોરારજીશેઠ પોતે બહુ શ્રમ લેઇને કામ કરતા હતા તોપણ કેટલાક કામ કરનારાઓની પેઠે પોતાની અહંતાથી પોતાના બીજા નરમ સોબતીઓને તુચ્છ ગણવાની વૃત્તિ તેમનામાં બીલકુલ નહોતી, એ તેમના અંતઃકરણના વિવેક અને ડહાપણની ખરેખરી ઉચ્ચ ખૂબી હતી. વારંવાર દુકાળ સંબંધી કામને માટે કમિટિઓ મેળવવામાં આવતી અને તેમાં કેટલાક મેમ્બરો (સભાસદો) હાજર થતા નહિ. કોઇ કોઇ વાર એવી ગેરહાજરી શરમાવા જેવી થતી તોપણ મોરારજીશેઠ પોતાના ઉચ્ચ આશય અને ડહાપણથી જાહેર વર્તમાનપત્રોવાળાને ખાનગી પત્રો લખીને તેમને તે વિષે ટીકા કરતાં અને સભાસદોનાં મન ખાટાં કરતાં અટકવાને વિનંતી કરતા. તેઓ સારી પેઠે સમજતા કે લોકસેવામાં પ્રવેશનારના

ઉપર ટીકા કરવાથી ફાયદો થાય તેટલી લોકસેવા સંબંધી લાગણી અને સમજણ આપણા લોકોમાં હજુ વૃદ્ધિને પામી નથી. લોકસેવાનાં કાર્યોને પાર પાડવાને માટે આ એક ખરેખરી કુંચી મોરારજીશેઠને હાથ આવી હતી, તેથી એવાં લોકસેવાનાં કાર્યમાં અગ્રેસર તરીકે કામ કરવાની તેમની વાસ્તવ યોગ્યતા હતી.

## સુધારાનો અમલ કરવામાં મોરારજી-શેઠની દૃઢતા.

દુકાળ સંબંધી તપાસ કરીને મોરારજીશેઠ સોલાપુરથી પાછા મુંબાઈ આવ્યા. ત્યાર પછી મોરારજીશેઠના કાકાના દીકરા જીવરાજને ત્યાં સીમંત હતું. મોરારજીશેઠ કરતાં તેમના વિચાર જુદા હોવાથી પોરબંદરના મહાજનમાં થયેલા ઠરાવ તેમને પાળવા નહોતા; પણ મોરારજીશેઠ અને બીજાઓ દૃઢ રહ્યા અને કોઈ પણ પુરુષ તે સીમંતના વરઘોડામાં ગયા નહિ. વળી આજ વર્ષમાં મોરારજીશેઠનાં સાળીનું સીમંત પણ થયું હતું; અને તેમાં પણ પોરબંદરના મહાજને કરેલા સુધારાના ઠરાવ પ્રમાણેજ અમલ કરવામાં આવ્યો હતો. મોરારજીશેઠ અને તેમના મતના ગૃહસ્થોની દૃઢતાથી એવી સારી અસર થઇ કે જે-

ઓએ એ ઠરાવોમાં સહીઓ નહોતી કરી તેઓ પણ તે સુધારા પ્રમાણે વર્તવા લાગ્યા; અને હાલ તે ધારો સર્વે ભાટીઆઓમાં દાખલ થયો છે.

## મોરારજીશેઠનાં પુત્રી બહેન ગોદાવરીનું લગ્ન.

સંવત્ ૧૯૩૪ ના માગશર માસમાં મોરારજીશેઠે પોતાનાં પુત્રી બહેન ગોદાવરી (ગોદીબાઈ)નું લગ્ન શેઠ ઠાકરશી મુળજીના પુત્ર નારાયણદાસની સાથે કર્યું. મોરારજીશેઠે આ પ્રસંગે પણ પોતાના મોભાને છાજે તેવો લગ્નનો સમારંભ કર્યો હતો. માંડવે ત્રણ નાચની મિજલસો કરી હતી. યુરોપિયનોની એક મિજલસ કરી હતી તથા મૅડમ ટાસ્કાનું ગાયન અને નાટકશાળામાં ખેલ કરાવ્યો હતો. હાઈકોર્ટના નામદાર ચીફ્ જસ્ટિસ મિજલસમાં પધાર્યા હતા. લગ્નને દિવસે પણ નાચ હતો. ચાર દિવસ નાત જમાડવામાં આવી હતી. આ પ્રમાણે સઘળો આનંદ ઉત્સવ વર્ત્યો હતો, પણ સગાસંબંધીમાં એક મરણ થવાથી વરને છેલું જમણ અને વિદાયગિરી આપવાનું બની શકયું નહિ.

## મોરારજીશેઠને સી. આઇ. ઈ. નો ઇલકાબ.

તા. ૨ જી જાનેવારી સને ૧૮૭૮ ને રોજ મોરારજીશેઠને ખબર મળી કે જે ગૃહસ્થોને કંપૅનિયન ઑફ્

ધિ ઇન્ડીઅન એમ્પાયરનો ઇલ્કાબ મલ્યો હતો તેઓનાં નામોમાં તેમનું નામ છે. આ અરસામાં મોરારજીશેઠ પોતાના "શાંતિભુવન" નામના બંગલામાં રહેતા હતા.

સરકાર તરફથી ઈજ્જત મેળવવાની ઇચ્છાવાળા માણુસો પહેલેથી તેમજ તેવી ઈજ્જત મલ્યા બાદ સરકારના અમલદારો ભૂલ કરતા હોય તોપણુ તેમની રુચિ જાળવવાને માટે અયોગ્ય નરમાશ રાખે છે. પરંતુ આપણુા સ્વપરાક્રમી ચરિત્રનાયકમાં એવી નિર્બલતા બિલકુલ નહોતી. તેઓ પહેલેથી તે છેલ્લે લગી ખરૂં કહેવામાં જરીક પણુ મિથ્યા સભ્યતામાં તણુાય તેવા નહોતા, તેમજ રૈયતમાટેની પોતાની લાગણી નિર્ભયપણે દર્શાવનાર હતા. આવા દાખલા આપણુને બહુ બોધદાયક થઈ પડે તેવા છે.

## મોરારજીશેઠનું પ્રજાહિતમાટે નિડર મમત્વ.

સરકાર તરફથી આવો માનવંતો ઇલકાબ મળ્યા પછી થોડાજ સમયમાં મોરારજીશેઠ સોલાપુર અને બારસી તરફ ગયા હતા. ત્યાં સરકારી નોકરોતરફથી વેરો ઉઘરાવવાને માટે રૈયત ઉપર ઘણું સખ્ત દબાણુ થતું હતું. તેથી મોરારજીશેઠે મુંબાઈ આવ્યા પછી જાહેર વર્તમાનપત્રોમાં આ સંબંધી ચર્ચા ઉભી કરી અને તેમાં એવું

સૂચવ્યું કે–સરકારે લોકોની સ્થિતિનો તપાસ કરવાને કેટલાક યોગ્ય ગૃહસ્થોનું કમિશન નીમવું જોઇએ, તથા લોકોની સ્થિતિ નબળી જણાય તો કર માફ કરવો જોઇએ.

વળી સરકસના તંબુમાં 'લાઇસન્સટૅક્સ'ની સામે વાંધો ઉઠાવવાને માટે એક ઘણી મોટી સભા એકઠી થઇ હતી અને તેમાં મોરારજીશેઠે અગ્રેસર તરીકે ભાગ લીધો હતો. મોરારજીશેઠે ધારાસભાના સિનિયર મેમ્બર મિ૦ ગિબ્સને આ સંબંધી એક કાગળ પણ લખ્યો, અને તે ઉપરથી કાંઈ નહિ તો એટલી તો અસર થઈ કે સરકારે તે બાબતમાં તપાસ કરવાને માટે મિ૦ પેડર સાહેબને નીમ્યા.

મળેલા ઇલ્કાબના આભાર નીચે દબાઇને અથવા ઇલ્કાબ મળવાની આશામાં તણાઇને જેઓ, સરકારના અમલદારોના અથવા સરકારના ભૂલભરેલા જણાતા કૃત્ય સામે વફાદારીથી વાંધો ઉઠાવવાની હરેક હિલચાલમાં પણ બેવફાદારી માની વેગળા ને વેગળા ભાગતા રહે છે, તેઓને આ ચરિત્રનાયકની સ્વતંત્ર ન્યાયબુદ્ધિભરેલી પ્રજાસેવામાં આગેવાની ઉપરથી ઘણોજ બોધ લેવા જેવું છે. મોરારજીશેઠ જેવા ખરાબોલા સલાહકાર હતા તેવાજ ઇંગ્રેજી રાજ્યના ખરેખરા હિતસ્વી હતા. તે સમજતા

હતા કે રાજ્યની લોકપ્રિયતામાં ઘટાડો કરનાર એવી રાજ્ય અને રાજ્યના અધિકારીઓ તરફથી અજાણપણે કે દુરાગ્રહથી થતી ભૂલોને પણ માનની નજરથી જોતાં શીખવું એ સરકારના હકમાં તો ઘણુંજ હાનિકારક છે. રાજનીતિના અને રાજભક્તિના આ ખરા સિદ્ધાંત પ્રમાણેજ મોરારજીશેઠનું ઠેઠલગી વર્ત્તન હતું. આવું વર્ત્તન સરકાર તરફથી સન્માન પામેલા ઘણા થોડાજ પુરુષો રાખી શકે છે.

સરકાર પણ આવા પુરુષોના શુદ્ધ અંતઃકરણની ખાતરી થતાં તેમને વિશેષ માન આપે છે. ખરાબોલાપણાથી. માનનો માર્ગ બંધ થઇ જાય છે એમ સમજી માનમે માટે અધીરા થઈ વર્ત્તનારાઓજ રાજ્યના માનને અવળા પ્રવાહમાં વાળનાર હોય છે. મોરારજીશેઠને તો રૈયતનું હિત જાળવવાના વર્ત્તનથી વળી વિશેષ માન સરકાર તરફથી મળ્યું.

## મોરારજીશેઠ ધારાસભાના સભાસદ નીમાય છે.

મે માસથી મોરારજીશેઠ પરેલ હિલ ઉપર રહેતા હતા. ઑગસ્ટ માસમાં તે સિલોન જવાનો વિચાર કરતા હતા, તેવામાં મુંબાઈ સરકાર તરફથી તેમને એક પત્ર મલ્યો, તેમાં તેમને મુંબાઇ ઈલાકાની ધારાસભામાં સભા-

સદ નીમ્યા સંબંધી લખાણ હતું. મોરારજીશેઠ પોતાના સ્વતંત્ર અંતઃકરણને સારીપેઠે ઓળખતા હતા અને ધારાસભામાં તેમને શી ફરજ બજાવવાની હતી તે પણ તે સારીપેઠે જાણતા હતા. તેથી આ માનભરેલી નિમણુક સ્વીકારવી કે નહિ તે વિષે તેમના મનમાં આશરે બે દિવસ લગી સંકલ્પ થયા. આ નિમણુક માટે સરકારનો આભાર માનીને તે સ્વીકારવા ના પાડવાના પત્રનો મોરારજીશેઠનો કરાવેલો મુસદ્દો આ લેખકના જોવામાં પણ આવેલો છે. તેમાં શેઠે જણાવ્યું છે કે પ્રજા પ્રત્યેની મારી ફરજો બજાવી સંતોષ આપવાને હું સમર્થ નહિ થાઉં, તેથી તે નિમણુક સ્વીકારવાની મારી ઇચ્છા નથી. તોપણ તેમના મિત્રો અને બીજા સારા માણસોનું એમ કહેવું થયું કે લોકનું હિત કોઇ પણ જાળવી શકશે તો આપના જેવા સ્વતંત્ર વિચારના અને નિડર સ્વભાવના પુરુષજ જાળવી શકશે. તે ઉપરથી છેવટે તેમણે ધારાસભાના સભાસદ તરીકે રહેવાનું સ્વીકાર્યું.

ત્યાર પછી તરતજ મોરારજીશેઠ ‘લાઇસિન્સ ટૅકસ’ નામના વેરાના વધારે દબાણ નીચે હેરાન થતા લોકોને વ્યાજબી રીતે ન્યાય મળે તેવા પ્રયત્નોમાં મંડ્યા હતા. મિ૦ ગિબ્સ ઉપરના મોરારજીશેઠનાજ પૂર્વોક્ત પત્ર ઉપરથી

એ વેરા બાબતની તપાસ કરવાને મોકલેલા મિ૦ પેડર સાહેબની સાથે રાજ્યના મંત્રગૃહ (સેક્રેટેરિયટ)માં બે દિવસ લગી ચર્ચા ચલાવી મોરારજીશેઠે તેમને વેરાની આકરાશ અને વેરો વસુલ કરવાની રીતની સખ્તાઇનાં ઉદાહુરણો આપીને સમજણ પાડી. વળી એ વેરા સંબંધી કાર્યમાં મિ૦ ડોસાભાઇ કડાકાને નીમવાથી ઠીક થશે એવી સૂચના પણ મોરારજીશેઠેજ કરી હુતી, અને ત્યાર પછી તરતજ તે કામ ઉપર મિ૦ ડોસાભાઇની નીમણુક થઇ હુતી.

તા. ૩૦ મી ઑગસ્ટ સને ૧૮૭૮ ના સરકારી ગેઝેટમાં ધારાસભાના સભાસદ (લેજીસલેટિવ કૌન્સીલના મેમ્બર) તરીકે મોરારજીશેઠનું નામ આવ્યું; અને સપ્ટેંબર માસમાં તેઓ ધારાસભાના કામમાં ભાગ લેવાને માટે પુને ગયા. જ્યાં ધારા બાંધનારી સભા બેસતી હુતી તે સ્થાનની પાસે "ફ્લૉરા વિલા"માં મોરારજીશેઠ ઉતર્યા હુતા. અહીં સી. આઇ. ઈ. ના ઇલ્કાબનાં ચિન્હ (ચાંદ વગેરે) નામદાર ગવર્નર સાહેબને હાથે મોરારજીશેઠને ઈનાયત થયાં.

આજ વર્ષમાં મોરારજીશેઠ ઇસ્ટ ઇન્ડિયા એસોસીએશનના ઉપપ્રમુખ તરીકે નીમાયા.

જ્યારે મોરારજીશેઠ ધારા સભાના સભાસદ નીમાયા ત્યારે તેમના ઉપર ઑનરેબલ જેમ્સ ગિબ્સ સી. આઈ. ઈ., સર મંગલદાસ નથુભાઇ, વિદ્વન્મણિ શ્રીયુત મહાદેવ ગોવિંદ રાનડે (પાછળથી ન્યાયમૂર્ત્તિ શ્રીયુત રાનડે) વગેરે પ્રસિદ્ધ પુરુષોના અભિનંદનના પત્રો આવ્યા હતા તેમના પ્રત્યુત્તર મોરારજીશેઠે લખેલા, તેમાં શ્રીયુત રાનડેને લખેલા પત્રમાં તેઓ સ્વદેશહિતની ખરી લાગણીથી જે લખેછે તે ઉપર લક્ષ ખેંચાવા જેવું છે. શેઠ લખે છે કે:—"....હું એમ ઇચ્છું છું કે સરકારે મારી જગોએ કોઈ આપના જેવા સમર્થ અને વિદ્વાન્ પુરુષને નીમ્યા હોત તો તે આ જગોને છાજે તેવું કામ કરી શકત તોપણ જ્યારે મારે જરૂર પડશે ત્યારે આપના જેવા સન્મિત્રની મદદ મને મળી શકે તેમ છે તેથી એક રીતે હું સંતોષ પામું છું. હું મારાથી બનતી રીતે ધારા સભામાં મારા દેશનું હિત જાળવવાને માટે યથાશક્તિ પ્રયત્ન કરીશ. કેમકે એ તો આપના જાણુવામાંજ છે કે ધારા સભામાં સરકારના પગારદાર (ઑફિશિયલ) સભાસદોના મત માનાર્થે નીમાયલા (નૉન્ ઑફિશિયલ) સભાસદોના મત કરતાં વધારે થઈ જાય છે, એટલુંજ નહિ પણ કેટલીક વાર એવું બને છે કે માનાર્થે નીમાયલા સભાસદો પણ સરકારના પગારદાર સભાસદોના મતમાં મળી જાય છે."

આ પત્ર ઉપરથી આપણે સમજી શકીએ છીએ કે મોરારજીશેઠ બીજા માનાર્થે થયેલા સભાસદોના જેવા ન હતા. તેમણે આ વર્ષ ( સન ૧૮૭૮ ) ના ડિસેંબર માસમાં ધારા સભામાં પોતાની પહેલી બેઠક લીધી. તેમાં જો કે વધારે મહત્વના પ્રશ્નો એમની આગળ આવ્યા ન હતા, તોપણ "કરાંચીના બંદરમાં જે જે બારકસો લંગર કરે તેમની પાસેથી તે બંદરના ઉપયોગ બદલ કાંઈ ફીની રકમ લેવા વિષે કાયદાનો ખરડો" અર્થાત્ સન ૧૮૭૮ ના બિલ નંબર ૩ જા ના સંબંધમાં પણ મોરારજીશેઠે કેટલાક ફેરફાર કરવાની દરખાસ્ત મૂકી હતી, તથા જો કરાંચીથી લોકોની સદહુ બિલ સંબંધી કોઇ અરજીઓ આવી હોય તો તે આ પ્રસંગે કાઢી વિચારમાં લેવાને પણ નામદાર ગવર્નર સાહેબને વિનંતી કરી હતી. આ ખરડા-( બિલ )નો વિચાર કરવાને નીમાયલી સિલેક્ટ કમિટિમાં પણ મોરારજીશેઠને પસંદ કરવામાં આવ્યા હતા.

ત્યાર પછી જ્યારે ધારા સભાના પ્રમુખ સાહેબે પોર્ટ ટ્રસ્ટ સંબંધી કાયદાનો નવો ખરડો એટલે સન ૧૮૭૮ નું બિલ નંબર ૧૨ પ્રથમવારના વંચાણ ઉપર લેવાનું કહ્યું તે વખતે મોરારજીશેઠે તે બિલસંબંધી પોતાની દલીલો સ્પેશિયલ ( ખાસ ) કમિટિ આગળ કહેવાનું રાખ્યું, અને

એ ખરડો સિલેક્ટ કમિટિને વિચાર માટે સોંપવામાં આવ્યો. આ કમિટિમાં પણ મોરારજીશેઠ હતા.

તા. ૧૮ મી ડીસેંબર ૧૮૭૮ની બેઠકમાં ધારાસભામાં આટલુંજ કામ થયું હતું; તેમાં પણ મોરારજીશેઠે મૂંગા સભાસદ જેવું નહિ પણ લોકહિત સમજનાર અને સાચવનાર તથા કાર્યવિચક્ષણ પુરુષ જેવુંજ મંગલાચરણ કર્યું હતું.

મોરારજીશેઠ આ ધારાસભામાં પહેલી વખતે કામ કરવાને માટે પુનામાં રહ્યા તે અરસામાં તેમને મુંબાઇ ઇલાકાના મુખ્ય સેનાપતિ સર ચાર્લ્સ સ્ટેવલીનું ઓળખાણ થયું. સર ચાર્લ્સ સ્ટેવલી અને તેમનાં બાનુ જ્યારે મુંબાઇ પધાર્યાં ત્યારે મોરારજીશેઠને ઘેર આવ્યાં હતાં, અને સર ચાર્લ્સ સ્ટેવલી મોરારજીશેઠની મિલ જોવાને પણ ગયા હતા. તે વખતે સર ચાર્લ્સ સ્ટેવલીએ પોતાનાં નાણાંનું વ્યાજ વગેરે કેવી રીતે ઉપજાવવું તેવિષે મોરારજીશેઠની સલાહ પૂછી. તેથી શેઠે નાણાં રોકાવાનાં કેટલાંક સ્થળોવિષે ભલામણ કરી. ત્યારે સર ચાર્લ્સ સ્ટેવલીએ મોરારજીમિલનાજ શેર રાખવાની ઇચ્છા દર્શાવી અભિપ્રાય પૂછ્યો. શેઠે કહ્યું–'તે બાબતમાં મારૂં હિત હોવાથી હુ આપને કાંઈ અભિપ્રાય આપી શકતો નથી', તોપણ સર ચાર્લ્સ સ્ટેવલીએ મોરારજીમિલના ચોત્રીશ શેર રાખ્યા, તે હજુ પણ તેમનાં વિધવા બાનુ લેડી સ્ટેવલીના નામપર ચાલુ

છે. લેડી સ્ટેવલી મોરારજીશેઠના કુટુંબસાથે હજી લગી ઘણો સ્નેહસંબંધ રાખેછે.

## मुंबाई मिलओनर्स एसोसीएशनमां मोरारजीशेठनुं भाषण.

સન ૧૮૭૮ની સાલમાં મોરારજીશેઠની રાજકીય ઉન્નતિ અને પ્રવૃત્તિ આપણે ઉપર જોઈ ગયા. પણ તે રાજકીય ઉન્નતિની સાથેજ મોરારજીશેઠની વ્યાપારી તરીકે પ્રવૃત્તિ પણ ચાલતી હતી. તા૦ ૧૬ મી જાનેવારી ૧૮૭૮ ને રોજ મુંબાઇના મિલ્લવાળાઓની મંડલીની સાધારણ સભા મળી હતી. તેમાં રૂનો ભાવ તે સમયે ઘણોજ ચઢી જવાથી મિલોને ખોટ ખાઇને કામ કરવું પડતું હતું. તેથી દરરોજ ઓછો સમય કામ કરવાની તથા દરમાસે કેટલાક દિવસ મિલો બંધ પણ રાખવાની મોરારજીશેઠે દરખાસ્ત કરતાં પોતાના વ્યાપારસંબંધી અનુભવ અને દેશી પરદેશી વ્યાપારના બારીક અવલોકનવાળા વિચારો તે દરખાસ્તના ટેકામાં જણાવ્યા કેઃ—“...સામાન્ય રીતે સઉનું એવું માનવું છે કે વિલાયતની મિલો કરતાં અહીંની મિલો વધારે ફાયદા પડતી રીતે કામ કરે છે, પણ એ ખરૂ નથી. જો આપણે આંકડા ઉપરથીજ હિસાબી રીતે તપાસીએ તો આપણા દેશની મિલો વિલાયતની મિલોને મુકાબલે ખોટમાં રહીનેજ કામ કરેછે. પ્રથમ તો, વિલાયતમાં જ્યારે

એક મિલ ઉભી કરતાં પાંચ લાખ રૂપૈયા થાય છે ત્યારે આ દેશમાં પંદર લાખ રૂપૈયા થાય છે. વિલાયતમાં તેની અસલ કિમતની રકમ ઉપર પાંચ ટકા લેખે વ્યાજ ગણુતાં દર વર્ષે રૂ. ૨૫૦૦૦) થાયછે, ત્યારે આ દેશમાં વ્યાજના દર વર્ષે [નવ ટકા લેખે ગણુતાં] રૂ. ૧૩૫૦૦૦) થાય છે. આટલીજ બાબત ધ્યાનમાં લેઇએ તો આ કાંઈ ઓછો ફરક નથી. બીજું, કોલસા અને સરસામાનનો ખર્ચ પણ વધારે પડેછે. ૩૦૦૦૦) કે ૩૫૦૦૦) ત્રાકો (સ્પિન્ડલો) અને ૫૦૦) શાળો(લુમો)ની એક મિલને અંગે કોલસા અને સરસામાન(સ્ટોર)નો ખર્ચ વિલાયતમાં દરમાસે ૮૦૦) પાઉન્ડ થાય છે, ત્યારે આ દેશમાં તેવીજ મિલને અંગે તેવો ખર્ચ દરમાસે ૧૬૦૦, પાઉન્ડ એટલે રૂ. ૧૬૦૦૦) થાય છે. ત્રીજું, સાંચાને ઘસારો પણ આ દેશમાં વિલાયત કરતાં વધારે પડે છે. વિલાયતમાં કુલ પાંચ લાખ રૂપૈયાની મિલને સૈકડે પાંચ ટકા જેટલો ઘસારો ગણુતાં રૂ. ૨૫૦૦૦) નો ઘસારો લાગે છે, ત્યારે આ દેશમાં તેવીજ મિલને સૈકડે ૭ા* ટકાનો ઘસારો લાગેછે તેની રકમ રૂ. ૭૫૦૦૦) થાય છે; કેમકે અહીંના કામ કરનારા અનાડી હોય છે. ચોથું, અહીં વિલાયતના જેવી

---

* આ ૭ા ટકા મકાન સિવાય એકલા સંચાઓ ઉપરજ ગણેલા હોય એમ જણાયછે.

અનુકૂળતા ન હોવાથી પણ આ દેશમાં મિલોને ગેરફાયદો છે. પાંચમું, જ્યારે બૉઇલરઈન્સ્પેકટર આવે છે કે એવું બીજું કાંઇ બને છે ત્યારે અહીં પાંચ છ દિવસલગી મિલ બંધ રાખવી પડે છે, અને તે ઇન્સ્પેકટરને સંતોષ આપવો તે અહીં વિલાયત કરતાં વધારે કઠણ પડે છે. વિલાયતમાં મિલ એક દિવસ કરતાં વધારે બંધ રાખવી પડતી નથી. છઠ્ઠું, જ્યારે ચક્કર ભાંગે તૂટે છે ત્યારે તે સુધારતાં આ દેશમાં એકાદ માસ કે પખવાડિયું નિકળી જાય છે. આ બધાની સામે કેટલાક એવો રદીઓ મૂકેછે કે આ દેશમાં મજૂરી સોંઘી છે; પણ અહીંના મજૂરો વિલાયતના મજૂરો જેવા શક્તિમાન્ અને બુદ્ધિમાન્ ન હોવાથી વિલાયત કરતાં મજૂરોની સંખ્યા અહીં ત્રણ ગણી રોકવી પડેછે, તેથી બધું એકનું એકજ થાય છે."

કેટલાક ઈંગ્રેજો સ્વાર્થના અને રાજનીતિના હેતુઓથી હિંદુસ્તાનને આબાદીમાં વધતું જતું જણાવતા આવ્યા છે. પણ વસ્તુતઃ હિંદુસ્તાનની ઘણી વિષમ સ્થિતિ છે એ વાત મોરારજીશેઠ યથાર્થ કારણો સહિત ઘણી સારી રીતે સમજતા હતા, અને તેથીજ તેમની સ્વદેશમાટેની લાગણી ઘણી તીક્ષ્ણ હતી એ ઉપરના અને બીજા પ્રસંગોના ભાષણઉપરથી સ્પષ્ટ થાય છે.

# મુંબાઈની મ્યુનિસિપાલ કૉર્પોરેશનમાં જણાવેલા વિચાર.

મોરારજીશેઠના રાજનૈતિક વિચારોમાં "પ્રજાને માટે રાજ્ય છે, પણ કાંઇ રાજ્યને માટે પ્રજા નથી" એ સર્વોત્તમ સિદ્ધાન્ત એવો તો દૃઢ રીતે ઠસેલો હતો અને તેથી તેઓ રાજ્યની પ્રજાપ્રત્યેની જવાબદારીવિષેના પોતાના અભિપ્રાયો એવી તો બેધડક રીતે હુમેશ જાહેરમાં મૂકતા કે મિઠાશમાંજ મહુત્વ માનનાર આપણા કેટલાક રાજદ્વારીઓએ તે ઉપરથી બોધ લેવાનો છે. તા. ૨૭મી ઑગસ્ટ સન ૧૮૭૮ ને રોજ મળેલી મુંબાઇની મ્યુનિસિપાલિટિની સભામાં જ્યારે ડ્રેનેજસંબંધી પ્રશ્ન નીકળ્યો, ત્યારે મ્યુનિસિપાલિટિયે ઇન્ડિયા સરકારપાસે માગેલી લોન આપવા સરકારે કાંઇ પણ કારણ દર્શાવ્યા વિના નાજ પાડી હતી, તે સંબંધે મોરારજીશેઠે યોગ્ય સ્વતંત્રતાથી વડી સરકારની એ વર્ત્તણુકઉપર પોતાના વિચારો જણાવ્યા હતા, તથા મુંબાઇ સરકારની પોતાની ફરજ સંબંધી ઈસારો પણ કર્યો હતો. સરકારે પોતાની તિજોરી તરફ જોવા કરતાં પોતાની પ્રજાનાં સુખ અને સગવડ ઉપર વધારે લક્ષ રાખવો જોઇએ એ તેમના ભાષણનો ભાવાર્થ હતો.

## मोरारजीशेठे ऑक्सफर्डे इन्डियन इन्स्टिटयू- टनी बाबतमां करेली मदद.

સુપ્રસિદ્ધ પ્રોફેસર મોનિયર વિલિયમ્સે વિલાયતમાં ઑક્સફર્ડ ખાતે એક ઇન્સ્ટિટચૂટ સ્થાપવાનો વિચાર કર્યો. તેને માટે મદદ કરવા કરાવવાનો ભલામણ પત્ર નામદાર ગવર્નર સાહેબ સર રિચર્ડ ટેમ્પલનો મોરારજીશેઠ ઉપર આવ્યો. તે ઉપરથી શેઠને એમ જણાયું કે તે ઇન્સ્ટિટચૂટમાં હિંદુસ્તાન સંબંધી ચોકસ માહિતી એકઠી થશે અને તે માહિતી વિલાયંતના લોકોને મળતાં તેઓ હિંદુસ્તાન સંબંધી પ્રશ્નો સારી રીતે સમજી શકશે અને તેથી હિંદુસ્તાનને પણ કેટલીક સવડ તથા લાભ મળશે. તેથી તેમણે પોતે રૂ. ૧૦૦૦) તે કાર્યમાં ભર્યા, પણ દુકાળના સમયમાં લોકોને પોતાની ઉદારતાનો તણાઇને પણ ઉપયોગ કરવો પડેલો, તેથી બીજા સદ્‌ગૃહસ્થોને આમાં નાણું ભરવાં તે હાલ બોજારૂપ થઇ પડે તે વિચાર યુક્તિસર દર્શાવીને એ ટીપની બાબત સારો વખત આવતાં લગી મુલતવી રખાવી. મોરારજીશેઠ મોટાઈ મેળવવા કરતાં પોતાના દેશનાં માણસોની અનુકૂલતાનો વિચાર વધારે રાખતા. પાછળથી આ બાબત નામદાર ગવર્નર સાહેબે પોતાના પત્રથી મોરારજીશેઠને યાદ દેવરાવ્યું અને મુંબા-

ઇમાંથી દશ હજાર રૂપૈયાની મદદ મળી શકે તો સારૂં એવું સૂચવ્યું. ત્યારે પણ લોકસ્થિતિ વ્યાપાર સંબંધે સારી નહિ હોવાથી મોરારજીશેઠે નમ્રતાપૂર્વક એ બાબતનો પ્રયાસ કરવા ના પાડી; પણ શ્રીજુનાગઢના નવાબ સાહેબ પાસે રૂ. ૧૫૦૦) ભરાવી આપ્યા, અને બીજા રજવાડાઓ પાસેથી મદદ મેળવી આપવાનો પ્રયાસ કરવા વચન આપ્યું. તથાપિ વ્યાપારની નરમ સ્થિતિમાં ખાનગી ગૃહસ્થોની આગળ આ ટીપ લેઈ ગયા નહિ. સત્તાધીશોની પ્રીતિનાજ પૂજારીઓએ આમાંથી શું થોડું દેશહિત શીખવાનું છે?

## મહાબલેશ્વરમાં મોરારજીશેઠની જમીન બાબત મ્યુનિસિપાલિટિની માગણી.

મોરારજીશેઠ રસ્તા વગેરે લોકોપયોગી કાર્યને માટે પોતાની મિલકતનો કોઇ યોગ્ય ભાગ મફત આપી દેવાની પણ ઉદારતા દર્શાવતા, પરંતુ પોતાની મિલકતને બીજા અધિકારીઓના ફાંકા પ્રમાણે નુકશાન થાય તેવી યોજના-ઓની સામે તે હિમતથી થતા. તેમનો આ ઉદાત્ત સ્વભાવ, તેમની મહાબલેશ્વર ખાતેની કેટલીક જમીન ત્યાંની મ્યુનિસિપાલિટિએ તેમની બીજી બધી જમીન બાતલ જાય તેવી રીતે લેવાની આ વર્ષમાં માગણી કરી, ત્યારે તેમણે દર્શાવી આપ્યો છે. મહત્તા મલ્યા પછી હાલ

મનુષ્યો વધારે નિર્બલ થતા જોવામાં આવે છે, તે આવા ચરિત્રનાયકોના ઉદાહરણના અનુકરણથી અટકી શકે તેમ છે.

## फॅमीन कमिशनर मि० केर्डनो लोकस्थिति संबंधी अभिप्राय मोरारजीशेठ सुधारे छे.

• સંવત્ ૧૯૩૫માં દુકાળ સંબંધી કામ કરનાર મુખ્ય અધિકારી (ફૅમીન કમિશનર) મિ૦ કેર્ડ મુંબાઈમાં આવ્યા. મુંબાઈમાં આવતાં પ્રથમ તેમનો અભિપ્રાય એવો બંધાઇ ગયો કે મુંબાઈમાં ઘણુંજ ધન છે. મિ૦ કેર્ડ મોરારજીશેઠની સાથે ગાડીમાં બેશીને મોરારજીશેઠની મિલ જોવાને ગયા. ત્યાં કામ કરનારા મજૂરો વગેરેની સ્થિતિ જોઇને પણ તેમને સંતોષ થયો. ત્યારે મોરારજીશેઠે તેમને સમજણ પાડી કે લોકોની ઉપરની સ્થિતિ જોઇને કશો અભિપ્રાય બાંધશો નહિ. પછી મોરારજીશેઠ તેમને બાગની સામેના ઝુંપડાંમાં લેઇ ગયા અને મજૂર લોકોની ઘર અંદરની સ્થિતિ બતાવી ખાતરી કરી આપી કે લોકોની કેવી દુર્દશા છે.



# પ્રકરણ ૧૬ મું.

# મોરારજીશેઠ મુંબાઈ યુનિવર્સિટિના ફેલો નીમાય છે.

મોરારજીશેઠને નામદાર ગવર્નર સાહેબે સને ૧૮૭૯ ના જાન્યુઆરી માસમાં મુંબાઇની યુનિવર્સિટિ ( વિશ્વવિદ્યાલય )ના ફેલોનું પદ માનાર્થે આપ્યું. જેમણે શાળાઓમાં અને વિદ્યાલયોમાં લાંબો અભ્યાસ કર્યો ન હોય, તો પણ જેમણે કર્ત્તવ્યના ક્ષેત્રમાં રહીને સ્વપરાક્રમથી બુદ્ધિનો સુધારો વધારો કરનાર અનુભવ પ્રાપ્ત કર્યો હોય તેવા પુરુષો પણ ખરેખરા વિદ્યાલયના વિદ્વાનો તરીકે માન પામવાને યોગ્ય હોય છે. એ સિદ્ધાન્ત મોરારજીશેઠનાં દૃષ્ટાન્ત ઉપરથી આપણા યુવાનોએ શીખવાનો છે. સામાન્ય બુદ્ધિ પણ ઘસાઈ જાય કે દબાઈ જાય એવી કેળવણી માટેની ધમાધમથી દેશનું ખરૂં માનવ સત્વ અને તત્વ નાશ પામે છે એ પ્રયત્ન પંગુ પરાધીન જીવિકાના ઉપાસક વિદ્વાનો પાકતા જોતાં આપણને પ્રત્યક્ષ સમજાય છે. કામ કરવાનું સામર્થ્ય અને બુદ્ધિ મળે એજ ખરી કેળવણી છે, અને નિડર ન્યાય બુદ્ધિવાળું હૃદ્બલ મળે એજ કેળવણીની સફળતા છે.

ફેબ્રુઆરી માસમાં યુનિવર્સિટિની સિન્ડિકેટે મોરારજીશેઠને ‘ સિવિલ એન્જિનીઅરિંગની ફેકલ્ટી’ના મેમ્બર તરીકે નીમ્યા. યુનિવર્સિટિના ફેલો તરીકે પણ મોરારજીશેઠે વિદ્વાનોની સાથે રહીને એક અનુભવી વિદ્વાનના જેવીજ બુદ્ધિ અને કાર્યકુશળતા દર્શાવી આપી છે.

વળી ફેબ્રુઆરી માસમાંજ મોરારજીશેઠે બંગાળાની હાઈકોર્ટના ન્યાયાધીશ મી૦ કનિંગહામ આગળ દુકાળ કમિશનના સંબંધમાં પોતાની જુબાની આપી. તેમાં પણ તેમણે પોતાનો કિંમતી અનુભવ પ્રકટ કર્યો હતો.

## प्रजाहित माटे मोरारजीशेठनो परिश्रम अने कालजी.

મોરારજીશેઠે ધારાસભાના સભાસદ તરીકે કામ કરવાની જે પદ્ધતિ રાખી હતી તે યુરોપની પ્રજાના એક નાયકને છાજે તેવી હતી. ધારાસભામાં શા શા પ્રશ્નો વિચારને માટે રજુ થવાના છે તે વિષે પત્રવ્યવહાર ચલાવીને ગવર્નર સાહેબના સેક્રેટેરી પાસેથી તેઓ આગળથી ખબર મેળવતા, અને તે પ્રશ્નોવિષે પ્રથમથી મનન કરીને પોતે તૈયાર થઇ રહેતા, એટલુંજ નહિ પણ બીજે સ્થળેથી પત્રવ્યવહાર ચલાવીને જે જે માહિતી મેળવવી જોઇયે તે પણ મેળવતા. ઇરિગેશન બિલના

સંબંધમાં તેમણે બંગાળા ઈલાકામાંથી રાયબહાદૂર ઑનરેબલ ક્રિસ્ટોદાસપાલની સાથે પત્રવ્યવહાર કરીને પુષ્કળ હકીકત મેળવી હતી. મુંબાઈ ઇલાકામાં નહેરો કરવાનો પ્રશ્ન નવોજ હતો, પણ બંગાળામાં તો નહેરો થઇને તેના સારા માઠા પરિણામ પણ અનુભવમાં આવેલા હતા. તેજ પ્રમાણે ધારાસભામાં ચર્ચવાના પ્રશ્નોના સંબંધમાં મોરારજીશેઠ પોતાના સાથી સભાસદો સાથે પણ પ્રથમથી ચર્ચા કરી રાખતા હતાઃ અને એક નિમકહલાલ પ્રતિષ્ઠિત વકીલ પોતાના અસીલના હિતને માટે જેમ ચિન્તા રાખે તેજ પ્રમાણે પ્રજાના હિતને માટે મોરારજીશેઠ કાળજી રાખતા હતા. કોઈ પણ કાયદાના ખરડામાં પ્રજાહિતને હરકત કરનાર કોઇ પણ ભાગ જણાતો તો તેની સામે દૃઢતાથી તેઓ વાંધા ઉઠાવી સુધારાની દરખાસ્ત મૂકતા. મોરારજીશેઠના બીજા મિત્રો અને સાથીઓ વગેરેની સાથેના તેમના પત્રવ્યવહાર ઉપરથી મોરારજીશેઠનો એક ઉત્તમ સિદ્ધાન્ત એવો જણાય છે કે—"જ્યાં કોઇ પણ કાયદાવિના એમ ને એમ ચાલતું હોય અને તેવા કાયદાવિના ન ચાલે તેવી અડચણ પડતી ન હોય ત્યાં કાયદો કરવાની જરૂર નથી. કેમકે એકવાર કાયદો દાખલ થયા પછી તેમાં જે સુધારા વાધરા કે ફેરફાર કરવા હોય તે

રાજસત્તાના પ્રતિનિધિઓ પોતાના મનના તરંગ પ્રમાણે કરે છે. આથી કાયદો કે જે પ્રજાને બેસવાના ઘોડા તરીકે હોય છે તે પછીથી પ્રજાને ઉપાડવાના કેવળ બોજા તરીકે થઈ પડેછે."

એકવાર તો મોરારજીશેઠ પોતાના એક અંગ્રેજ મિત્રને ખાસ એવાજ મતલબનું લખે છે કે-"એકવાર એ ખરડો પાસ થઇને કાયદો થઈ જશે તો તેમાં પછી સુધારા વધારાને નામે અનેક લાકડાં દાખલ થશે, માટે ડોસી મુવાનો ભય નથી પણ જમ પેધ્યાનો ભય છે."

મોરારજીશેઠનો બીજો સિદ્ધાન્ત એવો જણાય છે કે-"કોઇ કાયદો પ્રજાના હિતને માટેજ હોય, તો પણ તેમાંથી જો કોઈ પણ અહિતકર ભાગ પ્રજાના હિતને અડચણ ન આવે તેવી રીતે કાઢી નાંખી શકાતો હોય તો તે કાઢીજ નખાવવા છેવટ લગી પ્રયત્ન કરવો."

મોરારજીશેઠનો ત્રીજો સિદ્ધાન્ત એ જણાય છે કે-"જો કોઈ કાયદાથી પ્રજાના હિત જેટલુંજ અથવા તેથી વધારે અહિત પણ થાય એવો સંભવ હોય તો તેવો કાયદો કરવાની સામે પણ વાંધો લેવોજ."

મોરારજીશેઠનો ચોથો સિદ્ધાન્ત એ હતો કે-"પોતાના મત સામે વધારે મત થતા હોય તો પણ પોતાના

મતને મક્કમપણે વળગી રહેવાની સાથે પાસ થતા ખરડામાં પ્રજાહિત જેટલું જાળવી શકાય તેટલું જાળવવાની સૂચના તો કરવીજ."

ધારાસભામાં કામ કરવાના તેમના આ ધોરણની સાથે તેમનો બહોળો અનુભવ, ચારે તરફથી ઉપસ્થિત પ્રશ્ન સંબંધી હકીકત મેળવવાનો તેમનો પ્રયાસ અને સ્વાભાવિક નિર્ભયતાવાળું અંતઃકરણ એ સઘળી બાબતોથી મોરારજીશેઠે ધારાસભામાં બજાવેલું પ્રજાસેવાનું કામ વિદ્વાનોના મનમાં પણ પ્રશંસાની લાગણી ઉત્પન્ન કરે તેવું છે.

## करांची वेक्सिनेशन बिल–सन १८७८ नुं नंबर ५ नुं बिल.

એટલે કરાંચીમાં છોકરાંને ફરજીયાત ગૌશીતલા કઢાવવાના કાયદાનો ખરડો તા. ૧૨ મી ફેબ્રુઆરી સન ૧૮૭૯ ને રોજ ધારાસભામાં રજુ થયો. તે પ્રસંગે બીજા સભાસદોની સાથે મળતા થઇને મોરારજીશેઠે તે ખરડો મંજુર રાખ્યો. પણ તેમાં ૨૨ મી કલમમાં રૂ. ૧૦૦૦) લગીના દંડ ઉપરાંત કેદની શિક્ષા તે કાયદાનું અપમાન કરનાર વગેરેને માટે ઠરાવેલી હતી તેના સામે મોરારજીશેઠે વાંધો લેવાનો નિશ્ચય જણાવ્યો. પછી જ્યારે તે ખરડાનું વિગતવાર વંચાણ ચાલતાં ૨૨ મી કલમ આવી

ત્યારે મોરારજીશેઠે ટુંકામાં પોતાની તરફના વાંધાની દલીલ જણાવી કે—"... ગૌશીતલા કાઢવાને માટે આ દેશમાં લોકોઉપર કાયદાનું કાંઈક દબાણ હોવાની જરૂર છે તે મારા સમજવામાં છે; તેમજ એ કલમ જે મૂળતત્વ ઉપર બંધાયલી છે તે પણ મારા સમજવામાં છે. પણ તે કલમમાં દર્શાવેલા ગુન્હાને માટે રૂ. ૧૦૦૦) ના દંડની શિક્ષા કાંઇ ઓછી નથી કે તેમાં કેદની શિક્ષા પણ ઉમેરવી પડે. કેદની શિક્ષા દાખલ કરી છે એ નકામી સખ્તાઈ છે. આ દેશમાં અને તેમાં પણ પ્રગણામાં વસતા લોકો અજ્ઞાન છે, અને તેઓ ગૌશીતળાના લાભથી અજાણ્યા છે. તેઓમાં આવી આવી નકામી સખ્તાઇથી અસંતોષ ઉપજવાનો. વળી આ દેશના લોકો ઈંગ્લાંડના લોકો કરતાં વધારે નરમ અને કાયદાને નમીને ચાલનાર છે એ એક મારી દલીલનું બીજું કારણ છે. વિલાયતના લોકો વધારે સુધરેલા છે અને ત્યાંના નીચા વર્ગના લોકો વધારે તોફાની અને કાયદાને તાબે થાય નહિ તેવા છે. તોપણ ત્યાં આ બાબતમાં કેદની શિક્ષા રાખી નથી. ઍક્ટિંગ પ્રેસિડેન્ટ ઑનરબલ મિ૰ ગિબ્સે શરૂઆતમાં બોલતાં મુંબાઇના વેકિસનેશનના કાયદામાં પણ કેદની શિક્ષા છે એ બાબત ઉપર આધાર રાખ્યો છે. પરંતુ મુંબાઈના એ કાયદામાં

પણ એ નકામી સખ્તાઈ છે. તેથી આ કાયદામાં પણ તેવી સખ્તાઈ રાખવીજ જોઇયે એમ માની શકાય નહિ. તેટલા માટે કલમ ૨૨ મી માંથી કેદની શિક્ષા કાઢી નાખવી જોઇયે.”

ઑનરબલ મિ૦ ગિબ્સે કેદની શિક્ષા ૨૨ મી કલમમાં રહેવા દેવા માટે પોતાનું ભાષણ લંબાણુથી કર્યું. તેમના અભિપ્રાય પ્રમાણે ઘણા મત થવાથી તે કલમ સામે મોરારજીશેઠે લીધેલો વાંધો રદ ગયો અને બિલ પાસ થયું. પણ મોરારજીશેઠની દલીલ ગજાની સ્વતંત્રતા અને લાગણીને માટે યુરોપના રાજદ્વારીઓના જેટલીજ તેમની પૂજ્યબુદ્ધિ દર્શાવી આપે છે.

## मुंबाईना मिलओनर्स एसोसीएशननी वार्षिक साधारण सभा.

મોરારજીશેઠના વસીલાથી તથા અગમચેતી અને કાર્યદક્ષતાથી મુંબાઈના મિલોવાળાના મહાજનને ઘણો લાભ થતો હતો. આ વર્ષ (સન ૧૮૭૯) ના જાનેવારી માસથી મોરારજીશેઠે તે એસોસીએશનના સેક્રેટરી મિ૦ ગૉર્ડનને એક પત્ર લખીને તે સભાના સભાસદોની જનરલ મીટિંગ મેળવી હાલ તત્કાળ મિલોનો ધંધો મંદ પડી જવા સંબંધે તથા ફૅક્ટરી ઍક્ટ સંબંધે એસોસી-

એશને શાં પગલાં ભરવાં તે વિષે વિચાર કરવાની સૂચના કરી હતી.

તા૦ ૧૫ મી ફેબ્રુઆરી સન ૧૮૭૯ ને રોજ એસોસીએશનની જનરલ સભા મળી. તે વખતે મોરારજીશેઠે જે વિચારો જણાવ્યા તે સંક્ષેપમાં નીચે પ્રમાણે છેઃ—
"... સુતર અને કાપડનો માલ ઘણોજ પરાત છે, અને ઘરાકી ઘણીજ મંદ છે. તેથી આપણે આ પ્રમાણે માલ કાઢયા જઇશું તો ઘણો જ ભયંકર પરિણામ આવશે અને મિલના ધંધાને ઘણોજ ધોકો પહોચશે. ગયા વર્ષની આપણી મીટિંગમાં જેઓ હાજર હતા તેમના મોટા ભાગે તો મિલોને કામ કરવાનો વખત ટુંકાવ્યો છે, પણ સઘળા મિલવાળાઓ એ પ્રમાણે વર્ત્તતા નથી, તેથી જોઇએ તેવી સારી અસર ઉપજી શકતી નથી......અને તેથી બજારમાં ઉપાડ કરતાં વધારે માલ ભરાઈ ગયો છે, અને બહારગામ ખાતે ચઢાવતાં પણ આપણો માલ ખપી શકતો નથી. કેમકે ત્યાં પણ માલનો બહુ ભરાવ થઈ ગયો છે. ...... આ ઘરાકીની મંદીનાં કારણ—એક તો દુકાળ પડયો હતો તે છે,.......અને બીજું કારણ એ છે કે જેટલી મિલો થતાં વીશ વર્ષ લાગવાં જોઇયે તેટલી મિલો એકદમ આ બે ત્રણ વર્ષમાં થઈ ગઈ છે. આમાં કેટ-

લીક મિલો તો ખોટ ખાઈને જ ચલાવવી પડે છે. ...... આથી ખપ કરતાં માલ વધારે ઉત્પન્ન થાય છે. તેમાં બીજા દેશોમાં પણ વ્યાપાર હાલ મંદો છે. ...... પણ ઈંગ્લંડ અને યુરોપના બીજા દેશો આપણી પેઠે બેસી રહેતા નથી, પણ જલદીથી ઘટતા ઉપાયો લેછે. તેઓએ કામ કરવાનો વખત અને કામે લગાડેલા માણુસોનો પગાર ઓછો કર્યો છે. પણ આપણે અહીં તો તેવી કોઈ યોજના પૂરી અમલમાં મૂકાતી જ નથી. તેનો પરિણામ એ થયો છે કે મિલોનો ઉદ્યોગ આશરે ત્રીજે ભાગે પડી ભાગ્યો છે; અને આઠ મિલો તો ફડચામાં ગઈ છે તથા બીજી બેત્રણ મિલો હજુ ફડચામાં જવાની તૈયારીમાં છે. ......... તેથી હવે આપણે વધારે માલ બનાવતાં અટકવું જોઇયે. .......... આપણે બીજી કેટલીક બાબતો પર પણ ધ્યાન આપવાનું છે. મિલના ઉદ્યોગને ધક્કો પહોચ્યો છે તેથી હવે એમ કહેવામાં આવે છે કે એજંટો કમિશનની લાલચે આંખ્યો મીચીને માલ કાઢ્યે જ જાય છે, અને ભાગીદારો (શેરહોલ્ડરો)નું શું થશે તે કાંઈ પણ જોતાજ નથી. ........... તો આપણી સાખ જાળવવાને માટે પણ આપણે કાંઈ મુધારો કરવો જોઇયે. જે મિલોનો હું પોતે એજંટ છું. તે મિલો જ્યારે સન ૧૮૭૧ માં ઉભી થઈ ત્યારે તેના ડીડમાં એવો કરાર રા-

ખેલો હતો કે જો મિલો અમુક ટકા સુધીનું વ્યાજ આપશે તોજ એજંટને પૂરેપૂરૂં કમિશન મળશે, નહિ તો એજંટને ૨/૩ કમિશન છોડી દેવું પડશે. ત્યારપછી બીજી આશરે ૭ મિલોએ એવોજ નિયમ રાખ્યો છે, તે એક આનંદ પામવા જેવું છે. બીજી મિલોએ પણ એ પ્રમાણેજ કરીને મિલોના ઉદ્યોગમાં લોકોનો જે વિશ્વાસ છે તે જાળવવો જોઇયે. ........ આપણે આટલોજ સુધારો કરીને અટકવાનું નથી. આપણી કેટલીક મિલોનાં ડીડમાં ડિરેકટરોને પોતાની મેળે મિલની મિલકતને ગિરો મૂકીને નાણાં ઉભાં કરવાની સત્તા આપેલી છે. આથી પણ કેટલીક વાર મોટા અનર્થ થાય છે. આથી શેરહોલ્ડરો તેમજ મિલમાં નાણાં વ્યાજે મૂકનારાઓ મિલને માથે કેટલું દેવું છે તે સહેલાઈથી જાણી શકતા નથી. ........ ડિરેકટરોની એવી સત્તા કાઢી નાંખવી એ મિલોના હકમાં વધારે સારૂં છે. આપણી એસોસીએશને એક એવો ઠરાવ કરવો જોઇયે કે જે મિલની મિલકતનો ચોથો ભાગ દેવા નીચે આવી ગયો હોય તેના ડિરેકટરે તે દેવું અપાઇ રહે ત્યાંલગી શેરહોલ્ડરોને નફાનો ભાગ વહેચવાનો બંધ રહે એવી રજા તેઓપાસેથી માગી લેવી; અથવા તો તે દેવું અદા કરવાને માટે બીજાં નાણાં તેઓની પાસે માગવાં, તેની સાથે ખાતરી આપવી કે તે નાણાં

તેઓની મંજૂરી મેળવ્યા વિના સંચા કામ વગેરેમાં નાંખવામાં નહિ આવે....... બીજો એક એવો ઠરાવ આપણી એસોસીએશને કરવો જોઇયે કે—જે મિલની થાપણના ચોથા ભાગ કરતાં વધારે દેવું થઈ ગયું હોય તે મિલે કામ કરવું બંધ રાખવું જોઇયે, તેમજ કામચલાઉ થાપણને માટે કરેલું દેવું મિલની થાપણના ત્રીજા ભાગ કરતાં વધારે થઈ ગયું હોય તો પણ તે મિલે કામ કરવું બંધ રાખવું અને માલના વેચાણથી દેવું ઓછું થઈ તે હદની અંદર આવી જાય ત્યારે પાછું કામ શરૂ કરવું ...... તેમજ સંચાના ઘસારાને માટે દરવર્ષે અમુક રકમ કાઢીને જુદી રાખવી એ બહુ લાભકારક થઈ પડે તેવું છે. આ દેશમાં કામ કરનાર માણુસો કુશળ નથી હોતા તેથી સંચાને વધારે ઘસારો પહોંચેછે. ...... ”

હાલ જે જે મિલો પ્રતિષ્ઠિત ગણાય છે તે તે મિલોમાં ઉપરના ઘણાખરા નિયમો રાખવામાં આવેછે; તે ઉપરથી આપણે મોરારજીશેઠની અગમચેતી અને અનુભવ કેટલાં બહોળાં હતાં તે સમજી શકીએ છીએ.

## મુંબાઈમાં વ્યાપારની ગભરાટવાળી સ્થિતિ.

આપણે ઉપર જોઈ ગયા તે પ્રમાણે મિલોનો ઉદ્યોગ મંદ પડી જઈ તેના ઉપરથી લોકોનો વિશ્વાસ ઉઠી જવા-

લાગ્યો હતો. કેટલીક મિલોના એજંટોએ અપ્રામાણિક અને બેદરકારીવાળું વર્ત્તન ચલાવ્યું હતું. લગભગ આવા સમયમાં એક મોટા પ્રસિદ્ધ વ્યાપારીની પેઢી કાચી પડી. તેમાં અનેક નાના મોટા વ્યાપારીઓ દબાયા. આથી આખા મુંબાઈમાં વ્યાપારીવર્ગમાં ગભરાટ અને અધીર થઈ ગઈ. આ પ્રસંગે એક પત્ર મોરારજીશેઠે પોતાના એક પ્રતિષ્ઠિત મિત્રઉપર લખ્યો છે. તે ઉપરથી મોરારજીશેઠની ધર્મબુદ્ધિ, સ્વદેશ માટેની લાગણી, ભવિષ્યવિચાર અને નેકસલાહનો ચિતાર મળે તેમ છે. તેઓ લખે છે કેઃ—

“. . . . . . .—વિષેની હકીકત આપે **‘રાસ્ત’** ઉપરથી જાણી હશે તે મારે કહી બતાવવાની જરૂર નથી. તેથી મારા જેવાને અચરતી ઉપજતી નથી. કારણ, પાંચ વરસની અંદર ચાર વખત જુદે જુદે પ્રસંગે એમની પાસે એક બે મિત્રોને લઇને વધારે લોભમાં નહિ પડી સટ્ટો તજાવવા વિષે ઘણી જ કોશીશ કીધી હતી. પણ તેવિષે એમને કાંઈ પણ અસર થઇ નહિ, ને સામા અંદરથી અમારા વિષે આડો વિચાર દરેક વખત લેઇ જઇ ગુસ્સામાં રહેતા હતા. તેથી પરિણામ અંતે એવુંજ થાય. મારી પાસે પોણાબે મહિનામાં ત્રણ વખત [ તેમણે ] આવી કહ્યું જે તમે વચમાં પડી ખુલાસો કરી આપો. પણ મેં તો પહેલેથીજ એવી સલાહ આપી કે તમારી પાસે જરિયાન

ઇમારતો જે કાંઇ હોય તે સર્વે માગનારાઓને આપી દેઇ હાથ જોડો તો હું વચમાં પડું. ને ફક્ત અઢીથી ત્રણ લાખ રૂપૈયાનો અવેજ ટ્રસ્ટ કરેલો હતો તે તમે રાખો. પણ એ સલાહ એમની ધ્યાનમાં આવી નહિ. તે પ્રમાણે કરત તો .... સર્વેનો નિકાલ થઇ જતે. પણ એમને રૂપૈયા પંદર લાખ વધારે બચાવવાનો લોભ લાગ્યો. .... તેથી હાલ એવી અવસ્થામાં આવી પડ્યા. ધર્મનેમ, મોજમજા કરતાં પહેલાં લેણદારને આપી હાથ જોડવા તેમાંજ મોટો ધર્મ સમજવો જોઇયે. હાલ તો–આખા મુંબાઈ ઈલાકાને લાભ-કારક કુમળી વયે ઉછરતું બચ્ચું–મિલનો ધંધો કે જેની-ઉપર બે લાખ માણસો કામ કરી ગુજરાન ચલાવી દેશમાંથી ત્રણ કરોડ રૂપૈયા દરવર્ષે વિલાયત જતા અટકાવતો હતો તેને અધમુવો કરી નાંખ્યો છે. હે ઈશ્વર! આપણા હિંદુસ્તાનનું શું થશે. લોકો પેટ કેમ ભરશે. એક તો અહીંઆંથી દરવર્ષે ૨૦ કરોડની રકમ [ પરદેશ ] જાયછે. તેમાં વળી ધંધાધારીની ખરાબી થશે તો આગળ ચાલતાં થોડી મુદતમાં પચીસ કરોડ જાય તો તેમાં કાંઇ નવાઈ નથી. તો એવી બાબતમાં આપણા લોકો તથા દેશી રાજાઓ લક્ષ દેતા નથી એ વધારે દિલ-ગીરી ભરેલું છે. હાલ તો લોકો અધીરાઇ રાખી એવા બેભાન બની ગયા છે કે અંતે તેમાંથી તેમને પોતાનેજ

ભારે નુકશાન થવાનો સંભવ છે. દેશ આબાદ રહેશે તોજ લોકો કમાશે અને પૈસા જળવાશે. પણ જ્યાં દેશજ નિર્ધન થયો ત્યાં સર્વેને દુઃખ સરખે ભાગે આવશે. તેમજ આવે વખતે એવા ગભરાટનો લાભ લેઈ પૈસા કમાવાનો ખરેખરો વખત દસથી બાર વરસે ઘણું કરીને આવે છે ને એ વખતનો ઘણું કરીને આપણા દેશના લોકો ઘણો લાભ લેઇ શકતા નથી ને પરદેશીઓ કમાઇ જાયછે એ વધારે દુઃખદાયક છે. આ વખતે પણ જે સમજુ માણસો હોય તેઓએ દેશનું ભલું કરવાના હેતુથી આગળ પડવું જોઇયે ને તેમ કરતાં સર્વથી પહેલો લાભ તેવું કરનારનેજ થાયછે. એવું મેં ઘણે પ્રસંગે જોયું છે. આ વખત પણ મારો એવો અભિપ્રાય છે કે જે દૂરઅંદેશી માણસો અગાડી પડશે તે પોતે ઘણું કમાશે ને દેશનો પૈસો જળવાશે ને વળી નામના મેળવશે. ....... ”

## મોરારજીશેઠની વ્યવહારદક્ષતાનું લાક્ષણિક સ્વરૂપ.

ઉપર ઉતારેલો મોરારજીશેઠનો પત્ર એક અગત્યના પ્રશ્નનો નિર્ણય કરેછે. તા. ૫ મી નવંબર સન ૧૯૦૩ ની “અમૃત બજાર પત્રિકા,” સને ૧૮૭૭ માં મોરારજીશેઠસાથે બાબુ શશિકુમાર ઘોસને થયેલી વાતચિતનું

આપણને ફરીને સ્મરણ કરાવતાં, મોરારજીશેઠનાં વચન અને વર્ત્તન ઉપર આપણો લક્ષ ખેંચેછે; મોરારજીશેઠનું એમ કહેવું છે કે–"આ દેશમાં એવા પણ પરોપકારી મનુષ્યો છે કે જે બીજા મનુષ્યોના હિતને માટે પોતાના હિતનો ભોગ આપેછે. પણ હું તો મારા પોતાના હિતનો વિચાર કર્યા વિના એક ડગલું પણ ભરતો નથી. મારો પોતાનો સ્વાર્થ એજ મારો પરમેશ્વર છે, અને તેનેજ હું પૂજું છું. પણ જેમ જેમ હું મારી પોતાનીજ સેવા બજાવું છું તેમ તેમ હું મારા મનુષ્ય બંધુઓને, અને મારા દેશી બંધુઓને વધારે વધારે ઉપયોગી થઇ પડું છું તેનું શું કારણ તે કાંઇ સમજાતું નથી. જેઓ પોતાનું મારે હાથે સારૂં થયેલું માને છે એવાં હજારો મનુષ્યો મારો આભાર માને છે. તેઓ જાણતા નથી કે મારો હેતુ તો મારૂં પોતાનુંજ હિત સાધવાનો હતો અને જે લાભ તેમને થયો છે તે તો તેમને થયા વિના રહેજ નહિ તેમ હોવાથી થયો છે.

મિલના માલિક તરીકે મારી મિલોમાં મેં હજારો માણસ કામે લગાડેલાં છે. મેં કાંઈ તેમને પાળવાને મિલો ઉઘાડી નથી. મેં તો મારી મૂડીની ઉપર સૈકડે ૨૦ ટકા નફો મેળવવાનેજ મિલો ઉઘાડી છે.

અહીં દુકાળ પડયો ત્યારથી મિલનાં માણુસો એમ-જ જાણે છે કે જો મિલો ન હોત તો તેઓ ધંધારોજગાર વિના ભૂખે મરી જાત; એ વાત ખરી છે, પણ મેં તેમને મારે સ્વાર્થેજ કામે લગાડ્યાં છે, અને તેથી તેમને જે લાભ થયો છે તેમાં હુ કાંઈ પણ જસ લેવાને હકદાર નથી.

. . . . . . . . . . . . . . . . . . . .

મારી મિલનાં માણુસોને હું કોઈકોઇ વાર બક્ષીસ આપું છું અને કોઈકોઇ વાર તેમને ઉજાણી આપું છું. તેમાં પણ તેઓ ઉત્સાહથી મારૂં કામ સારી પેઠે કરે અને તેથી મને ફાયદો થાય એવો મારો સ્વાર્થ જ રહેલો છે. ... મિલની સાથે મેં નિશાળ રાખી છે, તેમાં પણ કેળવાઇને મિલનાં માણુસો મનેજ ફાયદો કરે છે. મારા મિત્રો પણ એ મિલોથી પૈસા કમાય છે અને મને પરોપકારી અને ઉદાર ગણે છે. પણ મેં તો સઘળો પાયો મારા પોતાના હિત ઉપજ રચેલો છે. ..........”

મહાન્ પુરુષોના વિચારોને પૂરા સમજ્યા વિના ગ્રહણ કરવાથી જનસમાજને હમેશ હાનિ થાય છે, અને તેમાં પણ આપણા દેશને તો એમ કરવાથી ઘણી હાનિ થયેલી છે. શ્રીકૃષ્ણપરમાત્માના આચારવિચારનું રહસ્ય સમજ્યા વિના શ્રીકૃષ્ણભગવાનના આચરણનું અનુકરણ કરવાથી આપણા ધર્મમાં વિષયલંપટતા પેશી

ગઈ, શ્રીમહામાયા જગદંબાના ચરિત્રનું રહસ્ય સમજ્યા વિના તેનું અનુકરણ કરવા જતાં આપણા ધર્મમાં મદ્યમાંસાદિકનાં વ્યસનોનો પ્રવેશ થઇ ગયો, શ્રીમહેશ્વરના આચરણનો મર્મ જાણ્યા વિના તેમની રહેણીનું અનુકરણ કરવા જતાં આપણા ધર્મમાં ગાંજા અને ભાંગે સમાધિનું રાજ્ય પડાવી લીધું, આપણા શ્રીરામચંદ્રાદિક લીલાવિગ્રહ તથા બીજા પ્રતાપી ક્ષત્રિય મહારાજાઓનાં ચરિત્રમાં રહેલો ભેદ સમજ્યા વિના આપણે માંહોમાંહે લડીને પરાક્રમ બતાવવા જતાં કુસંપના હાથમાં આપણા દેશની લુગામો સોંપી દીધી, તેજ પ્રમાણે મોરારજીશેઠ જેવા મિલના ઉદ્યોગના અગ્રેસરના વિચાર અને આચારનો મર્મ સમજ્યા વિના તે પકડી લેવા જતાં ઘણા લેભાગુઓ અવળે રસ્તે ચઢી જાય એ સંભવિત છે, એટલુંજ નહિ પણ એ પ્રમાણે બનેલું એ આ લેખકના પોતાના પ્રત્યક્ષ અનુભવમાં આવેલું છે.

ઘણા માણસો "સ્વાર્થપૂજા"ના સિદ્ધાન્તનો એવોજ અનર્થ કરે છે. તેથી આપણા દેશના હિતને ઘણોજ ધકકો પહોંચે છે. તેથી નીતિ અને ધર્માનુસાર સ્વાર્થ તે પરમાર્થથી ભિન્ન નથી એવિષે કાંઇક વધારે વિસ્તારથી વિવેચન કરવાની જરૂર જણાય છે.

"જેમ જેમ હું મારી પોતાનીજ સેવા બજાવું છું

તેમ તેમ હું મારા દેશી બંધુઓને વધારે વધારે ઉપયોગી થઇ પડું છું–તેનું શું કારણ તે કાંઈ સમજાતું નથી." એમ મોરારજીશેઠ આશ્ચર્ય પામીને કહેતા જણાય છે. પણ તેઓ સ્વહિત સાધતાં દેશહિત વધારે સાધી શકતા તેનું કારણ તો ઉપર આપેલા પત્રમાંહેના મોરારજીશેઠનાજ શબ્દોઉપરથી જડી આવશે. "..... ( મિલનો ધંધો ) જેની ઉપર બે લાખ માણસો કામ કરી ગુજરાન ચલાવી દેશમાંથી ત્રણ કરોડ રૂપૈયા દરવર્ષે વિલાયત જતા અટકાવતો હતો તેને અધમુવો કરી નાંખ્યો છે. હે ઇશ્વર! આપણા હિંદુસ્તાનનું શું થશે? .... એક તો અહીંઆંથી દરવર્ષે ૨૦ કરોડની રકમ પરદેશ જાય છે તેમાં વળી ધંધાધારીની ખરાબી થશે તો આગળ ચાલતાં થોડી મુદતમાં ૨૫ કરોડ જાય તો તેમાં કાંઇ નવાઈ નથી." મોરારજીશેઠના આ શબ્દો તે તેમના "સ્વાર્થપૂજા" ના સિદ્ધાન્તનું ખરૂં રહસ્ય સૂચવે છે. મોરારજીશેઠ પોતાના સ્વાર્થનું નાવ ખેડવામાં ઘણાજ ચોકસ અને દીર્ઘદર્શી હતા; પરંતુ તેમના સ્વાર્થના નાવનું સુકાન તે "મ્હારૂં શું થશે?" એ નહોતું, પણ "હે ઈશ્વર! આપણા હિંદુસ્તાનનું શું થશે?" એજ હતું. વળી 'અમૃત બજારપત્રિકા'નો પ્રસ્તુત લેખજ વિશેષ તપાસીશું તો આપણને મોરારજીશેઠના સિદ્ધાન્તનું ખરૂં સ્વરૂપ વધારે ને વધારે સ્પષ્ટરીતે સમજાતું જશે.

"તમે જુઓ છો કે હું મારી મિલોના વરાળયંત્રને માટે કોલસા વાપરતો નથી, પણ આ દેશમાં મળી શકે તેવાં લાકડાં બાળું છું. આવિષે હું તમને કાંઈ સંતોષકારક કારણ આપી શકું તેમ નથી, કેમકે લાકડાં બાળવાથી મને દરવર્ષે કેટલાક હજાર રૂપિયાનું નુકશાન થયે જાય છે; તોપણ હું લાકડાંજ વાપરૂં છું અને પરદેશ ખાતેથી કોલસા મંગાવતો નથી. ખરી વાત એ છે-કે, મને સઘળા પરદેશી માલપ્રત્યે અણગમો ઉપજે છે, અને આ એક મારા મગજનો એવો તરંગ છે કે તેની આગળ મારૂં કાંઈ ચાલતુંજ નથી, અને મારા કેટલાક મિત્રો એમ ધારે છે કે હું મારા એ તરંગનો હદ્દ ઉપરાંત આગ્રહ રાખું છું. આ મારી ધોતીજ જુઓ. તમારા કુલકત્તાના બાબુઓ પહેરે છે તેવી ઝીણી તો આ મારી ધોતી નથી પણ એ મારી મિલમાં જ બનેલી છે અને તે મારે લાંબા વખતલગી ચાલે છે. આ મારો જામો પણ મારી મિલના કાપડનોજ બનેલો છે, તે ઘણો બારીક નથી તોપણ તે કાંઈ જાડો પણ નથી અને તેને હું ત્રણ વર્ષથી વાપરૂં છું તોપણ તે ઘણોખરો નવા જેવો જ છે. આપણા દેશનું કાપડ માન્ચેસ્ટરના જેવું ઝીણું સફાઈદાર નહિ હોય, પણ તે ઘણું ટકાઉ તો છેજ અને વળી સોંઘું પડે છે. મારા દિવાનખાનામાં

અને મંડપોમાં જોશો તો કેટલીક દિવાલગિરિઓ વગેરે યુરોપમાં બનેલી ચીજો છે; પણ તે વિના મારે ચાલે તેમ નથી તેથી જ મારે તેનાથી નિભાવવું પડે છે; તો પણ તે ચીજો જોઈને–આવી ચીજો મારા દેશમાં બનતી નથી, એ વાતનું સ્મરણ થઇને–મને શરમ આવે છે. એ સિવાય બીજું કાંઇ પણ મારા ઘરમાં પરદેશી બનાવટનું નથી, પણ જે જે છે તે સઘળું મારા દેશી ભાઈઓએજ બનાવેલું છે. આમ છતાં પણ મને કહેતાં એક પ્રકારનો અભિમાન ઉપજે છે કે તેથી મારાં દિવાનખાનાં વગેરે કાંઈ નઠારાં દેખાતાં નથી."

મોરારજીશેઠનાં એ વાક્યો તેમની સ્વદેશ માટેની મમતાનો ખુલ્લેખુલ્લો ચિતાર આપે છે. આ સ્વદેશમમતા તે કોઈ કારણસર બંધાયલી નથી, પણ તે નિષ્કારણ અથવા અહૈતુકી સ્વદેશપ્રીતિ છે; તેનું કારણ મોરારજીશેઠ પોતે પણ કળી શકતા નથી, અને બીજાઓ તેમાં દોષ દેખે છે એમ પોતે જાણતાં છતાં પણ તેના વેગ ઉપર તે કાબુ રાખી શકતા નથી. તેથી **સ્વદેશ પ્રત્યેની તે પ્રીતિ તે સ્વદેશ ભક્તિજ** છે, અને વિદેશી વસ્તુમાત્ર પ્રત્યે તેમનો અણગમો તે એ **સ્વદેશ ભક્તિ**ના સ્વાભાવિક **અનન્યભાવ**નું એક મોટું **અગત્યનું અંગ** છે. જેઓ ઢીલાપણામાં મિલનસારપણું, અને

ઉદાસીનતાના સદ્ગુણોના આભાસથી છેતરાવામાંજ પોતાનું સૌજન્ય, સમજે છે તેઓને મોરારજીશેઠની આ લાગણી ગમે તેવા રૂપમાં દેખાય તેનો અમારે કાંઈ કલહ નથી, પરન્તુ સ્વદેશાભિમાનના ખરા સ્વરૂપને જાણનાર સત્પુરુષોનો તો એવોજ સુદૃઢ અભિપ્રાય છે કે જ્યારે આવી અનન્યભાવની સ્વદેશભક્તિવાળાં મનુષ્યો થશે ત્યારેજ આપણા દેશનો ઉદય થશે. વ્યભિચારી સ્વદેશ-ભક્તિનુંજ લક્ષણ ઢીલાપણું છે, અને તેજ દેશોદયના વિલંબને વધારનાર મોટામાં મોટો પ્રતિબંધ છે.

## मुंबाई पोर्टट्रस्ट बिल.

તા. ૧૯ મી માર્ચ સને ૧૮૭૯ ને રોજ મુંબાઇની ધારાસભાની આગળ સન ૧૮૭૮ ના બિલ નંબર ૧૨ એ-ટલે મુંબાઈ પોર્ટટ્રસ્ટ ( મુંબાઇના બંદરની વ્યવસ્થા ) સં-બંધી કાયદાના ખરડાની રજુઆત થઈ. તેમાં સિલેકટ કમિટિએ પોતાનો અભિપ્રાય રજુ કર્યો. તે વખતે મોરારજીશેઠે તે ખરડાના ૨-૫-૬ ફકરા તેમજ તેના ૧૦ મા અને ૧૧ મા ભાગસિવાય બાકીનો ભાગ મંજૂર રાખ્યો. ત્યાર પછી જે તારીખે તે ખરડાના બીજા વંચાણમાટે મત લેવામાં આવ્યા ત્યારે મોરારજીશેઠે પો-તાના ભાષણમાં જણાવ્યું કે—"આ ખરડાના બીજા વંચા-

ણુમાટે હું મારો મત આપું છું, પણ તે ઉપરથી એમ સમજવાનું નથી કે સરકાર બંદરનો ઇજારો રાખી બેસે તે ધોરણને હું પસંદ કરૂં છું; પણ હાલની સ્થિતિમાં બીજો કોઇ પણ રસ્તો ઉઘાડો રહ્યો નથી તેથી જે થાય છે તે વેઠી લેવાનું છે, તે માટેજ આ ખરડાનું બીજીવારનું વંચાણુ કરવાને હું હા પાડું છું. સરકારે એલ્ફિન્સ્ટન એસ્ટેટની જમીન ખરીદી લીધી તેનો સ્વાભાવિક પરિણામ તે આવી સ્થિતિ છે. સરકારે એ એસ્ટેટ ખરીદી લીધી એ એક મોટી ભૂલ છે એમ હવે કબુલ કરવામાં આવે છે. સરકારના એકલાનાજ હાથમાં આખું બંદર રહેશે, તેથી બીજાઓની યોગ્ય હરીફાઇ નહિ રહેવાથી વેપારીઓને જે કિફાયત પડવી જોઇયે તે પડશે નહિ અને તેમનું ખરૂં હિત જ-ળવાશે નહિ, તથા આપણી હાલની જરૂરીઆત કરતાં વધારે ખર્ચ કરીને દરીઓ પૂરવો પડશે–તે પણ એજ ભૂ-લનો પરિણામ છે. વળી એથી કરીને વ્યાપારને પોતાનું જુનું અને સ્વાભાવિક સ્થળ છોડીને બીજે સ્થળે ખસવું પડે છે. તેથી અસલ સ્થળમાં આવેલી સ્થાવર મિલકતનો ભાવ ઘણોજ ઓછો થઈ ગયો છે. પ્રથમ શહેરમાં જે વખારોના દરમાસે રૂ.૧૫૦) ઉપજતા હતા તેના હવે દર-માસે રૂ૪૦) પણ ભાગ્યેજ ઉપજેછે. તેથી કરીને તે મિ-લકતના માલિક વેપારીઓની ગુંજાસ અને સાખ ઓછી

થઈ જવાથી ઘણુાક વ્યાપારીઓ પોતાના વ્યાપારમાં પાંગળા જેવા થઇ ગયા છે, અને તેઓની વ્યાપારની હોંસ નરમ પડી ગઈ છે. એલ્ફિન્સ્ટન કંપનીની જમીન જો આપણા હાથમાં રહી હોત તો આવી દશા કદી પણ થાત નહિ. વ્યાપારની જરૂર પ્રમાણેજ બંદરની સવડ કરવામાં આવત, અને વખારો વગેરેના માલિકો વચ્ચેની હરીફાઇથી વ્યાપારીઓને ખરાજાતમાં વધારે લાભ થાત, તથા લોકોએ ઉપજની આશાએ જે ઢગલાબંધ નાણું શહેરમાં મોટી ઇમારતો બાંધવામાં અને વ્યાપારની બીજી સગવડો કરવામાં નાંખ્યાં છે તેમાંથી લાભ થતો જારી રહેત. કોઈ એમ કહેશે કે–એ કાંઇ વ્યાપારને લાભકારક ગણાય નહિ, તો તે બધી વાતની હું કાંઇ ના કહેતો નથી; પણ તેટલાજ માટે આ ખરડાની કલમોનો બમણી કાળજીથી વિચાર કરવાની જરૂર છે, કે તેથી ઇજારાને લીધે ઉપજતો અનર્થ જેમ બને તેમ ઓછો થાય. મારી આ ટીકા સ્થાવર મિલકતને ખરીદી લેવા સંબંધી કલમોને ખાસ કરીને લાગુ પડેછે. તે કલમોનો વિચાર કરવાનો વખત આવશે ત્યારે હું <u>સવિશેષ</u> ટીકા અને દરખાસ્ત કરીશ."

" પાંચમી અને છઠ્ઠી કલમોવિષે મારે વાંધો લેવાનો છે, તે એ છે કે:–પોર્ટટ્રસ્ટ માટેની સભા ( પોર્ટટ્રસ્ટ બોર્ડ ) માં દેશી મેમ્બરોની સંખ્યા પૂરતી રાખવામાં આવી

નથી. પોર્ટટ્રસ્ટ ફીનો લગભગ પોણો ભાગ દેશી વ્યાપારીઓ તરફથીજ આવેછે, તેમ છતાં પોર્ટટ્રસ્ટ બોર્ડના તેર મેમ્બરોમાં દેશી મેમ્બરો ફક્ત ત્રણજ રાખવામાં આવ્યા છે. દેશીઓનું હિત શહેરમાં તેમજ વ્યાપારમાં જેવું કાયમનું રહેલું છે તેવું હિત યુરોપિયનોનું રહેલું નથી, તેમ છતાં પણ યુરોપિયન મેમ્બરો પાંચ રાખવામાં આવ્યાછે અને દેશી મેમ્બરો ત્રણજ રાખવામાં આવ્યાછે. માટે દેશી વ્યાપારીઓનો હુક પણ—જો તેમને પાંચ મેમ્બરો નીમવાનો હુક આપવામાં આવશે તો—જળવાશે. બીજા ચાર મેમ્બરો ચેમ્બર ઑફ કૉમર્સમાંથી અને ચાર સરકારી નોકરોમાંથી નીમવાના રાખીએ. મારા આ કહેવાસામે એવો વાંધો ઉઠાવવામાં આવે કે—જેમ યુરોપિયનોની મંડલી ચેમ્બર ઑફ કૉમર્સ છે તેમ દેશી વ્યાપારીઓની કાંઇ મંડલી નથી, તેથી મેમ્બરોની ચૂંટણી કરવામાં ઘણી મુશ્કેલી નડશે. તો મારૂં કહેવું એમ છે કે એવી કોઈ મુશ્કેલી નડે તેમ નથી. માત્ર જે દેશી વ્યાપારીઓએ અ ઘાપિ લગીમાં અમુક રકમ ડક્કાની ફી તરીકે આપી હોય તેઓનું એક લિસ્ટ બનાવી તેમને મેમ્બરોની પસંદગી કરવાનો હુક આપવો. વળી આવીજ મતલબની અરજી પણ દેશી વ્યાપારીઓ તરફથી સરકારને કરવામાં આવી

છે. લિવરપુલની મરસી ડૉક (ગોદી) ના સંબંધમાં પણ મેં કહી તેવીજ વ્યવસ્થા મેમ્બરોની ચૂંટણી માટે રાખવામાં આવી છે. જો હું ભૂલતો ન હોઉં તો ત્યાં આગળ જેમણે ડક્કાસંબંધી ફી દશ પાઉન્ડ જેટલી ભરી હોય તે વ્યાપારીઓને ચુટણીનો હક આપવામાં આવ્યો છે. અહીં આપણે તે રકમ વધારીને રૂ ૨૦૦) ની રાખીએ. હિસાબ અને નોંધ રાખવા સંબંધી અડચણ તો સહજ દૂર થઈ શકે તેવી છે, કેમકે હિસાબ અને વ્યવસ્થા રાખવાને માટે પોર્ટટ્રસ્ટની ઉપજના સૈકડે ૩૦ ટકા જેટલો ખર્ચ કરવામાં આવે છે. તેથી પાંચ દેશી મેમ્બરો રાખવા એવો ફેરફાર પાંચમી અને છઠ્ઠી કલમોમાં કરવાની મારી સૂચના છે.... ઑનરેબલ મિ૦ ગિબ્સે એવી શંકા ઉઠાવી છે કે મુંબાઈના ઘણા દેશી વ્યાપારીઓ ઇંગ્રેજી જાણતા નથી, તેથી મેમ્બરો નીમવામાં ઘણી અડચણો પડશે. પણ જો બરોબર તપાસ કરવામાં આવશે તો માલમ પડશે કે પોર્ટટ્રસ્ટના બોર્ડમાં આવીને દેશી વ્યાપારી વર્ગનું હિત જાળવી શકે એવા ઇંગ્રેજી જાણનાર લાયક વ્યાપારીઓની પૂરતી સંખ્યા છે...."

ઑનરબલ મિ૦ એશબર્નરે કહ્યું કે—"ત્રણજ દેશી મેમ્બરો નીમવા એવી કાંઈ હદ એ કલમોમાં બાંધી નથી. ત્રણની સંખ્યા તો ઓછામાં ઓછી હોવીજ જોઇએ એવો ભાવાર્થ છે, પછી વધારે મેમ્બરો પણ હોઈ શકે."

મોરારજીશેઠે કહ્યું કે:—“ એ કલમોનો વ્યાવહારિક અર્થ તો ‘ ત્રણ ’ ની હદ બાંધવાનોજ છે. વધારે મેમ્બર ચૂંટવાની કોઇ પણ કલમજ નથી.”

પણ છેવટે જ્યારે અભિપ્રાયો લેવામાં આવ્યા, ત્યારે શેઠના પોતાના સિવાય બીજા સઘળા મેમ્બરોએ શેઠે સૂચવેલા સુધારાની વિરૂદ્ધ મત આપવાથી તે સુધારાની દરખાસ્ત રદ ગઈ.

ઑનરબલ મિ૦ ડોસાભાઈ ફરામજીએ દરખાસ્ત મૂકી કે:–“મ્યુનિસિપાલ કૉરપોરેશને રીતસર પોતાના બે અથવા બે કરતાં વધારે મેમ્બરો મોકલવાનો હક મળવા માગણી કરી છે, પણ મને લાગે છે કે મ્યુનિસિપાલિટીને એક મેમ્બર પણ મોકલવાનો આપણે હક આપવો જોઇયે.” પણ સરકારના સઘળા ઑફીશિયલ મેમ્બરો, મિ૦ ગિબ્સ અને મિ૦ ઍશબર્નેર આ દરખાસ્તની વિરૂદ્ધ પડ્યા; ત્યારે મોરારજીશેઠે કહ્યું કે:–“પોર્ટટ્રસ્ટમાંથી મ્યુનિસિપાલિટીને જુદા જુદા આકારમાં કેટલીક ઉપજ મળવાની હોય છે, તેથી હું ધારૂં છું કે મ્યુનિસિપાલિટીનો એક પણ મેમ્બર ટ્રસ્ટબોર્ડમાં હોવાની જરૂર છે.”

પરંતુ સરકારના ઑફીશિયલ સભાસદ મિ૦ ગિબ્સ પોતાની દલીલને વળગી રહ્યા અને મ્યુનિસિપાલિટિ તરફના મેમ્બરના સંબંધમાં કેટલીક મુશ્કેલી બતાવી.

ત્યારે પણ મોરારજીશેઠે કહ્યું કેઃ—"મારા ધારવા પ્રમાણે એમાં કાંઈ વાસ્તવિક મુશ્કેલી પડવાની નથી. છતાં કદી એમ બનશે તો મ્યુનિસિપાલિટિ પોતાની તરફથી તેવા મેમ્બરને બદલે બીજો મેમ્બર નીમશે." પણ બધા સરકારી ઑફીશિયલ મેમ્બરો એકમત થઇ જવાથી મિ૦ ડોસાભાઈવાળી સુધારાની દરખાસ્ત રદ ગઈ.

પછી પોર્ટટ્રસ્ટ ઍક્ટના ખરડાની ૨૬ મી કલમ વિષે મોરારજીશેઠે કહ્યું કેઃ—"હું એવી દરખાસ્ત કરૂં છું કે—જી. આઈ. પી. રેલ્વે કંપની પાસેથી વાડીબંદરનો જે ભાગ મળવાનો છે, તથા ફ્રિયરરોડની પશ્ચિમે આવેલી મોદીખેવાળી જમીન જે સન ૧૮૮૩ માં પાછી સરકારના કબજામાં આવવાની છે, તે આ ૨૬ મી કલમમાં આવી જાય તેટલો ફેરફાર આ કલમમાં કરવો જોઇએ. મોદીખે એસ્ટેટના સંબંધમાં હું આપને યાદ દેવડાવું છું કે જી. આઈ. પી. રેલ્વે કંપનીને માટે વાડીબંદર આગળ લીધેલી જમીનના બદલામાં સરકારે જે જમીન આપેલી છે તે—અર્થાત્ દરિયો પૂરીને કરેલી ઍપૉલો અને વેલિંગટનવાળી જમીન—પૂરવાના ખર્ચની રકમ ઉપર—સૈકડે એક ટકાની ઉપજ આપે છે, અને વ્યાપારીઓ પાસેથી સૈકડે ચાર ટકા લેવામાં આવે છે, તથા સન ૧૮૮૩ થી સાડાચાર ટકા લેવામાં આવશે. તેથી આ મોદીખેવાળી જમીન નવા ટ્રસ્ટના તા-

બામાં સોંપી દેવી એ વ્યાજબી છે; કેમકે ચેમ્બર ઑફ્ કૉમર્સે બતાવી આપ્યું છે તે પ્રમાણે એ મોદીબેવાળી જમીન જો પોર્ટટ્રસ્ટની સાથે હરીફાઇમાં ઉતરે તોજ તેની કિમત વધે તેમ છે. સરકારનો વિચાર ઘણું કરીને આ જમીન ફરીને પોતાને કબજે લેવાનો તો નથીજ, તોપણ એ વાત આ ખરડામાં સ્પષ્ટ કરી હોય તો વધારે સંતોષકારક થઇ પડે. વળી હું આપને સઉને એ પણ યાદ દેવરાવવા માગું છું કે—જ્યારે મજગામ લૅન્ડ કંપની ઘણી મોટી રકમને માટે એટલે આશરે અરધો લાખ પાઉન્ડને માટે વેચવામાં આવી ત્યારે એ મોટી રકમ સરકારી તિજોરીમાં ગઈ છે, અને બંદરકાંઠાની જે જમીનો વગેરે ખરીદ કરવાને માટે આપણે જે પોણો લાખ પાઉન્ડ ખર્ચવા પડશે તે ગંજાવર રકમનો બોજો તો વ્યાપારને માથે પડશે. આ પ્રમાણે હકીકત હોવાથી હું માનપૂર્વક આપને આગ્રહ કરીને કહું છું કે આ ખરડામાં એ વાત આવી જવી જોઇએ."

ઑ૦ મિ૦ ગિબ્સ આમાં પણ પહેલાંની પેઠે સામા પડવાથી આ દરખાસ્ત પણ રદ ગઈ.

ત્યારપછી તેજ કાયદાના ખરડાની કલમો ૨૯ મી અને ૩૦ મી ના સંબંધમાં મોરારજીશેઠે કહ્યું કે:—"ચેમ્બર ઑફ્ કૉમર્સની ભલામણ પ્રમાણે વળતરની જે ર-

કમો સરકાર આ કલમોને અનુસાર આપવાનું કહે છે, તે રકમો ઠરાવવાની બાબતમાં દેશી લોકોને કાંઈ પણ પૂછવામાં આવ્યું નથી; અને સરકાર કેટલીક સ્થાવર મિલકતોને માટે જે રકમો આપવાનું કહે છે, તે રકમો હાલની સ્થિતિનો વિચાર કરતાં ઘણી મોટી છે એમ હું માનું છું, તોપણ પોર્ટટ્રસ્ટની સાથે હરીફાઈમાં ઉતરવું પડવાથી તે સ્થાવર મિલકતોના માલિકોને જે મોટું નુકશાન ખમવું પડ્યું છે—તે વગેરે આસપાસની બાબતો લક્ષમાં લેઇને તેઓને સારી કિમત આપવામાં આવશે તો હું ધારૂં છું કે તેઓને એક પ્રકારનો ઈન્સાફ મળશે. તેથી હું એવી દરખાસ્ત મૂકું છું કે—દરેક સ્થાવર મિલકતના માલિકને આપવાની રકમનો આંકડો નક્કી ઠરાવીને તે નામવાર સ્પષ્ટ કરવો જોઇએ કે દરેક માલિકનું મન મનાવતી વખતે કાંઈ વધારે સવાલો ઉઠે નહિ.”

પરંતુ ઑ૦ મિ૦ ગિબ્સ મોરારજીશેઠની આ દરખાસ્તની વિરૂદ્ધ પડ્યા, અને મત લેવામાં આવ્યા ત્યારે વધુ મતે મોરારજીશેઠની આ દરખાસ્ત પણ રદ ગઈ. પણ આ સઘળા ઉપરથી મોરારજીશેઠની રૈયતમાટે લાગણી અને પ્રજાહિત જાળવવાની કાળજી જોઇએ તેવી દર્શાઈ આવેછે.

ત્યારપછી ઇરિગેશન બિલની બાબત નિકળી. પણ તે બિલવિષે વિચાર કરવાને માટે કર્નલ મેરિમૅને વિશેષ

સમય મળવાની દરખાસ્ત કરી, તે પ્રમાણે સિલેકટ કમિટિને વધારે સમય આપવામાં આવ્યો.

## ઑનરબલ મિ૦ ગિબ્સને મોરારજીશેઠે આપેલી પાર્ટિઃ—

ઑનરેબલ મિ૦ ગિબ્સ સાથે મોરારજીશેઠને ઘણો સ્નેહ હતો, પણ આપણે અગાપિલગી ધારાસભાની બેઠકોને પ્રસંગે જોયું છે કે તેઓ પોતાની ફરજ બજાવી મિ૦ ગિબ્સના અભિપ્રાયોથી પણ જુદા પડી પોતાના વિચારો સ્વતંત્રતાથી દર્શાવતાં જરીક પણ સંકોચાતા કે શરમમાં લેવાતા નહિ. મિ૦ ગિબ્સ વિલાયત જવાના હતા, તેમને માન આપવા મોરારજીશેઠે તા૦ ૩ જી એપ્રીલ સન ૧૮૭૯ ને રોજ પોતાને ઘેર એક મિત્રમંડળી (પાર્ટિ) નોતરી, તે પ્રસંગે નામદાર ગવર્નર સાહેબ પણ પધાર્યા હતા. તેઓ નામદારનું વાજું પણ એ સમયે હાજર હતું, અને એ મેળાવડામાં આશરે ૩૦૦ યુરોપિયન અને ૩૦૦ દેશી ગૃહસ્થો આવ્યા હતા. તેમાં ગાયન, આતશબાજી, નાટક વગેરે ઘણી રમત ગમત થઈ હતી. એ મેળાવડો એવો સારો થયો હતો કે મિ૦ ગિબ્સને મળેલા એ માનની પ્રશંસા મુંબાઈ ગેઝેટ વગેરે જાહેર પત્રોએ કીધી હતી.

એ અને એવા બીજા પ્રસંગો ઉપરથી એમ જણાય છે કે મોરારજીશેઠ સરકારી અધિકારીઓ સાથે ઘણો સ્નેહવાળો સંબંધ ધરાવતા હતા. પણ તે સંબંધમાં અંજાઈ પોતાની સ્વતંત્રતા અને રૈયતના પક્ષની લાગણીમાં જરીક પણ ઢીલા પડતા નહિ, પરંતુ પોતાની વાણી અને મનની નિડરતાને પ્રતાપે અધિકારીઓ સાથેના સંબંધનો ઉપયોગ કરી રૈયતના વાસ્તવ હિતદ્વારા સરકારને પણ ઉત્તમ રાજનીતિના માર્ગમાં હિતસૂચક થવાને તત્પર રહેતા.



# પ્રકરણ ૧૭ મું.

**ઇરિગેશન બિલઃ**–(નહેરો સંબંધી કાયદાનો ખરડો):–

**તા.** ૧૭ મી એપ્રીલ સન ૧૮૭૯ ના મુંબાઈ ગેઝેટ ઉપરથી જણાય છે કે–જ્યારે ઇરિગેશન બિલ અર્થાત્ નહેરોવડે ખેતીને માટે પાણી પૂરૂં પાડવાના કાયદાનો ખરડો ધારાસભા આગળ વાંચવામાં આવ્યો ત્યારે પણ મોરારજીશેઠે ઘણા ઉપયોગી વિચારો જણાવ્યા હતા. મોરારજીશેઠે બંગાળા વગેરે સ્થળેથી નહેરો સંબંધી ઘણી હકીકત અનુભવી પુરુષો સાથે પત્રવ્યવહાર ચલાવીને મેળવી રાખી હતી. તેમણે ઇરિગેશન બિલવિષે પોતાના ભાષણમાં કહ્યું કેઃ—

"ધારાસભાની આગળ મૂકવામાં આવેલા આ ખરડાનો હેતુ આ દેશનો દુકાળની સામે નહેરોના સાધનથી બચાવ કરવાનો છે, અને જેણે ગયાં બે વર્ષના દુકાળનો શોકજનક અનુભવ લીધો હશે એવો કોઈ પણ મનુષ્ય આ કાર્યનું ઉપયોગીપણું જેટલું ન ગણે એટલું ઓછું છે. સરકારનો ઇરાદો દેશમાં નહેરો કરી પાણી પૂરૂં પાડવાનો છે, તેથી તે ઈરાદો ટેકાને પાત્ર છે, અને તે સાથે હું મારી દિલસોજી દર્શાવું છું. જે સામાન્ય ધોરણ ઉપર આ ખરડાનો પાયો રચાયો છે તેને હું આટલે સુધી તો

મારૂં અનુમોદન આપું છું. પણ તેની સાથે મને આ પણ કાળજી રહેછે કે સરકારના હિતકર ઈરાદાની સાથે આ ખરડાના સુવિશેષ નિયમોનું તાત્પર્ય મળતું આવવું જોઈયે. પરંતુ મારે દિલગીરીની સાથે કહેવું પડે છે કે આ ખરડાની કેટલીક કલમો એવી સખ્ત છે કે તેથી એ કાયદાનું હિતકર તત્વ ઓછું થઈ જાય તેમ છે અને સરકારના રૂડા હેતુઓને બર આવવા દે તેમ નથી, તેથી તેવી બાબતો ઉપર આપ નામદારનું ધ્યાન ખેંચવાની નમ્રતાપૂર્વક હું મારી ફરજ સમજું છું. તે કલમો સિલેકટ કમિટિએ પ્રસ્તુત બિલનો સુધારો કરીને જે ખરડો પોતાના રિપોર્ટ સાથે રજુ કર્યો છે તેની કલમો ૪૮–૪૯ અને ૬૭ મી છે. હુ એમ ધારી શકું છું કે એ ત્રણ કલમો આ ખરડાના જીવનરૂપ હેતુને ખરાબ કરે છે, અને તેથી એ કાયદો લોકમાં અપ્રિય થઈ પડે તેમ છે. તેથી આ પ્રસંગેજ હું તે કલમો વિરૂદ્ધ મારી દલીલો સવિસ્તર રીતે નિવેદન કરવા માગું છું. પ્રથમ દર્શનેજ વાંધો લેવા લાયક જણાય એવી ઘણી કલમો આ બિલમાં છે, જેવી કે કેનાલ ઑફિસર (નહેરખાતાના અમલદાર) ને આપેલી સત્તા વગેરે સંબંધી કલમો. પણ તેવી સત્તા નહેરખાતાના અધિકારીને આપ્યા વિના સરકાર નહેરો બાંધી શકે નહિ તેમજ નહેરો ચાલતી પણ

રાખી શકે નહિ, તેથી સત્તા સંબંધી કલમો તો રહેવા દેવીજ પડે. વળી તે સત્તાનો અમલ કરવાથી લોકોના ખાનગી હકોને જે નુકસાન પહોંચે તેને માટે વળતર આપવાનું પણ આ બિલમાં ઠરાવેલું છે, તેથી એ બાબતે કાંઈ ફરિયાદનું કારણ રહેતું નથી. પણ કોઈ નહેર નિષ્ફળ નીવડે તેને માટે આ ઈલાકાના ખેડૂતોને માથે જે ખર્ચનો બોજો નાખવાનું તે બિલમાં ધારેલું છે તેનો પાયો તો અન્યાય ઉપરજ રચાયલો છે, અને હું ધારૂં છું કે—એક કેનાલ બંધાયા પછી ત્રણ વર્ષમાં તેની કાંઈ ઉપજ આવતી નથી એમ માલમ પડતાં તે નહેરની આસપાસની જમીનના ખેડૂતો તેનું પાણી વાપરવા ઇચ્છતા હોય કે ન ઇચ્છતા હોય તોપણ તેઓને માથે તે નહેરનું ખર્ચ નાખવામાં આવે તો—તે ઘણુંજ ખોટું થાય. આ વાત ધ્યાનમાં રાખવી જોઇએ કે ખેડૂતોની ઇચ્છાનો વિચાર કર્યાવિના નહેર બાંધવાની છે, તેમજ તે બાંધવાના કામ ઉપર ખેડૂતોનો કાંઈ દાબ કે કશું નથી; અને તેમ છતાં જ્યારે તે નહેરની કશી પણ ઉપજ ન આવે ત્યારે આ બિલ (ખરડો) તે નહેર બાંધવાનું ખર્ચ ખેડૂતોને માંથે નાંખે છે અને સરકારને તથા તેના અમલદારોને જબાબદારીમાંથી છુટા રાખે છે! મને કહેતાં આનંદ થાય છે કે આવા પ્રકારનો અન્યાય ઘણા ઉંચા

દરજ્જાના સત્તાધીશોએ વખોડી કાઢેલો છે. ધારાસભાને એ વાત યાદ દેવડાવવાની જરૂર નથી કે–જ્યારે સન ૧૮૬૯ માં નામદાર ગવર્નર જનરલ સાહેબની કાઉન્સિલે પંજાબ ઇરિગેશન ઍકટ પાસ કર્યો ત્યારે હિન્દ ખાતાના સેક્રેટરી ઑફ સ્ટેટ નામદાર ડયુક ઑફ આર્ગાઇલે સાફ કહ્યું હતું કે જ્યાંલગી તે બિલમાં, ખેડૂતો નહેરનું પાણી વાપરે કે ન વાપરે તોપણ ખેડૂતોને માથે તે નહેર બાંધવાનું ખર્ચ નાખનારો, કોઈ પણ ઠરાવ હશે ત્યાં લગી હું મારી સંમતિ તે બિલને આપવાનો નથી. નામદાર ડયુક ઑફ આર્ગાઇલે હિંદુસ્તાનની સરકાર ઉપરના પોતાના લખાણમાં ભાર દેઇને લખ્યું હતું કે–જ્યારે નહેરો કરવામાં આવી ત્યારે રૈયતની મરજી પૂછવામાં આવી નહોતી, તેથી એકલી સરકારેજ જે ભૂલ કરેલી હતી તેને માટે રૈયત ઉપર બોજો નાંખવો એ ખરી રાજનીતિ નથી. તેથી આ પ્રસંગે આપણે ધ્યાનમાં લેવું ઘટે છે કે નામદાર ગવર્નર જનરલ સાહેબની કાઉન્સિલે જ્યારે પંજાબ ઇરિગેશન બિલને નામદાર સેક્રેટરી ઑફ સ્ટેટ સાહેબની સૂચનાઓ પ્રમાણે સુધાર્યું ત્યારે તેમાંથી ફરજીયાત પાણીવેરા સંબંધી બધી કલમો કાઢી નાખી હતી. સન ૧૮૭૫ માં આપ નામદાર (મુંબાઈના ગવર્નર સાહેબ) ની પાસે બંગાળા ઇલાકાની સર-

કારનો ચાર્જ હતો, તે વખતે બંગાળા ઇલાકામાટે ઇરિ-
ગેશનનો સવાલ હાથ ઉપર લેવામાં આવ્યો હતો, અને
આપ નામદારે બેન્ગૉલ ઇરિગેશન બિલને તા૦ ૨૨ મી
ઑગસ્ટ સન ૧૮૭૫ ને રોજ મંજૂરી આપી હતી તથા
નામદાર ગવર્નર જનરલ સાહેબે તા૦ ૨૪ મી માર્ચ સન
૧૮૭૬ ને રોજ મંજૂરી આપી હતી. તેજ કાયદામાં ફ-
રજીયાત પાણીવેરાના સંબંધમાં શું છે તે આપણે જોઇએ.
બેન્ગૉલ ઇરિગેશન બિલની એક નકલ મારી પાસે છે,
અને તે ઉપરથી મને કહેતાં આનંદ થાય છે કે તેમાં
ફરજીયાત પાણીવેરા સંબંધી કોઈ પણ કલમ નથી. તેથી
મને વધારે આશ્ચર્ય તો એ થાય છે કે પહેલાંના આવા
મજબૂત દાખલા અને નિર્વિવાદ પ્રમાણો છતાં, આ ફર-
જીયાત પાણીવેરાનો સવાલ—આ ઈલાકામાં ખેડૂત વર્ગ અને
જમીન નિઃસંશય રીતે નિર્બળ છે તે છતાં—પાછો જીવતો
કરવામાં આવ્યો છે. પુના સાર્વજનિક સભા તરફથી
આવેલી અરજીમાં જે આઠ દાખલાઓ દર્શાવેલા છે તે
ઉપરથી જણાઇ આવશે કે બંગાળા પંજાબ અને નોર્થવે-
સ્ટર્ન પ્રૉવિન્સની પેઠે આ મુંબાઈ ઈલાકો પણ વ્યાજબી-
રીતે ફરજીયાત પાણીવેરામાંથી બાતલ થવાનો હક
માગી શકે તેમ છે; એટલુંજ નહિ પણ મુંબાઈ સરકા-

રની રાજનીતિએ એવો હક આ ઇલાકાને આપેલો પણ છે. તેના દાખલાઓ ઉપરથી મને જણાય છે કે હાલ આ ઇલાકાના કેટલાક જીલ્લાઓમાં નહેરો છે તેના સંબંધમાં એવો ઠરાવ કરવામાં આવેલો છે કે નહેરોથી આડકતરી રીતે જે જમીનોને લાભ થયો હોય તે જંમીનો ઉપર ફરજીયાત અને વધારાનો વેરો નાખવો તે ગેરકાયદેસર છે. તો હું એમ કહેવા માગું છું કે જે રાજનીતિ અદ્યાપિ લગી અમલમાં આવેલી છે અને જેના આધારમાં આટલા બધા દાખલા અને પ્રમાણો છે તે રાજનીતિમાં હવે કાંઈ પણ ફેરફાર કરવો જોઇયે નહિ. કોઈ એમ કહે કે–નહેરો થવાથી દેશને નક્કી મોટા ફાયદા થવાના, તેથી ફરજીયાત પાણીવેરો રૈયતને ભારે પડશે નહિ. પણ અદ્યાપિ લગી આપણને જે અનુભવ થયો છે તે ઉપરથી નહેરોથી થવાના ફાયદા ઉપર આપણે દૃઢ વિશ્વાસ રાખવાને અશક્ત છીએ. સરકારે અદ્યાપિ લગી જે નહેરો કરેલી છે તેમાંની ઘણીખરી ઉપજના સંબંધમાં નિષ્ફળ નીવડી છે એમ સરકારી પત્રવ્યવહાર તેમજ વર્તમાનપત્રોથી મારા જાણવામાં આવ્યું છે. આમાં કેટલું ખરૂં છે એ કહેવાની હું હિમત ધરતો નથી, પણ ઘણા માણસોનો એવો મત છે કે બધા ધારે છે તેટલી

ફતેહમંદ તો નહેરો ઉતરેલી નથી એવું મારૂં કહેવું છે અને તે ખોટું હોય તો તે કથન સુધારવાને માટે હું તૈયાર છું. નોર્થવેસ્ટર્ન પ્રૉવિન્સીસ (વાયવ્ય કોણુના પ્રાન્તો) માં જેવાં મોટાં નહેરોનાં બાંધકામ છે તેવાં બીજા કોઈ ઈલાકામાં નથી. વાયવ્ય ખુણાના પ્રાન્તો જેટલી પાણીની કૃત્રિમ સવડની આ ઈલાકાના કોઈ પણ ભાગમાં જરૂર નથી, કેમકે ત્યાં તો અહીંના કરતાં અને બંગાળા કરતાં વરસાદ ઘણો થોડો પડે છે. ત્યાં તો ઘઉંના પાકનો સઘળો આધાર નહેરોના પાણી ઉપરજ રહેલો છે. વાયવ્ય ખુણાના પ્રાન્તોની જમીનસંબંધી કારોબારના હેવાલમાં સરકારે નોંધેલું છે કે:—'દુકાળના વર્ષમાં એવું બને છે કે જે નદીઓનો આધાર બરફ ઉપર રહેછે તે નદીઓની નહેરોમાંથી ખેતીને માટે વધારે પાણી મળી શકે છે, પણ જે નાના વહેળાઓ હોય છે તેમાંથી લગભગ સઘળું પાણી સુકાઈ જાય છે. રબીના વખતમાં પણ જો પાણીની તાણુ ચાલુ રહી હોત તો વળી તે તફાવત વધારે સમજાઈ આવે તેવો થઈ પડત.' આપણા મુંબાઈ ઈલાકામાંજ ખાનદેશવાળી યામીદા નહેર નિષ્ફળ નીવડી છે. આમ છે તો પછી રૈયત નહેરનો ઉપયોગ કરે કે ન કરે તોપણ એક કાલ્પનિક લાભને માટે રૈયતની પાસેથી વેરો માગવો તે કેવી રીતે વ્યાજબી ગણાય?

જ્યારે અદ્યાપિ લગી થયેલાં નહેરનાં કામો કેવળ ખોટ-રૂપે નીવડ્યાં છે તો હુવે પછી થનારાં નહેરનાં કામો તે-વાંજ નહિ નીવડે એવું માનવાને આપણી આગળ શું કારણ છે? અને જો તે નહેરનાં કામો ઉપજની બાબતમાં અફળ નીવડચે તેનું ખર્ચ રૈયતને માથે નાખવામાં આવે તો, જેનો રૈયતે કાંઈ ઉપયોગ કર્યો નથી એવા એક કાલ્પનિક લાભને માટે રૈયત ઉ-પરનો વેરો જોઇયે તે કરતાં અધિક નહિ થાય કે? એ તો એક સારી પેઠે જાણીતી વાત છે કે સન ૧૮૭૫ ની સાલમાં દક્ષિણની સ્થિતિની તપાસ કરવાને નીમેલા કમિશનની ભલામણ ઉપરથી આ બિલ ઘડવામાં આવ્યું છે. પણ તે કમિશને પોતાના રિપોર્ટમાં રૈયતના લાભના એક ઉપાય તરીકે નહેરકામની ભલામણ કરતાં એક શરત તો રાખીજ છે. તે કમિશન પોતાના રિપોર્ટના સાતમા પ્રકરણમાં દર્શાવે છે કેઃ—'જમીનની અને હુવા-પાણીની પ્રતિકૂલ સ્થિતિની સામે એકજ ઉપાય છે, અને તે નહેરોની મદદથી ખેતીનો સુધારો કરવો એજ છે. પણ રૈયતને નહેરો કરવાની સલાહ આપી શકાય તે પહેલાં તેને માથે જે દેવાનો મોટો બોજો છે તે દૂર થવો જોઇયે. ધારા બાંધનારી સત્તાએ સૂચવ્યું

છે તે પ્રમાણે રૈયતને માથેનું દેવું દૂર કરવાને માટે એક કાયદો ઘડવાનો વિચારજ ચાલે છે એ વાત ખરી છે, પણ રૈયતને માથે દેવું તો ક્યારનુંએ થઈ ગયેલું છે અને કદી નહેરકામ નિષ્ફળ નીવડ્યું તો મને ધાસ્તી રહે છે કે જેનો રૈયતે કાંઇ પણ લાભ લીધો નથી તેવા નહેરકામમાટે તેને માથે વેરો પડશે; તેથી તેના ઉપરનું દેવું ઉલટું વધી પડશે. એથી આ બિલ કરવામાં સરકારના જે રૂડા હેતુઓ છે તે ખેડૂતવર્ગના સમજવામાં ઉલટા રૂપમાં આવશે, અને જે પરિણામ સરકાર આ બિલથી આણવાને ઇચ્છતી નથી તેવો પરિણામ થવાનો સંભવ રહે છે. બીજી બાજુએ વિચાર કરતાં નહેરકામ નિષ્ફળ નહિ નીવડે અને તે બાંધવાનો હેતુ પાર પડશે એમ માની લેઇએ તોપણ મારા નમ્ર વિચાર પ્રમાણે તો રૈયત ઉપર નહેરના સંરક્ષણ માટેનો વેરો તો નાખી શકાયજ નહિ. જો રૈયત એમ જોશે કે નહેરનાં બાંધકામોથી તેની જમીન ફલદ્રૂપ થશે તો તે પોતેજ નહેરોનો સારી પેઠે ઉપયોગ કરશે. વળી આ વિષે પણ 'ડેક્કન રૈયત કમિશન'નું પ્રમાણ મારી તરફેણમાં છે. ઉપર જણાવી ગયા તે રિપોર્ટના તેજ પ્રકરણમાં કહેલું છે કેઃ—

'નહેરોથી થતી ખેતી દાખલ કરવાથી સમય જતાં દેશના તે ભાગની સિકલ ફરી ગયા વિના રહેશે નહિ.'

વાયવ્ય ખુણાના પ્રાન્તોના અનુભવ ઉપરથી જણાય છે કે 'શરૂઆતમાં ખેડૂતો નહેરોનું પાણી ખેતીના કામમાં વાપરવાને આનાકાની કરે છે, પણ મોડી કે વહેલી જ્યારે વરસાદની તાણ પડે છે ત્યારે તેઓને નહેરોનું પાણી વાપરી જોવાનો પ્રયોગ કરવો પડે છે; અને "એકવાર તેવો પ્રયોગ કરી જોયા પછી તેઓની આનાકાની જતી રહે છે.' એજ પ્રમાણે વાયવ્ય ખુણાના પ્રાન્તોમાં બન્યું હતું. ( અને આપણને એ તો યાદ જ આવશે કે 'ડક્કન રૈયત કમિશન'ના મેમ્બરો પૈકી એક ગૃહસ્થ તો વાયવ્ય ખુણાના પ્રાન્તોમાંથી આવેલા હતા.) જો આમ છે તો અહીંના ખેડૂતો નહેરનું પાણી નહિ વાપરે એવું કહેવાને આપણને શું કારણ છે? સરકારે મહેરબાની કરીને જે લાભ રૈયતને આપ્યા છે તેનો ઉપયોગ તે કરશે એવો સંભવજ છે, તો પછી નહેરના સંરક્ષણ અથવા નિભાવને માટે વેરો નાખવાની શી જરૂર છે? મને એવી ધાસ્તી છે કે મારા આ કહેવાની સામે કોઇ એવો વાંધો ઉઠાવશે કે જો રૈયત નહેરનો ઉપયોગ કરશે તો પછી નહેરના નિભાવમાટે નાખવાના વેરાને લગતી કલમોથી પરિણામે કાંઈ નુકશાન થવાનું નથી, તેથી તે બિલમાં રહેવા દેવી જોઈએ. પણ એવી એકાદી કલમના

દેખાવમાત્રથીજ રૈયતના મનમાં એવો વહેમ ઉપજવાનો સંભવ છે કે આ ખરડાનો ઈરાદો સરકારી મહેસુલ વધારવાનો છે; અને એ કારણથી રૈયત નહેરને લાભના સાધન કરતાં હાનિના સાધન તરીકે ગણશે. તેટલાજ માટે હું ધારૂં છું કે નહેરના રક્ષણમાટે ફરજિયાત વેરો નાખનારી કલમો ખરડામાંથી કાઢી નાખવી જોઈએ. નહેર બાંધ્યા પછી ત્રણ વર્ષ પછી તે નહેરનાં સંબંધમાં જે નુકશાન થયેલું જણાય તેને માટે જો રૈયતને જવાબદાર ગણવામાં આવશે તો નહેરો બાંધવાની યોજનાઓ ઉપર કાંઇ પણ દાબ રહેશે નહિ, અને એ તો મેં ક્યારનુંએ કહ્યુંજ છે કે નહેરનાં બાંધકામોની એવી સઘળી યોજનાઓ ઉપજની બાબતમાં નિષ્ફળ નીવડી છે. રૈયતને તેને માટે વેરો આપવો પડશે; અને રૈયત અતિશય કરના બોજાનીચે કચરાઈ જશે. આજ પ્રશ્નનું એક બીજું સ્વરૂપ છે, તે વિષે હું આપ નામદારની રજાથી થોડીક વાર બોલવા માગું છું. આરંભમાં તો હું એ પૂછવા માગું છું કે નહેરોથી શાં ફળ થવાની આશા રાખવામાં આવે છે? રૈયતની આબાદી તે એ ફળ પૈકી એક છે; પણ એમ ધારો કે કોઇ નહેર ફતેહમંદ નીવડી તો પરિણામે તેમાંથી સરકારી મહેસુલને કેટલે ભાગે નફો

થશે? નહેરથી જમીન ફળદ્રુપ થશે અને તેથી જમીનની ઉપજ વધશે, તે હું ધારૂં છું કે શહેનશાહી તિજોરીમાંજ જશે. આથી નહેરકામ તે શહેનશાહી લાભનાં કામોમાં ગણવા લાયક છે. પણ જો તે નહેરની કાંઈ પણ ઉપજ થાય નહિ તો આ બિલનો ભાવ (જો હું તે ખરો સમજતો હોઉં તો) એવો નિકળે છે કે—આ બિલ, તે જાણે આ ઇલાકાની રૈયતની જરૂરીઆતને માટેજ બાંધવામાં આવ્યું હોય, એવું એકદેશી રૂપ તે નહેરકામને આપે છેઃ તે નહેરમાંથી નફો થાય તે ક્ષણે વડી સરકાર આવીને એમ કહે છે કેઃ—'તમારા પૈસા આમ લાવો;' અને જ્યારે તે નહેર નિષ્ફળ નીવડે છે ત્યારે સ્થાનિક સરકારનો સેક્રેટરી એમ કહે છે કે—'તમે 'તમારૂં ફોડી લ્યો, અમે તમને મદદ કરી શકવાના નથી.' અને સ્થાનિક સરકાર વળી તે બોજો રૈયત ઉપર નાખે છે. એ વાત ભાગ્યેજ વ્યાજબી ગણાય. હું એમ કહેવાને હિંમત ધરૂં છું કે નહેરો ખેતીનો વધારો અને ફળદ્રૂપતા કરનારી છે તો તે નહેરોનાં બાંધકામને સરકારી ઉપજનાં સાધન તરીકે ગણાતાં કામોની પંક્તિમાં ગણવાં જોઇયે. જો સરકાર નફાને માટે નહેરકામને સરકારી લાભનાં ગણતી હોય તો નુકશાનના સંબંધમાં પણ તે કામને સરકારી લાભનાંજ ગણવાં જો-

ઈએ. એજ વ્યાજબી ધોરણ છે કે નફા તેમજ નુકશાનને માટે શહેનશાહી તિજોરીએજ તે જમીનની જવાબદારી ખમવી જોઇયે. હુ એમ કહેવા માગું છું કે આ ખરડામાં જે નહેરોના નિભાવમાટેનો **ફરજીયાત** વેરો નાખવાનાં ઠરાવો છે તેની સામે હું **મજબૂત** વાંધો ઉઠાવું છું. આ ખરડાના સવિશેષ લક્ષણ સામે મારા વાંધાનું બીજું કારણ એ છે કે તે ખરડો રૈયતની પાસેથી બળાત્કારે મજૂરી કરાવવી તે કાયદેસર ઠરાવે છે. હિંદુસ્તાન જેવા દેશમાં ફરજીયાત મજૂરીની કલમો વધારેપડતી અને જરૂર વિનાની છે. અમારા લોકોમાં મજૂરી કરનારાની કાંઈ ખોટ નથી. મુખ્યત્વે કરીને પ્રગણાંઓમાં તો મજૂરી કરનારની તંગી નથી, પણ મજૂરોને કામ મળતું નથી. જો એમ જાણવામાં આવે કે કોઈ ઠેકાણે કામ છે અને ત્યાં સારી રોજી મળે છે તો લોકો ખુશીની સાથે સંખ્યાબંધ તે કામ કરવા જાય છે .... હું જે બેંગૉલ બિલ વિષે આગળ બોલી ગયો છું તેમાં પણ આવી પરાણે મજૂરી કરાવવાની કોઈ પણ કલમ નથી. એવી કલમો રાખવાથી એજ પરિણામ થાય કે તેથી લોકોને પજવણી થાય; અને નીચેના અધિકારીઓના હાથમાં સત્તા રહેવાના સામાન્ય પરિણામરૂપ ઘણી હેરાનગતિ, રૂશવત

તથા પરાણે પૈસા કઢાવવાનું થાય. હુ તેટલા માટે બીજું એમ ધારૂં છું કે-'મજૂરી કરનાર' એ શબ્દનો ઘણો બહોળો અને મોઘમ અર્થ કરીને ફરજીયાત મજૂરીને લગતી કલમોને અમર્યાદ બનાવવી એ ભયંકર છે. હુ ધારૂં છું કે 'મજૂરી કરનાર' એ શબ્દની આ બિલને માટે કાંઈ વ્યાખ્યા બાંધવી જોઇએ; કેમકે કોઈ એક માણસ નહેરની પાડોશમાં રહેતો હોય તેટલાજ કારણસર, નહેરમાં તેનું કાંઈ હિત રહેલું છે કે નહિ તેનો વિચાર કર્યા વગર તેમજ તેને મજૂરી કરવાનો મહાવરો છે કે નહિ તેનો વિચાર કર્યા વગર, ગમે તેવા પ્રતિષ્ઠિત માણસ પાસે પરાણે મજૂરી કરાવવી તે તો જુલમ ભરેલું થઈ પડે. 'પંજાબ ઇરિગેશન ઍકટ' આ બાબતમાં કાં-ઈક વધારે વ્યાજબી છે એ બતાવવા હુ આ પ્રસંગનો લાભ લેઈશ. તેમાં 'મજૂરી કરનાર' એ શબ્દની આવી વ્યાખ્યા બાંધેલી છે:-"કાયદાના આ ભાગમાં જણાવેલા કાર્યને માટે 'મજૂરી કરનાર' એ શબ્દમાં, સ્થાનિક સ-રકાર હવે પછી નિયમો ઘડીને જે હાથમહેનતનાં કામ દર્શાવે, તે હાથમહેનત કરનાર માણસોનો સમાવેશ થાયછે." હુ નમ્રતાપૂર્વક આગ્રહથી જણાવું છું કે-આ ખરડો પાસ થવાથી જેમને કાંઈ અસર થવાની છે એવા

પ્રગણાના લોકોને એટલો ન્યાય તો આપ્યા વિના ચાલે તેમજ નથી. હુ એ કબુલ કરૂં છું કે કોઇવાર સિદ્ધાન્ત પ્રમાણે જોતાં કાંઇ ખોટું હોય તો પણ તે વ્યવહારમાં કરવા યોગ્ય ગણાય છે; પણ નામદાર સભાસદોને એ ભાગ્યેજ યાદ દેવડાવવું પડે તેમ છે કે–ઇંગ્રેજી રાજ્યના આવવાથી જો બીજા બધા લાભ કરતાં એક વધારે મોટો લાભ આ દેશને થયો હોય તો તે એ છે કે શહેનશાહ બાનુની દરેક રૈયતને ધંધાની અને શરીરની સ્વતંત્રતા બક્ષવામાં આવી છે. આ એક મોટી બક્ષીસ છે, પણ આપણી આગળ રજુ છે તે કાયદાનો ખરડો તો તે બક્ષીસને આ મુંબાઇ ઇલાકાના લોકો પાસેથી ફડાવી લેવા માગે છે. લોકોના વ્યાજબી હુકોમાં અયોગ્ય અડચણ કરવાની જો જરૂર પડે તોપણ ધારા બાંધનારી સત્તાએ કાંઇ નહિ તો એટલી તો સાવધતા રાખવી જોઇયે કે બાંધેલા કાયદાની કલમોનો બનતાલગી કાંઇ પણ દુરુપયોગ થવાનો સંભવ રહે નહિ અને જેમ બને તેમ ઓછો અનર્થ થાય. તેથી આ બિલ અંદરના 'મજૂરી કરનાર' એ શબ્દોની વ્યાખ્યા બાંધવામાં 'પંજાબ ઍક્ટ' ને અનુસરવાની હું જરૂર ધારૂં છું. આપ નામદારને છેવટે હુ વિનંતી કરૂં છું કે આપ નામદાર જ્યારે બંગાળના લેફટેનન્ટ ગવર્નર સાહેબ હતા ત્યારે સન ૧૮૭૬ માં જે

ઉમદા રાજનીતિ પ્રમાણે બંગાળ સરકાર વર્તી હતી તે રાજનીતિને આ પ્રસંગે વેગળી મૂકશો નહિ. બંગાળ સરકારની તે રાજનીતિએ 'બૅંગૉલ ઇરિગેશન ઍક્ટ' માંથી ફરજીયાત પાણીવેરો નાંખનારી કલમો કાઢી નાખી હતી. આસપાસની હકીકત આ પ્રમાણે હોવાથી હું અ.૫ નામદારને વિનંતી કરૂં છું કે-આ બાબતમાં લોકો તરફથી આવેલી જે જે અરજીઓ હોય અને જે આ કાઉન્સિલમાં વાંચવામાં આવી ન હોય તે સઘળી અરજીઓ, આ બિલનો આપણે વિગતવાર વિચાર કરવા આગળ ચાલીએ તે પહેલાં, આ કાઉન્સિલના માનવંત મેમ્બરોને વાંચવા મોકલવી જોઇયે."

પણ ઑનરબલ મિ૦ ઍશબર્નર, કર્નલ ઍન્ડર્સન, મિ૦ ડોસાભાઇ, મિ૦ રેવન્સક્રૉફ્ટ અને કર્નલ મેરિમૅન મોરારજીશેઠના મતની વિરુદ્ધ પડીને તે બિલના લાભમાં બોલ્યા. તે પછી પ્રેસિડેન્ટે મેમ્બરોના મત લેવા માંડ્યા તેમાં મોરારજીશેઠનો અભિપ્રાય એકલો પડી જવાથી મોરારજીશેઠે મૂકેલી સુધારાની દરખાસ્ત રદ ગઇ.

પછી પ્રેસિડેન્ટે તે બિલનો વિગતવાર વિચાર આગળ ચલાવ્યો, ત્યારે પણ મોરારજીશેઠે ઉભા થઇને ફરીને કહ્યું કે—" આ બાબતમાં લોકોની અરજીઓ આવી છે; તે સભાસદોને વાંચવા મોકલવામાં આવી નથી. હું

ધારૂં છું કે આ બિલના વિગતવાર વિચારમાં ઉતરતાં પહેલાં તે અરજીઓ મેમ્બરોમાં વાંચવા માટે ફેરવવી જોઇએ.”

કર્નલ મેરિમૅન મોરારજીશેઠના મતની સામે બોલ્યા. ત્યાર પછી તે બિલનો વિગતવાર વિચાર ચાલ્યો.

મોરારજીશેઠે દરખાસ્ત મૂકી કે તે બિલની કલમ ૩૨ મી કાઢી નાંખવી જોઇએ. મોરારજીશેઠે કહ્યું કેઃ— આ બિલ અમલમાં આવતાં પહેલાં જે નહેરો બંધાઈ હોય તે, જેમ મહેસુલને માટે આ બિલ પ્રમાણે બંધાયલી ગણવામાં આવશે, તેજ પ્રમાણે વળતર આપવાની બાબતમાં પણ આ બિલ પ્રમાણેજ બંધાયલી ગણવી જોઇયે.”

મોરારજીશેઠે જે કહ્યું તેની સામે પ્રેસિડેન્ટ અને મિ૦ ઍશબર્નરે લાંબી ટીકા કીધી, અને મોરારજીશેઠ સિવાય બીજા બધાના મત વિરૂદ્ધ પડવાથી મોરારજીશેઠે કરેલી સુધારાની દરખાસ્ત પણ ઉડી ગઈ.

૩૫ મી કલમના સંબંધમાં મોરારજીશેઠે કહ્યું કેઃ— “હું એવી દરખાસ્ત મૂકું છું કે વળતરના ઠરાવના સંબંધમાં કલેક્ટરે કરેલા નિર્ણય ઉપર કોઈ ન્યાયની અદાલતમાં અપીલ કરી શકાય એટલો ફેરફાર આ કલમમાં કરવો જોઇયે. નહેરના સત્તાધીશો અને કલેક્ટર સરકારના

હિતથી દોરાઇ જાય, અને પોતાની નિયમિત ફરજો બજાવવાનું કામ કલેકટરને ઘણું હોવાથી તે નહેરના અમલદારો જે કાંઈ કરે તે ઉપર આધાર રાખી બેસે એવો સંભવ છે. તેથી આવી બાબતોમાં એક ન્યાયની અદાલતની સત્તા હોવી જોઇયે તે વ્યાજબી છે. નહેરમાંથી પાણી લેવાના રસ્તાઓના માલિકોની વચ્ચે જ્યારે કાંઇ તકરારો થાય ત્યારે અપીલ કરવાને તેઓને માટે ઈન્સાફની કોર્ટનાં બારણાં ખુલ્લાં રાખેલાં છે, પણ જ્યાં સરકારનું હિત સંબંધ ધરાવતું હોય છે તેવી બાબતોમાં ૬૯ મી કલમ કલેકટરના ઠરાવને છેવટનો હુકમ ઠરાવે છે. . . . . તેથી ન્યાયની કોર્ટમાં અપીલ થઇ શકે એવી મતલબનો ફેરફાર કરવાની હુ દરખાસ્ત મૂકું છું.”

મોરારજીશેઠની સુધારાની એ દરખાસ્ત વિષે પ્રેસિડેન્ટ થોડાક શબ્દો બોલ્યા અને મત લેવાતાં એ દરખાસ્ત પણ ઉડી ગઈ.

૩૯ મી કલમના સંબંધે મોરારજીશેઠે કહ્યું કેઃ—“વળતર આપવાની બાબતમાં મિલકતના બજારભાવમાં ઘટાડો થયલો હોય તે ધ્યાનમાં લેવાનું લખ્યું છે, અને બજારભાવમાં વધારો થયેલો હોય તે ધ્યાનમાં લેવાનું તો કાંઈ લખ્યું નથી—એનું કારણ હુ કાંઇ સમજી શકતો નથી. જો કોઇ મિલકતના માલિકને નુકસાન થાય તો તેનું વળ-

તર મોટું મન રાખીને આપવું જોઈએ, અને એવું વળતર ન આપવું જોઇયે કે જેથી તેને થયેલા નુકશાનનો બદલો ફક્ત તાણીતૂશીને વળે; અને વળી વિશેષ એ વાત પણ ધ્યાનમાં રહેવી જોઇએ કે જે વખતે વળતર ઠરાવવામાં આવે તે વખતે કાંઈ અકસ્માત્ બનવાથી તે મિલકતની કિંમત ઉતરી ગઇ હોય તો તે મિલકતના માલિકનો તો પૂરેંપૂરો નાશજ થઈ જાય. વળી હુ એવી દરખાસ્ત મૂકુ છું કે આ કલમના બીજા ફકરામાં પણ ફેરફાર કરવો જોઇયે. જમીનથી મળતો લાભ એટલો થોડો હોય છે કે તેના વાર્ષિક ચોખા નફાથી બારગણો અવેજ તો ભાગ્યેજ એ નુકશાનનો બદલો વાળી શકે. તેથી હુ 'બારગણો' એ શબ્દને બદલે 'વીશગણો' એ શબ્દ મૂકવાની દરખાસ્ત કરૂં છું."

ઑનરબલ કર્નલ મેરિમૅન અને પ્રેસિડેન્ટ આવિશે કેટલુંક બોલ્યા પછી મત લેવામાં આવતાં મોરારજીશેઠે મૂકેલી આ સુધારાની દરખાસ્ત પણ ઉડી ગઈ.

૪૭ મી કલમના સંબંધમાં મોરારજીશેઠે એવી દરખાસ્ત કરી કે "જે જમીનોનો દર ત્રીશ વર્ષના સેટલમેન્ટ પ્રમાણે ઠરાવવામાં આવેલો છે, તે જમીનોને તે મુદતની અંદર કોઇ પણ નહેરથી કાંઇ આડકતરી રીતે લાભ થાય તો તેમાટેના વધારાના વેરામાંથી બાતલ કરવી. 'પુના

સાર્વજનિક સભા'ની અરજીમાં આપેલો દાખલો આ બાબતમાં ધ્યાનમાં લેવા જેવો છે એમ મારૂં ધારવું છે."

ઑનરબલ કર્નલ મેરિમૅને તથા મિ૦ ઍશબર્નરે કેટલીક ટીકા કરી ત્યારે મોરારજીશેઠે કહ્યું કે ચર્ચા કરવા કરતાં 'પુના સાર્વજનિક સભા'ની અરજી આ બાબત ઉપર વધારે અજવાળું નાંખશે. પણ બીજા મેમ્બરોએ એ સૂચના ઉપર ધ્યાન આપ્યું નહિ અને મોરારજીશેઠની દરખાસ્ત ઉડી ગઈ.

મોરારજીશેઠે એવી દરખાસ્ત કરી, કે હુ જે વિવે-ચન આગળ કરી ગયો છું તેમાં દર્શાવેલાં કારણોને માટે કલમ ૪૫-૪૯ કાઢી નાખવી જોઇએ.

ઑનરબલ કર્નલ મેરિમૅન અને પ્રેસિડેન્ટે આ મુદ્દા ઉપર લાંબું વિવેચન ચલાવ્યું. ત્યારે મોરારજીશેઠે તેમને કહ્યું-વાયવ્ય ખૂણાના પ્રાન્તોના તથા પંજાબના નહેરો સંબંધી કાયદામાં એવું કાંઇપણ નથી તે છતાં મુંબાઇ ઈલાકાના લોકોઉપર આવો વેરો શા માટે નાખવો જોઇયે?

પ્રેસિડેન્ટ અને ઑનરબલ મિ૦ ઍશબર્નર પોતાની દલીલોને વળગી રહ્યા, અને તેથી મોરારજીશેઠની દર-ખાસ્ત ઉડી ગઇ.

૫૭ મી કલમના સંબંધમાં મોરારજીશેઠે ફરીને

પણ આ વખતે પહેલાંની પેઠે એવી દરખાસ્ત કરી કે:- પંજાબ ઍક્ટ પ્રમાણે આ ઍક્ટમાં પણ 'મજૂરી કરનાર" એ શબ્દની વ્યાખ્યા ઉમેરવી જોઇયે. . . . . પાંચમા ફકરામાં પરાણે મજૂરી કરાવવાનું છે. એવી પરાણે મજૂરી કરાવવાથી લોકોમાં અસંતોષની લાગણી ઉત્પન્ન થવાનો સંભવ છે. તેમાં વળી જ્યારે મજૂરીની રોજી વ્યાજબી રીતે આપવામાં આવે નહિ ત્યારે તો એ અસંતોષ ભયંકર પણ થઈ પડે. આશપાશની જગાઓમાં જે વધારેમાં વધારે રોજી એવાં કામને માટે મળતી હોય તેટલી રોજી કરતાં ઓછી રોજી આપવામાં આવે તો મજૂરને ભાગ્યે જ ન્યાય મલ્યો ગણાય; કેમકે એ પરાણે લેવાની મજૂરીને માટે તે મજૂરી કરનારને પોતાનું વધારે લાભદાયક કામ પણ છોડીને મજૂરી ઉપર આવવું પડે છે. તેથી તે મજૂરી કરનારને થતી હાનિનો અને અગવડનો બદલો વળી રહે તેટલું તો તેને મળવુંજ જોઇયે. તેથી હું ધારૂં છું કે પાડોશમાં એવાજ પ્રકારની મહેનતને બદલે જે વધારેમાં વધારે રોજી મળતી હોય તેથી પણ ઘણી વધારે રોજી ફરજીયાત મજૂરીને માટે આપવી જોઇયે. મારા આ અભિપ્રાયના ટેકામાં સન ૧૮૭૩ ના જાનેવારીની ૨૧ મી તારીખે બંગાળના ગવર્નર જનરલ સાહેબની કાઉન્સીલમાં 'નૉર્થર્ન ઇન્ડિયા

કેનાલ ડ્રેનેજ ઇરિગેશન બિલ'ના સંબંધમાં એજ મુદ્દાનો સવાલ ચર્ચાયો હતો ત્યારે સર આર્થર હૉબહાઉસે જે કહ્યું હતું, તેનુંજ પ્રમાણ હું અત્રે આપું છું. નામદાર સર હૉબહાઉસે કહ્યું હતું કે:–'એજ પ્રકારની મજૂરીને માટે વધારેમાં વધારે રોજી મળતી હોય તેથી પણ વધારે રોજી ફરજીયાત મજૂરીને માટે આપવાની આપણી ફરજ આ કલમ ઉપરથી નીકળી આવે છે. કેટલાક એવા દાખલાઓ પણ હોય કે જેમાં માણસોને તેમના ઘરની પાસે કામે લગાડવાનાં હોય ત્યારે વધારેમાં વધારે ગણાતી રોજીથી સહજ વધારે રોજી આપવામાં આવે તો તે પૂરતી ગણાઈ શકે; પરંતુ તેવીજ રીતે બીજી તરફ એવા પણ દાખલાઓ હોય છે કે જેમાં વધારેમાં વધારે ગણાતી રોજી કરતાં પણ કાંઇ સારી પેઠે વધારે આપવુંજ જોઇયે.

પ્રેસિડેન્ટ અને ઑનરબલ કર્નલ ઍન્ડર્સન અસલ ખરડાના લાભમાં કેટલુંક બોલ્યા; તેથી મોરારજીશેઠે ફરીને વળી કાઉન્સિલને કહ્યું કે:–"આ ખરડાની કલમો પ્રમાણે તો જો નહેરખાતાના સિપાઇને કોઇ માણસ ઉપર દ્વેષ હોય તો તે માણસને મજૂરીએ પકડી જશે અને બીજાને તે છોડી દેશે, કેમકે તે કલમો પ્રમાં

સત્તા નીચા દરજ્જાના સરકારી નોકરોના હાથમાંજ રહેશે."

ઑનરબલ મિ૰ રેવન્સક્રૉફ્ટના ટેકાથી પ્રેસિડેન્ટે તે કલમો ખરડામાં હતી તેવીજ પાસ કરવાને માટે આગ્રહ કર્યો અને તેમાં બહુમત પડવાથી મોરારજીશેઠની દરખાસ્ત ઉડી ગઇ.

મોરારજીશેઠે દરખાસ્ત કરી કેઃ—"૬૬ મી કલમમાં 'કમિશનર' એ શબ્દને બદલે 'ઈન્સાફની અદાલત' એ શબ્દો મૂકવા જોઇયે." પણ ઑનરબલ કર્નલ મેરિમૅને તેમ કરવાની ના જ કહી, તેથી મોરારજીશેઠની આ દરખાસ્ત પણ રદ ગઈ.

ઉપરની સઘળી હકીકત ઉપરથી જણાઇ આવે છે કે મોરારજીશેઠ પ્રજાના હિતના વિચારો કરવામાં કેટલા કુશળ અને તે વિચારો સામે વિરૂદ્ધ પક્ષ પ્રબળ હોવા છતાં તે વિચારો દર્શાવવામાં કેટલા દૃઢ અને તર્કબળવાળા હતા. તેમજ આ બિલ પ્રસંગે પ્રેસિડેન્ટની અને કાઉન્સીલરોની પણ કેવી એકપક્ષી પ્રવૃત્તિ હતી તેનો પણ વિચાર વાચકના મનમાં આવ્યા વિના રહેશે નહિ. જોકે ધારાસભાએ અને સ્થાનિક સરકારે મોરારજીશેઠની હિતકર સૂચનાઓને ઉડાવી દીધી, તોપણ જ્યારે આ 'ઇરિગેશન બિલ' છેવટની મંજૂરી માટે 'સેક્રેટરી ઑફ સ્ટેટ ફૉર

ઇ. ડીઆ'ની આગળ ગયું, ત્યારે સેક્રેટરી ઑફ સ્ટેટે મોરારજીશેઠે જેના સામે વાંધો લીધો હતો તે ફરજીયાત પાણીવેરા વગેરે બાબતોને લગતી રૈયતને હાનિ કરનારી કલમો તે કાયદામાંથી કાઢી નાખવાનું ફરમાવ્યું અને **તે બિલ મંજૂર ના કર્યું.** આ એક મોરારજીશેઠના બુદ્ધિપ્રભાવની અને દૃઢતા તથા હૃદ્બળની ખરેખરી સાબીતી છે.

---

## પ્રકરણ ૧૮ મું.

## મોરારજીશેઠની નેક સલાહ અને મનની સ્થિરતાઃ—

એકવાર પોરબંદરના રાણાસાહેબે પોતાના કુમારને માટે એક સારો શિક્ષક મોકલવા મોરારજીશેઠને લખ્યું હતું. તેના ઉત્તરમાં તા૦ ૨૩ મી એપ્રીલ સન ૧૮૭૯ ને રોજ લખતાં મોરારજીશેઠે સૂચવ્યું હતું કે– શિક્ષક તો એક તૈયાર છે તેને મોકલી આપું, પણ આપ કુંમારશ્રીને રાજકોટની રાજકુમાર કાલેજમાં મોકલો તો સારૂં. મોરારજીશેઠ સારી પેઠે સમજતા હતા કે રાજકુમારો એક બીજાના સંબંધમાં વિદ્યાભ્યાસ નિમિત્તે પણ આવે અને તેનો સારી રીતે લાભ લે તો આ દેશના રાજાઓ તથા પ્રજાના હકમાં ભવિષ્યમાં ઘણો લાભ થવાનો સંભવ છે. તે સમયે રાજકુમારોની હાલની કેળવણી કેટલી ખામી ભરેલી છે તે શરૂઆત હોવાથી સ્પષ્ટ થયેલું નહોતું.

મોરારજીશેઠ એવા સ્થિર મનના હતા કે તે કોઈ પણ વિચારના પ્રવાહમાં એકદમ તણાઈ જતા નહિ. તેઓ જોકે દુકાળને પ્રસંગે તન, મન અને ધનથી રૈયતને મદદ

કરનાર મુખ્ય પુરુષોમાંના એક હતા, અને કલેકટર મિ૦ સ્પ્રાઇ સાહેબે પોતે બારસી રોડની ધર્મશાળાને દુકાળીઆ લોકોને માટે સવડ કરવાને માગી હતી, તોપણ ( તા૦ ૩૦ મી એપ્રીલ ૧૮૭૯ ) ના પત્રમાં તેમણે લખ્યું છે કે—'આવા સારા કામમાં ધર્મશાળાની માગણી કરી છે, તે છતાં તે ધર્મશાળા એ કામમાં હું આપી શકતો નથી, કેમકે તે ધર્મશાળા બાંધનારાઓનો હેતુ ઉંચા વર્ગના મુસાફરોને આવતાં જતાં સવડ કરી આપવાનોજ હતો.' દુકાળીઆ લોકોના ઉપયોગને માટે એ ધર્મશાળા આપવામાં આવે તો તેવા ઉંચા વર્ગના મુસાફરોને ઘણીજ અડચણ પડે એ તો ખુલ્લું જ છે, અને દુકાળીઆ લોકો માટે તો બીજી ઉતરતા પ્રકારની પણ ગોઠવણ હોય તો તે ચાલે. પરંતુ આ પ્રમાણે વિવેકબુદ્ધિ વાપરીને મન સ્થિર રાખી જબાબ દેવો એ યુરોપિયન વિવેકબુદ્ધિ અને દૃઢતાનો નમુનો છે.

## इम्पोर्ट ड्युटि रद करवा सामे अरजी करवा मळेली सभामां मोरारजी-शेठनुं भाषणः—

તા૦ ૫ મી મે સન ૧૮૭૯ ના મુંબાઈ ગૅઝેટમાં છાપેલું છે કેઃ—શનિવારને રોજ ફરામજી કાવસજી ઈન્સ્ટિ-

ટયુટમાં શેરીફે બોલાવેલી મુંબાઇના રહીશોની સભામાં સર મંગલદાસ નથુભાઈના પ્રમુખપણા નીચે મોરારજીશેઠે નીચે પ્રમાણે ( અંગ્રેજીમાં ) ભાષણ કર્યું હતું:-

" પ્રમુખ સાહેબ અને સદ્‌ગૃહસ્થો,

આ મોટા શહેરના સઘળા વર્ગના અને ધંધાના લોકોની આ મોટી સભા આગળ વિચારવા માટે સઉથી પહેલા અને સઉથી અગત્યના ઠરાવની દરખાસ્ત કરવાનું મને કહેવામાં આવ્યું છે. મારા કરતાં કોઈ વધારે સમર્થ મનુષ્યને આ ઠરાવની દરખાસ્ત કરવાનું સોંપવામાં આવ્યું હોત તો સારૂં થાત એમ હું ઇચ્છું છું, આમ હું કાંઈ ડોળની ખાતર અથવા મિથ્યા સભ્યતાની ખાતર કહેતો નથી. આ શહેરના મિલના ધંધામાં મારો ઘણો સ્વાર્થ રહેલો છે, પણ તેની સાથે મારે એ કહેવાની જરૂર નથી કે હું આ દરખાસ્ત કરવાને માટે ઉભો થાઉં છું, તે આ વેરાઓ નીચે ક્યારનાએ દબાઈ ગયેલા દેશના એક દેશી-તરીકે ઉભો થાઉં છું, અને એક મિલવાળા તરીકે હું અત્રે ઉભો થતો નથી; તથા આજ દેશની તરફથી નામ-દાર હિંદના હાકેમ જે પગલું ભરવું યોગ્ય ધારી ચૂકેલા છે તે પગલાને રદ કરવામાં આમની સભાને માથે કેટલી જવાબદારી છે તેનો ખ્યાલ કરવાને તથા આયાત માલ ઉપરની જકાતના પ્રશ્નનો લક્ષપૂર્વક સવિસ્તર વિચાર

કરવાને હું પ્રજાની સભાને વિનંતિ કરવા માગું છું. તમારી મંજૂરીને માટે જે આ અરજી ઘડવામાં આવી છે, તેમાં મુખ્ય બાબત તો સાદી અને સહુજ સમજી શકાય તેવી છે. હુવે જે સવાલ છે તે સ્વતંત્ર વ્યાપારનો અથવા વ્યાપારના સંરક્ષણનો નથી–એ કાંઇ હુવે માન્ચેસ્ટરના મિલોવાળા અને મુંબાઈના મિલોવાળા વચ્ચેની તકરાર નથી. એ બાબત તો આજની ચર્ચાની બહારની વાત છે. હિંદના વ્યાપારને જેથી રક્ષણ મળતું હતું તેવા કર તો સરકારે ગયે વર્ષે કાઢી નાંખીને ઠરાવ્યું છે કે ૨૦ મા નંબરની નીચેના જાડા સુતર અને સુતરાઉ માલ ઉપર આયાતનો કર લેવો નહિ. તેથી હવે આ પ્રશ્ને જૂદાજ પ્રકારનું રૂપ ધારણ કર્યું છે, અને હવે જે તકરાર છે તે આખા હિંદુસ્તાનની પ્રજાના હિતની અને માન્ચેસ્ટરના સૂતરની મિલોવાળાના હિતની વચ્ચે છે. માન્ચેસ્ટરવાળાઓ હિંદના બજારમાં પોતાના માલની જે ખપત થવાની ધારતા હશે તે ખપતમાં પ્રતિબંધ કરનાર આયાતકરની સામે તેઓનો હવે ખલભળાટ છે. તેઓ એમ કહે છે કે જો બધા પ્રકારના માલ ઉપરથી આયાતકર કાઢી નાંખવામાં આવે તો હિંદુસ્તાનના લોકોને હાલ જે ભાવે માલ મળે છે તેના કરતાં વધારે સોંઘે ભાવે માલ મળી શકે.

તેથી કરીને માન્ચેસ્ટરવાળાઓનો ખળભળાટ તે હિંદના લોકોના હિતના બહાના ઉપર રચવામાં આવ્યો છે. તેઓ એમ કહે છે કે તેઓ માન્ચેસ્ટરનું વધારે સુંદર કાપડ હિંદુસ્તાનના લોકોને વધારે સોંઘી કિમતે આપી શકાય તેમ કરવા માગે છે. હિંદુસ્તાનના લોકો ગરીબ છે તેથી એવો સુંદર માલ ખરીદી શકે તેમ નથી. માન્ચેસ્ટરના માલ ઉપરનો બધો આયાતકર કાઢી નાંખો એટલે હિંદુસ્તાનના લોક એવા શ્રીમંત થઇ જશે કે તેઓ સુંદર લુગડાં પહેરી શકશે. માન્ચેસ્ટરવાળા અને તેમના હિમાયતીઓ આવી દલીલ કરે છે. હવે હિંદુસ્તાનના લોકો પ્રત્યેની માન્ચેસ્ટરવાળાઓની આ શુભેચ્છાના ખરાપણા વિષે શંકા ઉઠાવવી એ મારૂં કામ નથી. પણ એટલું તો યાદ રાખવું સારૂં છે કે જ્યારે એ શુભેચ્છામાં કોઇક અભિનિવેશ અથવા સ્વાર્થના વિચારો હોય છે, ત્યારે માન્ચેસ્ટરના લોકો આ દેશના લોકોના હિતને માટે જે પરોપકારી ભાવથી પોતાને મથતા જણાવે છે, તે ભાવને માટે યોગ્ય માનની સાથે મારે કહેવાની જરૂર પડે છે કે–તેઓની પરોપકારવૃત્તિ યોગ્ય અગમચેતીવાળી નથી, તેમજ હાલ આ દેશની સ્થિતિ વાસ્તવે કેવી છે તે વિષેના ખ્યાલ વિનાની છે. ગરીબાઇમાં ડૂબેલી આ દેશની રૈયતને માટે માન્ચેસ્ટરનો સુંદર માલ સોંઘો

પડી શકશે એમ માનવામાં માન્ચેસ્ટરવાળાઓની કેવળ ભૂલ છે. ગરીબ રૈયત માન્ચેસ્ટરનાં બારીક કપડાં પહેરતી નથી, પણ તડકા અને વરસાદના નિવારણને માટે એક કાંબળીથી તથા તેની લાજ ઢાંકવાને માટે એક દેશી કપડાની લંગોટીથી તેને સંતોષ માનવો પડે છે. આ બાબત માન્ચેસ્ટરવાળાના ધ્યાનમાં આપણે ઉતારી શકતા નથી એ એક કમનસીબની વાત છે, તથાપિ હજુ પણ તેમની આગળ આંકડાવાર હિસાબ રજુ કરીને પણ તેમને સંતોષ પમાડવાની આપણે આશા રાખી શકીએ છીએ. માન્ચેસ્ટરની મિલો અને મુંબાઇની મિલો વચ્ચેની હુરીફાઇના સવાલનો વિચાર કરતાં હું તમને યાદ દેવરાવીશ કે મુંબાઇ તેના ભયંકર હુરીફ માન્ચેસ્ટરની સાથે સરખાવતાં એટલી બધી મુશ્કેલીઓ નીચે કામ કરે છે કે જાડું કાપડ બનાવવામાં પણ તે માન્ચેસ્ટરની સામે ટકી શકે તેમ નથી. કેટલાક સમય ઉપર મેં આ વાત સ્પષ્ટ રીતે સાબીત કરી આપી છે, જો ફરીને તેમ કરવાનું આ સ્થાન હોત તો હું તમને આંકડાવડે સાબીત કરી આપત કે મારૂં આ કહેવું ખરૂં છે. પણ હાલ એ બાબતનો પ્રશ્ન નથી. સન ૧૮૭૮ માં જે આયાતકર રદ કરવામાં આવ્યો, તેથી માન્ચેસ્ટરવાળા ધારતા હતા તે પ્રમાણે

કાપડનો ભાવ ઘટીને તેમના માલની ખપત ઘણી થવી જોઇયે. પરંતુ એવું કાંઇ પણ થયું છે? આયાત સંબંધી પત્રકોના આંકડા ઉપરથી તમે જોઈ શકશો કે એમાંનું કાંઇ પણ થયું નથી–અને તેનું એકજ સંતોષકારક કારણ છે કે આ દેશનાં કરોડો માણસ પરદેશી કપડાંનો મોજ શોખ ભોગવવા જેવી સ્થિતિમાંજ નથી. જો આ પ્રમાણે જાડા માલના સંબંધમાં નિઃસંદેહ પૂરાવાથી સાબીત થાય છે તો પછી થોડા વખત ઉપર જે ૩૦ મા નંબરથી ઉતરતા માલ ઉપરથી કર કાઢી નાખવામાં આવ્યો તેથી તેમજ બીજા વધારે ચઢિયાતા માલ ઉપરથી કર કાઢી નાખવાનો વિચાર ચાલે છે તે પ્રમાણે કર કાઢી નાખવાથી મહેનંતુ રૈયતમાં તો કાંઇ માન્ચેસ્ટરનું કાપડ વધારે ખપવાનો કોઇ પણ સંભવ નથીજ. બેશક તમને એમ જ માલમ પડશે કે વિલાયતથી આવેલો માલ તો ફક્ત આ દેશના બ્રિટિશરાજ્યની અને દેશી રાજ્યોની ઉંચા વર્ગની અને મધ્યમ વર્ગની પ્રજામાંજ ખપે છે. આ ઉંચા અને મધ્યમ વર્ગના લોકોને પ્રસ્તુત આયાતકર રદ થવાથી કાંઇક જુજ ફાયદો થાય ખરો. પણ તે ફાયદો ક્યારે થાય કે જ્યારે આબાદીના વખતમાં બીજો વધારે વેરો વગેરે નાખ્યા સિવાય આયાતકર રદ કરવામાં આવે ત્યારેજ; નહિ તો

આયાતકર રદ કરવાથી લોકોને જરીક પણ ફાયદો થાય તેમ નથી. પણ દુર્ભાગ્યે આ દેશમાં તો હાલ જુદાજ પ્રકારની સ્થિતિ છે. અહીં તો વ્યાપારની નરમ હાલત છે, અને દુકાળની વિપત્તિ ચારે તરફથી સંભળાય છે. લાખો માણસોને ખવરાવવાની ફરજ આપણી સરકાર ઉપર આવી પડેલી છે, અને વિશેષ વેરો નાખવાની ખાસ જરૂર ઉભી થઈ છે. સન ૧૮૭૮ માં જ્યારે આયાતકર પહેલી વખત કાઢી નાખવામાં આવ્યો ત્યાર પછી નવા સ્થાનિક વેરાઓ, મીઠા ઉપર વધારે કરો, ઉપજ. ઉપરનો ઘણોજ અન્યાય ભરેલો વેરો, વધેલી સ્ટાંપ ફી વગેરે કરો આ હિંદુસ્તાનની પ્રજા ઉપર નાખવા પડ્યા છે; અને હુંજી પણ વેરાઓ વધ્યે જાય છે એવી બુમ ચાલુ છે. આ વેરા સીધી રીતે આ દેશ ઉપર છે અને તે બીજા જે આ-ડકતરા વેરા કાઢી નાખવામાં આવ્યા છે તેના કરતાં આઠગણા વધારે ભારે છે. વળી એ એક ખુલ્લે ખુલ્લી વાત છે કે તે વધારાના વેરાનો ઘણો મોટો ભાગ 'દુષ્કાળની સામે સલામતીના ફંડ' માટે નાખવામાં આવ્યો હતો; પણ દુકાલના કામમાં તેની એક પાઈ પણ વપરાયા વિના તે ફંડ આખુંને આખું તદન એકદમ કોણ જાણે ક્યાંએ જતું રહ્યું છે. કાબુલની લઢાઈનો ખર્ચ એ

ફંડને ગળી ગયો છે, અને જાણે આ દેશનાં દુર્ભાગ્ય હજુ પૂરાં ન થયાં હોય તેમ પરમેશ્વરની મરજી આપણને નવા દુકાળના સમયની ધમકી આપવાની જણાય છે, ગયે વર્ષે એકઠાં થયેલાં નાણાં જો કાબુલની લઢાઇમાં ખર્ચી નાખવામાં ન આવ્યાં હોત અને હાલ કાયમ હોત તો વધારે સારી રીતે નભી શકત એમ કહેવાનો મારે માટે આ પ્રસંગ નથી. પરંતુ આપણે તો એવી આશા રાખવાનું પણ રહ્યું નથી. તો હવે દુકાળ, લડાઇ અને નવા કર જ્યારે હિંદની પ્રજાના ઉપર એકેકાળે અને એકસામટાં આવી પડેલાં છે, ત્યારે મારે કહેવું જોઇયે કે માન્ચેસ્ટરના લોકો પોતાનો બનાવેલો માલ મોટા જથાબંધ ખરીદવાને, આપણા દેશના લોકોને વધારે શક્તિમાન થયેલા શી રીતે ધારે છે તે હું સમજી શકતો નથી. તેમણે આ બાબતનો ઘટતો વિચાર કરી જોયો છે? તેમણે એક હાલનીજ સ્થિતિનો તપાસ કર્યો છે? અને તે કેવી જોખમ ભરેલી છે તે તેઓ સમજે છે? આ બાબતો સમજવી મુશ્કેલ છે એવી મને કાંઈ પણ ધાસ્તી રહેતી નથી, આ બાબતો જોઇએ તેટલી ખુલ્લે ખુલ્લી છે; પણ અફસોસ! સ્વાર્થને લીધે માન્ચેસ્ટર આ બાબતો તરફ આંખ્યો મીચે છે, અને છેવટ સરકાર કાંઈક તેમાં મદદ કરે છે. જો હિંદુસ્થાનની આબાદીમાટે માન્ચેસ્ટર વીમો ઉતારી

આપતું હોય અને પોતાનો સ્વાર્થ સાધતું હોય તો જાણે ઠીકજ છે. તેણે એમ કર્યું છે? હા જો તે એમ કરી શકે તો તો કાંઈક ઠીક ખરૂં, ત્યારે તો માન્ચેસ્ટરે આ બાબતમાં મચાવેલો ખળભળાટ કાંઇક પાયા ઉપર ગણાય. આપણી મહેસુલનાં સાધનોમાંથી આયાતકર કમી થશે કે તરતજ તેથી પડેલો ખુટકો પૂરવાને નવા વેરા આપણા ઉપર નાખવાની દુઃખદ સ્થિતિમાં સરકાર આવી પડશે, અને આવા વધેલા વેરાનો પરિણામ હિંદની પ્રજાને ફક્ત વધારે ગરીબજ બનાવશે, તેથી તે જાડું કે ઝીણું કાપડ ખરીદવાને માટે વધારે અશક્તજ થશે. આ દેશના લોકને મદદ કરવાનો તેમજ આ બાબતમાં પોતાનો સ્વાર્થ સાધવાનો સઉથી ખાતરી ભરેલો રસ્તો તો માન્ચેસ્ટરને માટે એજ છે કે અહીં હિંદુસ્તાનમાં તેમજ ઈંગ્લંડમાં ખર્ચ ઘટાડવાનોજ આગ્રહ કરવો; એથી લોકોનાં ખિસ્સાં વધારે તર રહેશે અને તેથી તેઓનો માલ લોકો વધારે ખરીદશે. પણ કમનસીબે લોકોની એવી સ્થિતિજ નથી. આ સિવાય રાજનીતિનો બીજો રસ્તો તો પરિણામે માન્ચેસ્ટરનાં હિંદનાં ગ્રાહકોનો નાશ કરશે અને દેવાળીઆ બનાવશે, તથા માન્ચેસ્ટરને માલમ પડશે કે તેણે સોનાનાં ઇંડાં મૂકનાર હંસલીને બહુ લાડ લડાવતાં ઉલટી મારીજ નાખી છે. હિંદુસ્તાનની સુખી

અને આબાદ સ્થિતિ એજ ફક્ત માન્ચેસ્ટરના માલની કાયમની માગણી વધારવાનો અને નિભાવી રાખવાનો રસ્તો છે. આ દેશના રાજ્યકારભારનો ગંજાવર ખર્ચ ઓછો કરો, અને ઘરખર્ચ કરતાં વધેલા પૈસા લોકોના હાથમાં એકઠા થાય તો જરૂર વિના અને ગેરવ્યાજબી રીતે બાદશાહી લડાઇઓ અને બાદશાહી બાબતોમાં પૈસા આપવાની તેમની પાસે માગણી કરશો નહિ, અને દુકાળ માટે થયેલાં વસુલાત ખાતાનાં ફંડો દુકાળ સિવાય બીજા કામમાં વાપરવામાં આવેજ નહિ—એટલી નજર રાખશો તો બસ છે. સંક્ષેપમાં એજ કે હિંદુસ્તાનના લોકોને આબાદ રાખે અને પછી માન્ચેસ્ટરવાળા પોતાના માલની આ દેશમાં વધારે ખપત કરાવવા બુમો પાડે તો ભલે. હિંદુસ્થાનનો બચાવ થઈ શકે અને તેથી માન્ચે-સ્ટરનો માલ આ દેશ ખરીદવા સમર્થ થાય એવી એ એકજ યુક્તિ છે. આ બાબતમાં લૉર્ડ લિટન સાહેબ જે નિર્ણય ઉપર આવ્યા તેને હું અત્રે ખોટો ખરો કહેવા માગતો નથી, પણ આવે અણીને પ્રસંગે માન્ચેસ્ટરના હિતને માટે હિંદના હિતનો વાઈસરોય સાહેબ ભોગ આપે એ મને તેમજ બીજા સઉને રીતિથી ઉલટું લાગે છે. હું ક્યારનોએ કહી ચૂક્યો છું કે આ ખળભળાટ

કરવામાં માન્ચેસ્ટરે આ દેશની વાસ્તવ સ્થિતિ તરફ આંખ આડા કાન કર્યા છે, પરંતુ એથી પણ વધારે ખરાબ બાબત તો એ છે કે માન્ચેસ્ટરને વિલાયતસરકાર તરફથી એ બાબતમાં ઉત્તેજન મળે છે. આ દેશની પૈસાસંબંધી મુશ્કેલીઓ વધારે સારી રીતે જાણનારૂં કોઈ હોય તો તે સરકારજ છે, તે છતાં પણ આ આયાતકરની બાબતમાં સરકાર જાણે તે મુશ્કેલીઓ જાણતીજ ન હોય અથવા જાણતી હોય તો ગણકારતીજ ન હોય એવી રીતે વર્ત્તે છે. માન્ચેસ્ટર કાંઇ માગણી કરે છે કે તે તરતજ સાંભળવામાં આવે છે. માન્ચેસ્ટરે તો જ્યાં એક પ્રતિનિધિમંડલ અરજ કરવા મોકલ્યું કે તેના પોબારજ પડે છે, અને દેશના એક છેડાથી બીજા છેડાલગી સંભળાય એવી આ દેશની બુમો તેમજ આ દેશમાં નાણાના ખૂટકા અને દેવાનો અંધકાર છવાઈ રહ્યો છે એવું ખાસ હિંદુસ્તાનની સરકારનું કહેવું પણ જાણે માન્ચેસ્ટરની માગણીઓઆગળ કશી ગણતીમાંજ ન હોય તેમ ભૂલી જવામાં આવે છે. સરકાર સારી પેઠે જાણે છે કે ગયાં થોડાંક વર્ષથી આ દેશમાં દુકાળ ચાલે છે; તેથી ગયે વર્ષ દુકાળને માટે અનામત ફંડ પણ ઉભું કરવું પડયું છે, એ વાત પણ સરકાર જાણેછે. આ વર્ષે અફગાન લડાઈ થઈ હતી અને તેનું ખર્ચ પણ આ દેશના

ઉપર નાખવામાં આવ્યું હતું તે પણ સરકાર જાણે છે. વારંવાર લોનો કાઢીને પ્રજા ઉપરનું દેવું પણ વધારવું પડયું છે, તે પણ સરકાર જાણે છે; અને જ્યારે હિંદુસ્થાન ઉપર દુર્ભાગ્યનું વાદળ ચઢી આવ્યું છે તેવે અણીને વખતે આપણા સત્તાધીશો ઉપજનો એક ભાગ છોડી દેવો એને ડહાપણભરેલી રાજનીતિ સમજ્યા છે. આમ કરવાનું કાંઇ વ્યાજબી કારણ હતું? એમ કહેવામાં આવે છે કે, આ બધું હિંદુસ્તાનના લોકના ભલાને માટે કરવામાં આવ્યું છે; પણ સદ્‌ગૃહસ્થો, એ દલીલ કેવી પોકળ અને આડે રસ્તે દોરી જનારી છે તે મેં આપને કયારનુંએ બતાવી આપ્યું છે. જો હિંદુસ્તાનના લોકના હિતને માટે આ આયાત કર કાઢી નાંખવામાં આવતો હોય તો હું પુછી શકું કે એ આયાતકર કાઢી નાંખતાં પહેલાં આ દેશના લોકો ઉપરના કરવેરાઓમાં વિચાર કરવા જેવું કાંઈ નથી કે શું? એમ કહેવામાં આવેછે કે રક્ષિત વ્યાપારની સામે અને સ્વતંત્ર વ્યાપારના લાભમાટે આયાતકર કાઢી નાંખવામાં આવ્યો છે. પણ આવકવેરો (ઈન્કમટૅકસ ) અને બીજા થોડાક વેરા સિવાય બીજા કયા વેરા કર કે લાગતને 'વ્યાપારસંરક્ષક વેરાઓના' વર્ગમાંથી બાતલ કરી શકો તેમ છે? કેટલાક વિદેશી માલ ઉપર ઇંગ્લંડ પોતેજ કર નથી નાંખતું કે? અરે હિન્દુસ્તાનમાંજ જુઓ ને, ચોખા

અને ખાંડ વગેરે માલ આણુવામાં આવે છે તેના ઉપર શું જકાત નાંખવામાં આવતી નથી કે? આ વાત બતાવી આપવામાં તો તે દિવસ 'લંડન ટાઈમ્સે'જ પૂરતું ડહાપણુ વાપર્યું છે. એકલા રૂના માલમાંજ એવું શું છે કે તેનેજ આયાતકરમાંથી છુટો કરવો અને બીજા માલને ન કરવા? જ્યારે આ બધી બાબતોનો વિચાર કરવામાં આવે છે ત્યારે, આનું કારણ વ્યાપારનું સંરક્ષણુ નથીં તેમજ હિંદુસ્તાનનું હિત પણ આનું કારણ નથી, પરંતુ આનું કારણ તો એજ છે કે જે નજરે જણાતું નથી પણ મનવડે સમજાય છે એવું કોઇ દબાણુ સરકાર ઉપર કરવામાં આવે છે કે જે દબાણુ સામે સરકાર ટકી શકે તેમ નથી એવો એક અરૂચિકર સંદેહ ઉપજ્યાવિના રહેછે શું? સદ્દગૃહસ્થો આટલેથી બસ થતું નથી, એમ કહેવામાં આવે છે કે આયાતકર રદ્દ કરવાનો ઠરાવ વિલાયતના હાલના મંત્રિમંડલની સૂચના ઉપરથી કરવામાં આવ્યો છે. આ કહેવું તે અને વ્યાપારના કારણુસર આ કર માફ કરવાનું હિંદુસ્તાનના સત્તાધીશોને કહેવું એ શું એક બીજાની સાથે બંધબેસતું છે? આ બાબતમાં તો આપણે આપણી ખાતરી કરવાને વધારે દૂર જવાની જરૂર નથી. પ્રોફેસર ફોસેટે તેમના સ્વતંત્ર વ્યાપાર અને વ્યાપારસંરક્ષણુ વિષેના નવા પુસ્તકમાં સિદ્ધ કર્યું છે કે આયાતકર તે કાંઇ

વ્યાપારના સંરક્ષણને માટે નાખેલો કર નથી; અને ઉપજના એક દ્વાર તરીકે આયાતકર નાંખ્યા વિના ચાલે તેમ નથી. પણ અર્થશાસ્ત્રની બાબતમાં મહાન્ પ્રમાણરૂપે ગણાતા તે પ્રોફેસર સાહેબના ગ્રંથલગી હું જવા માગતો નથી. તેમજ હું અત્રે લૉર્ડ લિટન સાહેબના પોતાનાજ પુરાવાના ઉતારા પણ આપીશ નહિ; લૉર્ડ લિટને તો હિંદુસ્તાનમાં આવી પહોચ્યાં પછી તરતજ જે રાજનીતિની હિમાયત કરી હતી તેના કરતાં જુદાજ પ્રકારની રાજનીતિના પક્ષમાં તેઓ નામદાર જઈ પડ્યા છે. હિંદુસ્તાનમાં આવ્યા પછી તરત તેઓ નામદારે મુંબાઈના ચેમ્બર ઑફ કૉમર્સની આગળ પોતાનો એવો અભિપ્રાય દર્શાવ્યો હતો કે—આયાતકરો તે કાંઇ વ્યાપારના સંરક્ષણમાટેના કરો નથી, અને બીજી નવી અને નકામી વિટંબનામાં પડ્યા વિના તે કરો કાઢી નાખી શકાય તેવા નથી. જેઓ ગયા સમયને ભૂલી ગયા નથી તેઓને આ બાબતો ઘણી સ્પષ્ટજ છે. એ એક સારી પેઠે યાદ રાખવા જેવું છે કે ગયા માર્ચ માસની ૬ ઠી તારીખે ઇંગ્રેજ માલ બનાવનારાઓનું પ્રતિનિધિમંડલ પરદેશ ખાતાના સૅક્રેટરી ઑફ સ્ટેટ લૉર્ડ સૉલ્સબરી પાસે એવી અરજ કરવા ગયું હતું કે તેઓ નામદાર યુરોપખંડનાં બીજા રાજ્યોએ વિદેશી માલ ઉપર સ્વદેશી માલના રક્ષણ માટે નાખેલા દાણ વ-

ગેરેમાં ઘટાડો કરાવવાને તે રાજ્યો સાથે વિષ્ટિ ચલાવે. તેમને લૉર્ડ સૉલ્સબરીએ જે જબાબ આપ્યો તે ઉપરથી એવા દાણ વગેરે લાગતોનું સ્વરૂપ અને પ્રકાર સમજી શકાય તેવો પ્રકાશ પડે છે, અને આપણને એ મર્મ સમજાય છે કે–આ દાણ વગેરે લાગતો સ્વદેશી માલ બનાવનારાઓને ઉત્તેજન આપવાને નાખવામાં આવતી નથી, પણ પોતાની રૈયત ઉપર કરના નવા બોજા નાખ્યા વિના રાજ્યની તિજોરીમાં વધારે પૈસાની આવક કરવાનેજ એ લાગતો વિદેશી માલ ઉપર નાંખવામાં આવે છે. એ નામદારના જબાબમાંથી આ મુદ્દાને લગતો એક ભાગ હું આપની આગળ વાંચું છું:–'આ દેશમાં અને બીજા દેશમાં વ્યાપારસંરક્ષક વિચારો વિષે પુષ્કળ બોલવામાં આવ્યું છે. એવી લાગણીઓ ઘણે સ્થળે થવાનો સંભવ લક્ષમાં લેવા જેવો છે એમાં કાંઇ શક નથી, અને વ્યાપારસંબંધી તથા લોકહિતસંબંધી અને હાલમાં ભરેલાં પગલાં વિષે અમે આજે સાંભળ્યું છે તે પ્રમાણે ઘણી બહોળી રીતે શંકા કરવામાં આવે છે–તે વ્યાપારની હાલની મંદીના ગમગિનીભરેલા પરિણામો પૈકીનો એક પરિણામ છે, અને જો એ મંદી ચાલુ રહે તો જે હરકતો હાલ માત્ર કાલ્પનિક છે તેજ હરકતો વ્યવહારમાં વિચારવા યોગ્ય રૂપને પણ ધારણ કરે ખરી; પણ મારો પોતાનો વિચાર તો એવો છે

કે દુનિયાના વિવિધ ભાગોમાં જે દાણ વગેરે વધારવાના પ્રયત્નો થાય છે તે મુખ્યત્વે કરીને વ્યાપારસંરક્ષણનો સિદ્ધાન્ત ફરીને જાગ્રત થવાને લીધેજ થતા નથી. વ્યાપારસંરક્ષણના પક્ષની લાગણી હજુ પણ મજબૂત છે ખરી, પણ તે એકલીથીજ કાંઇ બને તેમ નથી. દરેક દેશની સરકારને નાણાંની તાણ છે, અને જેથી નાણાં મળે અને રૈયતપર ઓછો બોજો પડે એવો સઉથી સહેલો રસ્તો તે પરોક્ષ રીતે કર નાખવાનો છે, તેથી સરકાર અને દેશના માલ બનાવનારા બંનેનો વિચાર મળતો આવે ત્યારે જે બળ જામે છે તેના સામે કોઇ ટક્કર ઝીલી શકે તેમ નથી. જો તમે આસપાસ જોશો તો માલમ પડશે કે જેમણે હાલની ઉપાધિની શરૂઆત કરી છે તે આપણા ઘણા સારા મિત્ર અને મળતિયા ઓસ્ટ્રીઆ અને હુંગરીના શાહુનશાહ છે, પણ ત્યાંની સરકારી હાલની કાર્યવાહીસહિત સઘળા હેતુઓમાં દ્રવ્યસંબંધી સ્થિતિ એજ મુખ્ય સ્થાન રોકે છે. એ વાત ત્યાં પ્રસિદ્ધ છે. તેમ અહીં એવી પુષ્કળ વાત ચાલે છે કે જર્મનીમાં આડકતરી રીતે કર વધે છે, અને મને તો એવી પણ ધાસ્તી રહે છે કે એવી એકલી વાત ચાલે છે એટલુંજ નહિ પણ તેમાં કેવળ વાત કરતાં પણ કાંઇક અધિક રહેલું છે. પણ ત્યાંએ નાણાંનો ખરેખરો ખૂટકો પૂરો

પાડવાનો છે, અને તેથી ત્યાંની સરકારને પૈસાની જરૂર છે. વ્યાપારસંરક્ષણ વિષેના વિચારના પ્રવાહમાં અને દુનિયાના વિચારમાં ફેર પડી ગયો છે એમ માનવા કરતાં, પૈસાની તંગીને લીધેજ એ પ્રમાણે કર વગેરે નાખવા પડે છે, એમ માનવું એ વસ્તુસ્થિતિના સંબંધમાં વધારે સંતોષકારક ખુલાસો છે; તેનું કારણ એજ છે કે એ ફેરફારનો ઉપાય વધારે સહેલાઈથી થઈ શકે તેમ છે. જો દુનિયાના વિચારજ ફરી ગયા હોય તો તેનો ઉપાય થઇ શકે નહિ. પણ આ બાબતમાં તો તેમ નથી દુનિયામાં ફરી શાન્તિ થશે અને પૂર્વ દિશાના મામલાસંબંધી સવાલનો નિવેડો આવી જશે, એટલે સરકાર શત્રુતાવાળાં રાજ્યોની સામે તૈયારી રાખવાના અને લડાઇ કરવાના કારણસર આટલા બધા પૈસા નહિ ખરચે અને ફરીને સુલેહશાન્તિ પ્રસરશે.' હવે આ શબ્દો ઉપરથી શું સાબીત થાય છે? આ ઉપરથી શું એમ સાબીત નથી થતું કે આયાતકર તે એક જાતનો આડકતરો વેરો છે અને લોકો ઉપર ખાસ બોજો નાખ્યા વિના દેશની તિજોરીમાં નાણું આણવાનો તે સઉથી સારો રસ્તો છે. જર્મની અને ફ્રાન્સ ઉપર મોટી લશ્કરી ફોજનો બોજો છે અને તેથી તેમને પૈસાની જરૂર છે. બીજી તરફ આપણા ઉપર દુકાળ, લશ્કર, દેશનું ખર્ચ અને લડાઈના

ગંજાવર ખર્ચનો અતિશય બોજો છે. તેથી આપણે તો નાણાંની એથી પણ વધારે તાણ છે અને કાંઈ પણ કડાકૂટ અને જુલમ વગર આપણે નાણાં એકઠાં કરવાં જોઇએ: અને એ હેતુ આયાતકર સિવાય બીજા શાનાથી સિદ્ધ થાય તેમ છે? લૉર્ડ સૉલ્સબરીનો અભિપ્રાય તે પ્રબળ રીતે આપણી દલીલની તરફેણમાં છે, અને હરકોઈ માણસને એમજ લાગે કે હિંદની બાબતમાં પણ એ અભિપ્રાય લાગુ પડે તેમ છે. પણ નહિ, હિંદુસ્તાન સાથે તો સમય, બળ અને પક્ષની જરૂરીઆત પ્રમાણે વર્ત્તી શકાય એમજ જાણે ઇંગ્રેજી મંત્રિમંડલ ધારતું હોય તેમ જુદા પ્રકારની રાજનીતિ ગ્રહણ કરવામાં આવે છે. આ વિષય ઉપર પાર્લામેન્ટની પ્રજા(આમ)ની સભામાં ચાલેલી ચર્ચા ઘણી સ્પષ્ટ રીતે દેખાડી આપે છે કે—હિંદુસ્તાનના નસીબનો નિવેડો મંત્રિમંડળ સાથે મળેલા માન્ચેસ્ટરના લોકોનાજ હાથમાં મૂકવામાં આવ્યો હતો, અને પાર્લામેન્ટના ઘણાખરા મેમ્બરો, હિંદુસ્તાન સાથે કેવી રીતે વર્ત્તવામાં આવે છે, તેવિષે મેન્ચેસ્ટરની લાગવગને લીધે સંપૂર્ણ બેદરકારી બતાવે છે; અને એ બધાનું કારણ એજ છે કે પાર્લામેન્ટમાં હિંદુસ્તાન તરફનો કોઈ પ્રતિનિધિ નથી, તથા મંત્રિમંડળને હિંદુસ્તાન તરફથી કાંઈ સારો બદલો મલે

તેમ નથી. આ દેશનું હિત ચિન્તવનાર દરેક માણુસે સમજવું જોઇયે તેમ મને ખુલ્લી રીતે સમજાય છે કે—લોકોમાં નિર્ધનતાનો વધારો થાય છે અને વેરાઓ એકસરખી રીતે વધ્યેજ જાય છે. તેવી દશામાં અમારા રાજ્યકર્ત્તાઓને ખર્ચ પૂરૂં પડે અને દેવાળીઆમાંથી બચી શકાય એટલી ઉપજ કરવામાં ખરેખરી મુશ્કેલી નડશે. તેઓને પછીથી સમજાશે કે—જેની વસુલાત સાદી અને કોઇને ઈજા કરે નહિ તેવી છે એવી ઉપજને ફેંકી દેવાને બદલે, આ વીશ પચીશ વર્ષમાં જે લગભગ બમણું વધી ગયું છે, તે ઉડાઉ ખર્ચના ઉપરજ દઢતાથી કાતર મૂકવાની જરૂર છે. સદ્ગૃહસ્થો હું આશા રાખું છું કે મ મારો આશય આપને પૂર્ણ રીતે સમજાવવાને માટે જોઇયે તેટલું કહ્યું છે. હવે એવો વખત આવી પહોંચ્યો છે કે આપણે સાચે સાચું કહેવાની અને આપણા મનની વાત આપણા રાજ્યકર્ત્તાઓને છુટથી જણાવવાની જરૂર છે. આજે આપણે અહીં મલ્યા છીએ તે હિંદુસ્તાન સરકારના કામ ઉપર ટીકા કરવાને કે તે પ્રત્યે વિરોધી ભાવ ગ્રહણ કરવાને એકઠા થયા નથી. આપણો હેતુ તો માત્ર આપણા રાજ્યકર્ત્તાઓના ધ્યાન ઉપર તે સાચી વાત આણવાનો છે, કે જે સાચી વાતને ખુણે નાખવામાં

આવે અથવા તેની પ્રત્યે આંખ્ય આડા કાન કરવામાં આવે તો, જે આગળથી સમજાવવાં ઘણાં મુશ્કેલ છે એવાં જોખમોમાં રાજ્યને ગુંચાવું પડશે. હિંદુસ્તાનનું એ એક દુર્ભાગ્ય છે કે સરકારને અને સરકારનાં માણુસોને એક બીજાના વિચાર સંપૂર્ણ સમજાવવાને કાંઈ નિયમિત સાધન નથી; એ એક ઘણી ગેરસમજ અને ઘણા અનર્થનું કારણુ છે. આથીજ કરીને હું કહુ છું કે આવક ઉપરના કરની બાબતમાં તેમજ બીજા નાણું સંબંધી સવાલોમાં હિંદુસ્તાનને ન્યાય મળી શકતો નથી. તેથીજ કરીને કૈસરેહિંદની વફાદાર રૈયત તરીકે આપણુાથી બને તેટલા વિચાર જણાવવાની અને આપણી સ્થિતિ વર્ણવવાની આપણે જરૂર છે, કેમકે આપણુને ખાતરી છે કે આપણે સાચી વાતને જાહેર કરીએ અને આપણા રાજ્યકર્ત્તાઓ તે ઉપર ધ્યાન આપે તેમાંજ હિંદની શાહનશાહીની સલામતી રહેલી છે. આપણે આવી મોટી સભાઓમાં એકઠા થઈ શકીએ અને જેના ઉપર શાહાનશાહીનું હિત આધાર રાખે છે તેવા સવાલોની ચર્ચા ચલાવીએ તે સરકારને તેમજ પ્રજાને તેટલાજ માન અને મુબારકબાદીની બાબત છે. જો લોકો મુંગેમુંગા પોતાના દુઃખનો વિચાર કરતા બેશી રહે અને કડવો પોકાર વધવા દે તો તે લોકોનોજ દોષ ગણાય

કે–તેઓએ કાંઈ પણ હિલચાલ કરી નહિ અને પોતાનો પોકાર પોતાના રાજ્યકર્ત્તાઓને કાને પહોંચે તેવો રસ્તો લીધો નહિ. બેવફાઈ તે તો મુંગેમુંગા પોતાનાં દુઃખોનો વૈરભાવે વિચાર કરવામાંજ રહેલી છે. પણ નિખાલસ રીતે તે દુઃખો કહી બતાવવામાં કાંઈ બેવફાઇ નથી. આ મુખ્ય સત્ય ઉપર આધાર રાખીને આપણે- આજ ઇંગ્લાંડની પાર્લામેન્ટ કે જે નિરાધારના આધારરૂપ છે તે મહાન્ સમાજ આગળ આપણાં દુઃખો નિવેદન કરવાને એકઠા થયા છીએ. આપણાં આ દુઃખ તેઓને નિવેદન કરવામાં આપણે ઇંગ્રેજી શાહુનશાહીના હિતમાટે જે ક-રવા બંધાયા છીએ તેજ કરીએ છીએ, અને આપણે એવી આશા રાખો કે જે ઇંગ્રેજ પ્રજાએ આ દેશને અંધારામાંથી ઉંચો આણવાને આટલું બધું કર્યું છે, તે ઇંગ્રેજ પ્રજાના વડા પુરૂષો આ મુશ્કેલીના સમયમાં તે પ્રજાનો ટેકો અને બળ દર્શાવી આપશે. એ શબ્દોની સાથે હું દરખાસ્ત મૂકું છું કે–આ સભાના અભિપ્રાયમાં, સુતરાઉ માલ ઉપરથી જે આયાતકર કાઢી નાંખવામાં આવ્યો છે તે કરકસર અને અર્થશાસ્ત્રના ધોરણ પ્રમાણે વ્યાજબી નથી, અને તેથી તેના સામે તથા તેવા કરો હવે પછી વિશેષ રદ કરવામાં આવે તેના સામે આમની સભાને અરજી મોકલવાની જરૂર છે.”

આ ભાષણ ઉપરથી મોરારજીશેઠનો અનુભવ, કુશ-
ળતા અને પ્રજાહિત વિષેની લાગણી ખુલ્લી રીતે જણાઇ
આવે છે.

## હિન્દુસ્તાનનો ઉદ્યોગ ખીલવવાનાં સાધનો વિષે મોરારજીશેઠની સૂચનાઓઃ—

દુકાળના સંબંધમાં મોરારજીશેઠે કરેલી લોકસેવા
ઉત્તમ પ્રકારની હતી. તેથી મોરારજીશેઠનો અભિપ્રાય
"ફૅમીન (દુકાળ) કમિશન"ના પ્રમુખ સાહેબે પૂછ્યો,
તે વખતે દુકાળસંબંધી પ્રશ્નોના ખુલાસા આપતાં, મોરા-
રજીશેઠે હિંદુસ્તાનને ભૂખમરામાંથી બચાવવાનાં સાધનો
વિષે જે સૂચનાઓ સરકારને કરી હતી તેવિષે લોકોને
જાહેરવર્ત્તમાનપત્રોને તથા રાજ્યના અધિકારીઓને પણ
માનની લાગણી ઉત્પન્ન થઈ હતી. આ દેશના નવા
વ્યાપારોમાં અને નવા ઉદ્યોગોમાં સરકાર ઉત્તેજન આપે
એ નીતિને જો કે ચેમ્બર્સ ઑફ કૉમર્સવાળાઓ વખોડતા
હતા તોપણ મોરારજીશેઠે નિડરપણે પોતાના વિચારો
નીચે પ્રમાણે જણાવ્યા હતાઃ—"જો સરકાર ઈજારા વગેરે
આપવાના રૂપમાં પણ વ્યાપાર કરે છે અને તે વ્યાજબી
ગણવામાં આવે છે તો વ્યાપારની બીજી શાખાઓમાં પણ
ઉતરીને આ દેશના ઉદ્યોગોને ઉત્તેજન આપે તેમાં કાંઈ

વાંધો કાઢવા જેવું નથી. હિંદુસ્તાન એકલી ખેતીથીજ આબાદ રહી શકવાનું નથી. આ દેશમાં ખેડૂતો અજ્ઞાન અને નિર્ધન છે, તેમની પાસે જમીન થોડી છે, ઋતુઓનું ઠેકાણું નથી અને મહેસુલમાં વારંવાર ફેરફાર કરવામાં આવે છે–એ બધું ખેતીની આબાદીને હાનિ કરનારૂં છે. હાલ રાજ્યના ઉપયોગના લગભગ સઘળા પદાર્થો પરદેશ-માંથી આણવામાં આવે છે. આપણે કેટલાક પદાર્થો તો બનાવવા માંડ્યા છે તે પ્રમાણે બધા પદાર્થો આપણે અહીં બનાવી શકીએ તો આ દેશના ઉદ્યોગનાં સાધનો વધે અને તેટલો પૈસો તો આપણે પશ્ચિમમાં જતો અટકાવીએ. હિંદુસ્તાનમાં જેથી દુકાળની અસર થતી અટકે અથવા ઓછી થાય તેવા ઉદ્યોગો ઉત્પન્ન કરવા અને પોષવા એવી સરકાર ઉપર ફરજ છે એટલુંજ નહિ પણ હાલની સ્થિતિમાં એમ કરવામાં કોઈ સકારણ વાંધો બતાવી શકાય તેમ નથી. . . . . મોટામાં મોટા યંત્રોથી માંડીને નાના ખીલા સુધીનો સઘળો સામાન આ દેશમાં બનાવનારાઓની પાસેથીજ લેવાનું વચન આપી રાજ્યે અહીંના ઉદ્યોગને ઉત્તેજન આપવું જોઈયે. શાહી અને કાગળનો પણ સરકારને ઘણો ખપ પડે છે તે પણ દેશી જ વાપરવામાં આવે તો આ દેશને ઘણું ઉત્તેજન મળે.

તેમજ ચામડાં પરદેશ જાય છે અને ત્યાંથી તેનો સામાન બનીને આવે છે, તેથી જતાં આવતાંનું વહાણખર્ચ અને બીજાઓનો નફો તે સામાન ઉપર ચઢે છે, તેથી પણ અહીં બનેલા ચામડાના સામાનને સરકાર ઉત્તેજન આપે તો ઉદ્યોગને ઘણો ટેકો મળે. તેમજ પોલીસ ફોજનો સઘળો પોશાક અહીંના કાપડનો બનાવી શકાય; તેમજ સાબુ, મીણબત્તી, માટીની તથા કાચની ચીજો અને દવાઓ વગેરે પણ અહીં બનાવીને તેને ઉત્તેજન આપી શકાય. વળી ખાણોના ઉદ્યોગની શરૂઆત કરવાનો ખર્ચ સરકારે ઉઠાવી આ દેશના ઉદ્યોગને વધારવો જોઈયે. પણ હું આ જે રાજનીતિ સૂચવું છું, તેની સામે વધારે પ્રબળ સત્તા ધરાવનાર કારણોએ મોરચો માંડેલો હોવાથી, આ રાજનીતિ અમલમાં મૂકવામાં આવશે નહિ એવી મને ભીતિ રહે છે.”

મોરારજીશેઠના આ વિચાર ઉપરથી વાચકને જણાશે કે તેમના મનમાં દેશદાઝ કેટલી હતી. તેમણે આમાં જે જે સૂચનાઓ કરી છે, તેવિષે કોઈ કોઈ ઇંગ્રેજી વર્ત્તમાનપત્રોએ રાજ્યના કર્ત્તવ્ય વિષે પોતાની રૂચિ પ્રમાણે બચાવ કર્યો છે; તોપણ મોરારજીશેઠની સૂચનાઓનું વ્યાજબીપણું તો પ્રત્યક્ષ જણાઈ આવે તેવું છે. વળી જે

ઉદ્યોગોવિષે મોરારજીશેઠે ઈસારા કર્યા છે તેમાંના કેટલાક તો હાલ આ દેશનાજ કારીગરોએ સરકારની મદદ વિના એકલે હાથેજ શરૂ કરી દીધા છે-જેવા કે સાબુ, મીણબત્તી, ચામડા વગેરેના ઉદ્યોગ—જે બિના બહુ સંતોષકારક છે.

## मुंबाईनी म्युनिसिपालिटीमां मोरारजीशेठना विचारोः—

મુંબાઈની મ્યુનિસિપાલ કૉર્પોરેશનના મેમ્બર તરીકે પણ મોરારજીશેઠે જે જે વિચારો જણાવ્યા છે, તેમાં પણ પ્રજાના હિતમાટેની લાગણી અને ન્યાયબુદ્ધિ તથા તે દર્શાવવામાં નિખાલસપણું-એટલાં વાનાં સ્પષ્ટ રીતે જણાઇ આવે છે. મુંબાઈનાં સાધન અને જરૂરીઆત વગેરેનો વિચાર કરીને ડ્રેનેજ વગેરે સવડ કરવાને માટે સરકારના આશ્રય ઉપર આધાર રાખીને સાઠ લાખ રૂપૈયાનું ખર્ચ કરવાનું મુંબાઈની મ્યુનિસિપાલિટીએ મંજૂર કર્યું હતું, પણ જ્યારે તે પહેલાંની સાલ (સન ૧૮૭૮)માં તે કામમાટે વડી સરકારે લોન આપવાની ના કહી, તે વખતે મોરારજીશેઠે મ્યુનિસિપાલિટી જે અગવડ ભરેલી સ્થિતિમાં આવી પડી હતી તેને માટે પોતાના વિચાર નીચેની મતલબના દર્શાવ્યા હતા.

"જ્યારે આપણે સાઠ લાખ રૂપૈયા જેવી મોટી રકમ ખર્ચવાને તૈયાર થયા હતા ત્યારે આપણે સંપૂર્ણ રીતે એમજ માનતા હતા કે વડી સરકાર અત્યંત ખુશીની સાથે તેટલાં નાણાં સામાન્ય કરારથી આપશે.....તેથીજ આપણે ડ્રેનેજ અને ભંડારવાડાની યોજના અમલમાં આણવાને માટે બંધાયા હતા. પણ હવે વડી સરકાર નાણાં આપવાને માટે ના પાડે છે.....હવે આપેલી મંજૂરી આપણે પાછી ખેંચી લઈ શકીએ તેમ નથી અને તેથીજ આપણા ઉપર ૨૦ લાખ રૂપૈયાનો વધારે બોજો ઓચિંતો આવી પડે છે. મને કહેતાં ઘણી દિલગિરી થાય છે કે વડી સરકારે આપણી સાથે એટલી કઠોરતા વાપરી છે કે નાણાં આપવાની જે ના કહી છે તેનાં કારણ પણ આપણને બતાવવા કૃપા કરી નથી. અનુમાનથી આપણે તે કારણ એટલુંજ જાણી શકીએ છીએ કે એ લોન બે કે ત્રણ ટકાના વટાવે લેવામાં આવે તેથી સરકારી તિજોરીને નુકશાન થાય. પણ આ નુકશાન વધારેમાં વધારે ગણીએ તોપણ બે લાખ રૂપૈયા કરતાં વધારે થઈ શકે તેમ નથી. આટલું નુકશાન ખમવું તો વડી સરકારને માટે વ્યાજબી ગણાશે; કેમકે એથી અમે, જે કામ અમારે કરવાનાં છે તે પૂરાં કરી શકીશું એટલુંજ નહિ, પણ મુંબાઈના હિતમાં જે કાંઈ

અમે કરી શકીશું તે આખા હિંદુસ્તાનના હિત ઉપર થોડી કે ઘણી અસર કરે તેમ છે. કારણુ કે મુંબાઈ તે હિંદુસ્તાનની બાદશાહીનો મુખ્ય દરવાજો છે. જો કે વડી સરકાર આગળ આપણે ફાવ્યા નથી તોપણુ આ બાબતમાં મુંબાઈના નામદાર ગવર્નર સાહેબે જે ઉંડુ ધ્યાન આપેલું છે તે ઉપરથી આપણુને એમ માનવાને હરેક કારણુ છે કે મુંબાઈ સરકાર, જે મદદ મળવાનો આપણુને સંપૂર્ણુ હુક છે, તે મદદ ઉદાર રીતે આપશે અને આ આખું કામ તાકીદે ઉઠાવી લેવાને આપણુને ઉત્તેજન આપશે. હું ધારૂં છું કે હાલ આપણે ૨૭ લાખ રૂપૈયા ઉપાડવાના છે તે વિષે હું એવી સૂચના કરૂં છું કે તે ભરી દેવાની મુદત ૩૦ વર્ષની રાખવી તે મ્યુનિસિપાલિટીને વધારે લાભકારક થઈ પડશે. ”

રૈયતનો સરકારની મદદ માટેનો હુક અને તેવી મદદ આપવાની સરકારની ફરજ વિષે ઉપર પ્રમાણે મોરારજીશેઠ યથાર્થ રીતે સમજતા અને કહેતા એટલુંજ નહિ. પણુ મ્યુનિસિપાલિટીના મેમ્બરોની પ્રજાનું હિત સાચવવાની કેવી ફરજ છે, તે પણુ તેઓ ઘણીજ સારી રીતે સમજતા તે નીચેના તેમના શબ્દોથી જણુાઈ આવે તેમ છેઃ—

સન ૧૮૭૯ ના ઑગસ્ટ માસમાં જ્યારે મ્યુનિ-

સિપાલિટીમાં એવી દરખાસ્ત મુકવામાં આવી કે મ્યુનિ-સિપાલિટીને માટે નવી ઑફીસ કરાવવી, ત્યારે મોરારજી શેઠે કહ્યું કે—"જે ઇમારતોને તોડીને નવી ઑફીસ-માટે મકાન કરવાનું કહેવામાં આવે છે તે ઇમારતો ભાડે આપીને ભાડું ઉપજાવવું . . . . હાલ નવી ઑફીસ કરવામાં પૈસા વાપરી નાંખવાની જરૂર નથી. . . . આપણી પાસે રોકડ નાણું એકઠું થયું છે તેના ઉપર કર ભરનારાઓનો કાંઇક હક છે, તે નાણું એકઠું થયું હોય તો તે કર ભરનારાઓને કરના બોજામાંથી કાંઇ વિશ્રાન્તિ મળે એવા કામમાં વાપરવું જોઇયે પણ કાંઈ ઈંટો માટીમાં ખરચી નાંખવું જોઇયે નહિ."

લોકહિત માટે સરકારની મદદ હક કરીને માગનારા અને તેની સાથે લોકહિતના કામોમાં પ્રજાને જેમ બને તેમ ઓછો બોજો ખમવો પડે તેવી કરકસરવાળી વ્યવ-સ્થાની હિમાયત કરનારા મોરારજીશેઠના જેવા વિચારો મ્યુનિસિપાલિટી જેવાં મંડળોના હોવા જોઇએ.

## मिलओनर्स एसोसियेशन अने चेम्बर्स ऑफ कॉमर्सने जोडी देवाना प्रसंगे मोरारजी शेठनुं सावधपणुंः—

સને ૧૮૭૯ ના સપ્ટેંબરના અરસામાં મુંબાઇની

ચેમ્બર્સ ઑફ કૉમર્સ સાથે મિલઓનર્સ એસોસિએશનને જોડી દેવા સંબંધી મસલત તે બંને મંડલના સભાસદો વચ્ચે ચાલતી હતી. બંને મંડલનું આમ સમજવું હતું કે ૩૦ નંબર લગીના સુતરાઉ માલ ઉપરથી આયાતકર કાઢી નાંખવામાં આવ્યો ત્યાર પછી ચેમ્બર્સ ઑફ કૉમર્સના મેમ્બરો અને મિલઓનર્સ એસોસિએશનના મેમ્બરો વચ્ચે પોતપોતાના હિત માટે કાંઇ વિરોધનું કારણ ઉપજે તેમ નહોતું. તેથી તે બે મંડલને જોડીને એક કરી દેઇને તેમની સત્તામાં વધારો થાય એમ કરવું એવા વિચારો ચાલતા હતા. તે સંબંધે પત્ર વ્યવહાર પણ ચાલ્યો હતો. દેશી ગૃહસ્થો તે ચેમ્બર્સ ઑફ કૉમર્સમાં દાખલ પણ થઇ શકે અને વ્યાપારની સામાન્ય બાબતોમાં તે બંને મંડલ એકસાથે રહીને માગણી વગેરે કરી શકે તેની સાથે મિલઓનર્સ એસોસિએશન–પોતાના લાભ જાળવવાની જરૂર પડે ત્યારે એક જુદા મંડલ તરીકે કામ કરી શકે. તે બંને મંડલના કારોબાર એકજ સેક્રેટરી પાસે રહેવાથી ખર્ચમાં કરકસર થઈ શકે. એવી મતલબની ગોઠવણ થતી હોવાથી કેટલાકનો મત એ બંને સંસ્થાઓને જોડી દેવાનો થયો હતો. પણ મોરારજી શેઠ પોતાની સ્વાભાવિક સાવધતા અને અગમચેતીથી સમજતા હતા કે પરિણામે ઘણીવાર એ બંને મંડળોનાં હિત

એક બીજાથી વિરૂદ્ધ આવ્યા વિના રહેવાનાં નથી. તેથી તેમણે તે બંને મંડળોને જોડાઈ જતાં અટકાવ્યાં. ત્યાર પછી અદ્યાપિ લગી ઘણીવાર એ પ્રમાણે એ બંને મંડ-ળોનાં હિત એક બીજાની સામે આવી અડચણ પડેછે અને મોરારજી શેઠની અગમચેતી ખરી પડેછે.

## मेलबोर्नमां थवानुं इन्टरनेशनल एक्झिबीशन (प्रदर्शन):–

મેલબોર્નમાં સઘળી પ્રજાઓ તરફથી મોકલેલી વસ્તુઓનું પ્રદર્શન થવાનું હતું, તેમાં નામદાર ગવર્નર સાહેબની તરફથી કમિટિના મેમ્બર તરીકે મોરારજીશેઠ અકટોબર માસમાં નીમાયા હતા. મોરારજીશેઠની લાગવગ ઘણા દેશી રાજ્યોમાં તેમજ બીજા દેશી સદ્ગૃહસ્થોમાં સારીપેઠે હોવાથી તે પ્રદર્શનમાં વિવિધપ્રકારની વસ્તુઓ મોકલાવવામાં ઘણી સારી મદદ કરી શકયા હતા. તેમજ વ્યાપારી તથા રાજદ્વારી અનુભવને લીધે તે તે વસ્તુઓની પસંદગી કરવામાં પણ તેમની રસજ્ઞતા ઉચ્ચ પ્રકારની જણાઈ હતી. આ પ્રદર્શન સંબંધી કામકાજ તેમણે સન ૧૮૮૦ ના માર્ચ માસ સુધી વખતો વખત કર્યું હતું.

# પ્રકરણ ૧૯ મું.

## मिलओनर्स एसोसिएशनमां फॅक्टरी बिल-संबंधे मोरारजीशेठनुं भाषणः—

હિંદુસ્તાનના મિલના ઉદ્યોગને નહિ ફાવવા દેવાના હેતુથી કેટલાકની હિલચાલથી સરકારમાં ફૅકટરી ઍકટ એટલે કારખાનાંઓને લગતો એક કાયદો ઘડવાની વાત ઉપસ્થિત થઈ હતી. તેની સામે પણ મોરારજીશેઠે હિલચાલ કરવામાં ઘણો આગળ પડતો ભાગ લેઈને પોતાની ફરજ બજાવવામાં ઘણો અનુભવ અને કુશળતા દર્શાવી આપ્યાં હતાં.

તા. ૨૯ મી નવેમ્બર ૧૮૭૯ ને રોજ મિલ ઓનર્સ એસોસિએશનની સામાન્ય વાર્ષિક સભા મળી હતી. તે વખતે ફૅકટરી ઍકટના સંબંધમાં વિચાર કરી રિપોર્ટ કરવાને માટે સદરહુ એસોસિએશને નીમેલી કમિટિનો રિપોર્ટ પસંદ કરવાનું કામ થયા પછી મોરારજીશેઠે નીચે પ્રમાણે તેવિષે ભાષણ કર્યું હતું:—

" ગયું વર્ષ મિલોના ઇતિહાસમાં ઘણુંજ અસાધારણ રીતે દુર્ભાગી નિવડયું છે. આપણે કાંઈ એક મુશ્કેલીની સામે લડવાનું નહોતું, પણ અનેક મુશ્કેલીઓની

સેનાની સામે લડવાનું હતું; તેમાંની કેટલીક મુશ્કેલીઓ વિષે આપણને આગળથી ખબર હતી અને કેટલીક તો કેવળ અચાનક આવેલી હતી. પહેલો તો મિલનો ઉદ્યોગ જ ભયંકર રીતે મંદ પડી ગયો હતો. ગયે વર્ષે આપણો માલ ખપ્યા વિના પડી રહ્યો અને લોકો દુકાળને લીધે કંગાલ થઈ ગયા. તે પછી કેટલીક મિલો ફડચામાં ગઈ અને બજારમાં એક પ્રકારની બ્હીક પેશી ગઈ. સામાન્ય રીતે સાખ ડગી ગઈ. આ વખતે હરકોઈ એમ આશા રાખે કે સરકાર ઉદ્યોગના હકમાં મદદ કરશે અને ઉદ્યોગની ભવિષ્યની આશાઓ કરમાઈ જાય એવું કાંઈ કરશે નહિ. પણ તેથી ઉલટુંજ અહીંના મિલોના ઉદ્યોગના સામે માન્ચેસ્ટરને ઉત્તેજન આપવામાં આવ્યું, અને જે દાણ સંરક્ષક વેરાના વર્ગમાં ગણી શકાય તેવું આયાતમાલ ઉપર લેવામાં આવતું હતું તે પણ કાઢી નાંખવામાં આવ્યું; અને આટલું છતાં પણ જાણે બાકી હોય તેમ આપણે માટે બૉઇલરની તપાસણી સંબંધી કાયદો અને કારખાનાને લગતો કાયદો થવાનો છે. આ બધાથી થોડી કે ઘણી ઉદ્યોગને અડચણ પહોચશે અને માન્ચેસ્ટરવાળાને એક જાતનું ઉત્તેજન મળશે. સદ્‌ગૃહસ્થો, જેમના હાથમાં આપણાં નસીબ સોંપવામાં આવ્યાં છે તેઓના હેતુ

વિષે બોલવાનું કામ મારૂં નથી, પણ લૉર્ડ સૉલ્સબરી જેવા ઈંગ્લાંડના મંત્રિમંડલના જબાબદારી ધરાવનારા મેમ્બરે થોડાક સમય ઉપર પોતાના ગમે તે કારણસર માન્ચેસ્ટરવાળાઓને પોતાના ભાષણમાં કહ્યા હુતા તે શબ્દો ઉપરથી કોનું મન ખિન્ન થયા વિના રહેશે? જાણે માન્ચેસ્ટરના સ્વાર્થની આગળ હિંદના લોકોનું હિત અને પજવણી ભરેલાં કરનાં ધોરણો 'વધારવાં પડશે તે' વાત કાંઇ ગણુતીમાંજ ન હોય તેવી રીતે લૉર્ડ સૉલ્સબરીએ માન્ચેસ્ટરવાળાને એવા ઉત્તેજનના શબ્દો કહ્યા હુતા કે સઘળા આયાત માલ ઉપરનો કર રદ 'થઇ જાય નહિ ત્યાં લગી મંડ્યા રહેજો અને કાંઈ પણ પ્રયત્ન કરવું બાકી રાખશો નહિ. આનો પરિણામ શો થશે તે વિષે આ ક્ષણે બોલવું તે યોગ્ય વખત પહેલાં બોલવું ગણાશે. પણ મને ધાસ્તી રહે છે કે લોકોને શી રીતે કામે લગાડવા એ હિંદુસ્તાનને લગતો મોટો મુદ્દાનો પ્રશ્ન મોટે ભાગે મિલના ઉદ્યોગ ઉપર આધાર રાખે છે એ સત્ય સમજવાનું સત્તાવાળાઓના હાથમાં છે. આ કાંઇ થોડાક મિલના માલિકોના હિતની બાબત નથી, અથવા હજારો ભાગીદારો કે જેમણે પોતાના નાણાં મિલોના ઉદ્યોગમાં રોકયાં છે તેમના ઉપર દયા કરવાની વાત નથી, પણ આ તો નીચલા વર્ગના મજૂરોની ઘણી મોટી સંખ્યાને લગતી

બાબત છે. તેથી આ બાબત સરકારના ઉપર પણ કાબુ ધરાવે તેવી છે. થોડા વખત ઉપર મારે એક યુરોપિયન મિત્રની જોડે મિલો વિષે વાતચિત થઈ હતી, તેણે મને એમ કહ્યું કે–થોડા વખત પહેલાં તેનો વિચાર મિલોમાં નાણાં રોકવાનો હતો, પણ વિલાયતમાં તેને કેટલાક મિત્રોએ તેમ નહિ કરવાને સમજાવ્યો હતો; કેમકે ગમે તેટલો ભોગ આપીને પણ માન્ચેસ્ટરવાળાઓએ હિંદુસ્તાનના મિલોના ઉદ્યોગને દાબી દેવાનો પ્રયત્ન કરવાનો નિશ્ચય કર્યો હતો. લોઢાં, લાકડાં અને માટીચુનામાં આપણાં નાણાં નાંખતાં પહેલાં જો આપણને આવાં કાંઈ ચિહ્ન આગળથી સમજાયાં હોત તો આપણે કાંઈક વધારે સંભાળ રાખીને વર્ત્તત અને માન્ચેસ્ટરવાળાઓની આંખમાં આપણે ખટકવાનો પ્રસંગ આવત નહિ, પણ દુર્ભાગ્યે આ અનુભવ આપણને કાંઈક મોડો થાયછે. આપણા દેશના હાથે શાળો ચલાવનાર વણનારાઓ તો કયારના પોતાની રોજી ખોઈ બેઠા છે, પણ તેમની જગો સાચવવાને મથતી આપણી મિલોને પણ એજ દશાએ પહોંચાડવામાં આવશે તો એવો પરિણામ આવશે કે જેના વિષે વિચાર કરતાં કાંઈ ખુશી ઉપજે તેમ નથી. સરકારને મોટી ભીખારી વસ્તી સાથે કામ લેવું પડશે. પણ એ પ્રમાણે ખરેખર થશે ત્યાંલગી કોઈ સમજવાના

નથી. તોપણ આપણે એકવાર એવી આશા રાખો કે-ભવિષ્યમાં સઘળી આબાદી થશે. હાલ બધી આવી દશા છતાં પણ જે મિલો ફડચામાં ગઈ હતી તેમાંની કેટલીક મિલો સટોરિયા જેવા નહિ પણ નાણાં રોકવામાં કુશળ એવા કેટલાક ગૃહસ્થોએ લીધી છે એ એક ઉત્સાહ પામવા જેવી વાત છે. આ વર્ષના ચોમાસા ઉપરથી પણ સારી આશા રહેછે અને ગયાં બે વર્ષ કરતાં આ વર્ષ એકંદરે પાકની સ્થિતિ પણ સારી છે. અનાજ સોંઘું થશે તેથી લોકો બીજો માલ ખરીદ કરી શકશે. એક બીજી બાબત ઉપર આપણે લક્ષ આપવાની જરૂર છે અને તે બાબત તે ભાગીદારીની નોંધણીના કાયદા (Partnership Registration Act) ની જરૂરીઆત છે. ચાર વર્ષથી મને એ કાયદાની જરૂર માલમ પડી છે અને મુખ્ય મુખ્ય સ્થાનોએ એ બાબતે લક્ષ ખેંચ્યો છે તેથી મને ખુશી ઉપજે છે. અહીંના ચેમ્બર્સ ઑફ કૉમર્સે એ બાબતને હાથમાં લીધી છે. વ્યાપાર સંબંધી પ્રામાણિકતાના હકમાં એવા કાયદાની ઘણી જરૂર છે અને મને આશા છે કે વ્યાપારવૃદ્ધિમાં હિત ધરાવનાર દરેક માણુસ તરફથી એ કાયદાને યોગ્ય ટેકો મળશે. જે વિષે આપણે હિંદુસ્તાનની સરકારને અરજી મોકલવાના છીએ, તે ફૅકટરી ઍકટના વિષયમાં હુ ફક્ત થોડીક સૂચના ક-

રીશ. આઠ વર્ષથી ઓછી ઉમરનાં છોકરાંઓને મિલોમાં કામે લગાડવાની મના કરે છે ત્યાંલગી તો વડી સરકારની ધારા સભામાં રજુ થયેલા તે કાયદાના ખરડાની કલમો એકંદરે મિજાનસર ઘડેલી છે. પણ જે છોકરાંઓની ઉમર ૧૨ થી ૧૬ વર્ષની હોય તેમને આઠ કલાક કરતાં વધારે કામ કરતાં અટકાવવાં એ કાંઈક નિર્દયતા ભરેલું છે. આ દેશમાં એટલી ઉમરનાં માણસો છોકરાં નહિ પણ માબાપ હોય છે. આખા દિવસમાંથી આઠ કલાક લગી કેટલાંક માણસોને કામે લગાડવાં અને બાકીના કલાકને માટે બીજાં નવાં ટોળાંને કામે લગાડવાં તેમાં મુશ્કેલી નડવાની. ઈંગ્લંડમાં મજુરી મોંઘી હોવાથી આ અગવડ સહુન કરવી પડે એ ઠીક છે; અને અહીં તો કામ કરતાં મજૂરો ઘણા છે તથા અહીં તો સોળ વર્ષનાં છોકરાં પાસેથી જોઇયે તેટલી મજૂરી લેઈ શકાય છે, તેથી આ બાબતમાં તો ફૅકટરી ઍકટ ૧૨ થી ૧૬ વર્ષનાં મનુષ્યોના ઉપર આંધળાં પાંગળાં—સગાંઓનો આધાર હોય તોપણ તેમને રોજગારમાંથી બાતલ કરી નાંખશે, પછી તેઓને રસ્તા અથવા ગલીમાં છાણા વીણવાનો કે ઘેર ઘેર ભીખ માગવાનો કે ચોરી કરવાનો ધંધો શોધવો પડશે. તેનો પરિણામ એ થશે કે તેમના ઉપર આધાર રાખનાર વિધવાઓ અને નિર્બળ મનુષ્યોને

ગુજરાન પણ મળી શકશે નહિ. છોકરાંઓના સંરક્ષણ માટે તો મારે કાંઈ વાંધો લેવાનો નથી, હું પોતેજ આઠ વર્ષથી નાનાં છોકરાંઓને કામે લગાડતો નથી, અને આઠથી બાર વર્ષ લગીનાં છોકરાં માટે જે કાંઈ વ્યાજબી કાયદો ઘડવામાં આવે તેની વિરૂદ્ધ મારે થવું જોઈયે નહિ, તોપણ મારો વિચાર તો એજ છે કે એમ થવાથી પણ ૮ થી ૧૨ વર્ષ લગીનાં મનુષ્યોને મિલના ઉદ્યોગના લાભમાંથી બાતલ કરવામાં આવશે અને તેમને બીજા કાંઈ વધારે શ્રમવાળા અને ઉતરતા પ્રકારની નીતિવાળા ધંધા શોધવાની ફરજ પડશે. 'તેથી હું તો એવી ભલામણ કરૂં કે દસ વર્ષથી ઓછી ઉમરનાં છોકરાંને કામે લગાડવાં નહિ અને તે ઉપરાંતની ઉમરનાને કામે લાગવાને છુટાં રાખવાં. જોકે માન્ચેસ્ટર સાથેની આપણી હરીફાઈ સરકારને ગમે તેવી અણગમતી હશે તોપણ હવે આપણે મિલના ઉદ્યોગમાં નાંખેલી આપણી થાપણોને બીજે રસ્તે યોજી શકીશું નહિ એ વાત ધ્યાનમાં રાખવી જોઇયે. મિલના ઉદ્યોગમાં આપણે પાંચ છ કરોડ રૂપૈયા રોકી ચુક્યા છિએ, તેથી શહેરને તથા લોકોને ફાયદો છે. વળી મજૂરો કામે લાગવાથી આખા દેશને ફાયદો છે અને આવા ઉદ્યોગને વારેઘડીએ સરકાર તરફથી અડચણો આવવી જોઇયે નહિ. મિલના

કામ કરનારાઓની સ્થિતિ પહેલાં કરતાં ઘણીજ સુધરી છે એમાં કોઇને પણ શંકા થાય તેમ નથી; મજુરો જ્યારે પહેલાં ખેતીમાં કામે લાગતા ત્યારે તેઓને પોતાનો પ્રાણ ટકાવવા જેટલુંજ ભાગ્યે મળતું. હવે વળી માન્ચેસ્ટરની સૂચનાથી એવો કાયદો કરવાની દરખાસ્ત ઉભી થઈ છે કે જેથી મિલમાં મજુરી કરવાને માટે ખુશીથી ટાંપી રહેલાં હોય એવાં માણસોમાંથી પંદરથી વીશ ટકા જેટલાં માણસોને કામમાંથી બાતલ કરી નાંખવામાં આવે. આમાં એમ બનવાનો સંભવ છે કે હિંદુસ્તાનની ખાસ સ્થિતિ વિષે વિચાર નહિ કરનારૂં એ બિલ (ખરડો) પાસ થઈ જશે, પણ તેથી તે બિલની ખામીઓ વિષે આપણે સ્વતંત્રતાથી આપણા વિચાર દર્શાવતાં અટકવું જોઇતું નથી. એ કાયદાનું એક મોટું ગંભીર સ્વરૂપ તો એ છે કે તે આખા દેશને લાગુ પાડવાનો નથી. એ બિલ આખા હિંદુસ્તાનને માટે કહેવાય છે તોપણ માન્ચેસ્ટરવાળાઓને ખુશી કરવાને માટે મુંબાઈ ઉપરજ તેની ચોટ રાખેલી છે, પણ એ બીલ એવી રીતે બનાવવામાં આવ્યું છે કે સ્થાનિક ધારા બાંધનારાઓને તથા સ્થાનિક સરકારને તે વિષે ચર્ચા કરવા દીધા વગર આખા મુંબાઈ ઇલાકાને લાગુ પાડી શકાય, અને એ પ્રમાણે આખા ઇલાકાને લાગુ પાડવામાં પણ આવશે એમાં કાંઈ

શક નથી. જો હિંદુસ્તાનને એવા કાયદાની જરૂર હોય તો તેને આખા હિંદુસ્તાનને લાગુ પડવા દ્યો અને જો જરૂર ન હોય તો તે કાયદાનો ખરડો પાછો ખેંચી લ્યો.”

આ ભાષણ ઉપરથી મોરારજીશેઠની હરેક કાર્યની બહારની અને અંદરની સ્થિતિ સમજવાની શક્તિ તથાં તેનો વાણીવડે અસરકારક ચિતાર આપવાની તથા દલીલ કરવાની શક્તિ યથાર્થ રીતે જણાઈ આવે છે. વળી સત્ય બાબત અને દેશના હિત અને હક ઉપર ધ્યાન ખેંચતાં તેઓ સરકારપ્રત્યેની ખોટી માનવૃત્તિથી જરીક પણ સંકોચાતા નહિ. તેઓ એકલી સરકારપ્રત્યે નજર ન રાખતાં દેશના હક અને પોતાની દલીલમાં રહેલા સત્ય ઉપર વધારે નજર રાખતા. તેમનામાં રાજભક્તિવાળું સ્પષ્ટવક્તાપણુંજ નિડરતાને રૂપે પ્રકાશતું હતું.

સન ૧૮૮૦ ના જાન્યુઆરી માસની ૧૫ મી તારીખે સન ૧૮૭૯ ના નંબર ૧૭ વાળા ‘ફેકટરી બિલ’ વિષે વિચાર કરવા નીમેલી કમિટીનો અભિપ્રાય તથા વૃત્તાન્ત સાંભળવાને મિલ ઓનર્સ એસોસીએશનની ખાસ જનરલ સભા મળી હતી; તેમાં મિ૦ (તે પછીથી સર) દિનશાહ માણેકજી પીટીટ પ્રમુખસ્થાને બેઠા હતા. તે વખતે ‘ફૅકટરી ઍકટ’ એટલે કારખાનાઓને લગતા કાયદાના

ખરડાસામે વાંધો લેતાં મિ૦ ગ્રીવ્સે જે કહ્યું હતું તેને ટેકો આપતાં મોરારજીશેઠે નીચે પ્રમાણે ભાષણ કર્યું હતું:—

"પ્રમુખ સાહેબ અને સદ્દગૃહસ્થો, કારખાનાને લગતા કાયદાની જરૂરીઆતની વિરૂદ્ધ આપણી અરજીમાં જે કાંઈ કહેવામાં આવ્યું છે તથા મિ૦ ગ્રીવ્સે તેના વિષે જે ટીકાઓ કરી છે તે વિષે લાંબુ બોલીને હું તમારો વખત ગુમાવવાની જરૂર સમજતો નથી, તોપણ હાલ આપણે જે વિષયની ચર્ચા કરીએ છીએ તે એવો છે કે, તેના વિષે સરકારના ધ્યાન ઉપર પુષ્કળ હકીકત આણી શકાય તેમ છે. એમ કહેવામાં આવે છે કે, કારખાનાને લગતો કાયદો કરાવવા માટે જે હિલચાલ કરવામાં આવી છે તે લોકપ્રત્યેની દયાની લાગણીથી કરવામાં આવી છે, પણ એ હિલચાલને માટે અનુકૂળ લાગણી ધરાવનાર તથા સરકારનું તે તરફ ધ્યાન ખેંચનાર કેટલાક ઇંગ્રેજોને માટે યોગ્ય માનની સાથે મારે કહેવું જોઇયે કે જો તેઓએ હિંદુસ્તાનની અંદર મિલની મજૂરીની સ્થિતિ ધીરજથી તપાસી જોઈ હોત તો તે વિષેના તેમના હાલના વિચારો બદલવાનું તેમને યોગ્ય લાગત. લૉર્ડ નૉર્થબ્રુક, સર લુઇ મૅલેટ મિ૦ કેર્ડ વગેરે સદ્દગૃહસ્થો કે જેમણે મુંબાઈની મિલો જોઈ છે અને મજુરોની સ્થિતિ વિષે તપાસ કર્યો છે. તેઓ કારખાનામાં કામ કરવાના વખત ઉપર અંકુશ

મુકનાર કાયદાને ટેકો આપશે એ વિષે મને મોટો શક રહે છે. જ્યારે કારખાનાંઓ સંબંધી તપાસ કરી રિપોર્ટ કરવાને માટે મિ૦ આર્બથનૉટ, ડૉક્ટર બ્લેની, સર મંગલદાસ નથુભાઈ, રા૦ સા૦ વિશ્વનાથ નારાયણ મંડલિક, મિ૦ હૅમિલટન મૅકસવેલ, મિ૦ દિનશાહજી પીટીટ, તથા મને પોતાને કમિશનમાં નિમ્યા હતા, અને મજુરોને પૂછવામાં આવ્યું હતું ત્યારે કોઈ પણ મજુરોએ કાયદાનું રક્ષણ માગ્યું નહોતું. અલબત ઘરખુણે કેટલાક એમ કહે છે કે તે કમિશનમાં બધા મિલોમાં હિત ધરાવનાર માણસો હતા તે મારા જાણવામાં છે; પણ જેઓ એ પ્રમાણે કહે છે તેઓ એ વાત તો ભુલી જાય છે કે મિલના ઉદ્યોગમાં હિત ધરાવનાર તો ફક્ત ત્રણજ મેમ્બર હતા; તેમાં પણ જે વખતે મિલના મજૂરોને પૂછપાછ કરવામાં આવી ત્યારે હું તથા મિ૦ દિનશાહજી તો મુંબાઈમાં પણ નહોતા. વળી તે સમયે સર મંગલદાસનું તો મિલોમાં કાંઈ પણ હિત નહોતું, અને રાવસાહેબ મંડલિક જે પહેલાં ફૅકટરી સમ્બંધી કાયદો થવાના લાભમાં હતા તેમને તપાસ કરતાં તરત સમજાયું કે બહારના બીજા મજૂરો કરતાં મિલના મજૂરો વધારે છૂટ, અવકાશ અને આરામ ભોગવે છે. મેં એવું પણ સાંભળ્યું છે કે આપણે આ જે ફૅકટરી સમ્બંધી કાયદો થાય

તે સામે વાંધો લેઈએ છીએ તે આપણા મિલના ઉદ્યોગને અડચણ આવે તેટલા માટે લેઈએ છીએ, પણ ઉમરના બાધને લીધે કેટલાક મજૂરોને મજૂરી નહિ મળે તેટલા માટે લેતા નથી. પણ આ વિચારના જેવું બીજું કાંઈ પણ વધારે ભૂલભરેલું નથી. આથી મિલના ઉદ્યોગનેજ અડચણ થશે કે નહિ એટલોજ માત્ર આ પ્રશ્નમાં વિચાર કરવાનો નથી. વિચાર તો એ કરવાનો છે કે એક ઉછરતા ઉદ્યોગ ઉપર નકામો દાબ મૂકવામાં આવશે તો ગેરકાયદેપણું અને નિર્ધનતા વધશે નહિ કે? આપણે મજૂરો પ્રત્યે દયાની લાગણીથી ઉભરાઈ જઈએ છીએ પણ એક બીજો પ્રશ્ન કે જે પ્રતિદિન ઘણો ભયંકર રૂપ ધારણ કરતો જાય છે, તે પ્રશ્ન વિષે આપણે જાણી જોઇને કાંઈ પણ બોલતા નથી. તે પ્રશ્ન એ છે કે મજૂર વર્ગને—ભીખ માગવાની સ્થિતિમાં આવી પડતા શી રીતે અટકાવવો? જો સરકાર સુલેહ શાન્તિ ભોગવવાને ઇચ્છતી હોય તો જે ઉદ્યોગ મજૂરલોકોને કામે લગાડી તોફાનસેતાન કરતાં અટકાવે છે તે ઉદ્યોગમાં નકામી ખલલ કરવામાં ન આવે તેવી સંભાળ રાખવાને સરકાર બંધાયલી છે. ત્યાર પછી વળી એ કાયદાનો સંતોષકારક રીતે અમલ કરવામાં મોટી મુશ્કેલી આવશે એમાં મને કાંઈપણ શક નથી. મુખ્યત્વે કરીને મિલમાં કામ કરનાર છોકરાંઓની ઉમરનો નિ-

શ્રય કરવામાંજ એ મુશ્કેલી આવવાની એમ હું જે કહું છું તેનો એક ગમત ભરેલો દાખલો છે–થોડાંક અઠવાડિયાં ઉપર જ્યારે ઑનરબલ મિ૦ મોવાટે અમારી મિલની મુલાકાત લીધી હતી ત્યારે તેમણે એક મધ્યમ વયના છોકરાને તેની ઉમર પૂછી–તે છોકરાએ જવાબ દીધો કે તે તો તેનો બાપ જાણે–તે છોકરાનો બાપ પણ તેજ ખાતામાં કામ કરતો હતો, તેને બોલાવીને પેલા છોકરાની ઉમર પૂછવામાં આવી. પણ તે છોકરાંના બાપે એવો જવાબ આપ્યો કે તે છોકરાની ઉમરની મને બરોબર તો ખબર નથી પણ તે આશરે ૧૦–૧૫ વર્ષનો હુશે. મારૂં બોલવું બંધ–કરતાં પહેલાં ચેમ્બર્સ ઑફ કૉમર્સમાં મિ૦ હેકટરે જે ટીકા કરી હતી કે–મિલમાં કામ કરનારાઓ તેમને આખા દિવસમાં ફક્ત જે અડધો કલાક છુટ મળે છે તે અડધાજ કલાકમાં તેઓનું ખાણું પણ ખાય છે, તે ખોટી વાત છે એ બતાવી આપવાની હું તક લેવા માગું છું. મિ૦ હેકટરની ટીકા ખરી નથી. જ્યારે નામદાર સર રીચર્ડ ટેમ્પલ વગેરે અમારી મિલ જોવાને આવ્યા હતા ત્યારે સવારમાં જ્યારે મિલ ચાલતી હતી તે વખતે મજૂરો પોતાનું ખાણું ખાતા હતા. તે તરફ તેમનું ધ્યાન ખેંચાયું હતું. અને હું એમ માનું છું કે મુંબાઈની બીજી બધી મિલોમાં પણ થોડું કે ઘણું એજ પ્રમાણે ચાલે

છે. મજૂરોનાં સગાં તેમને માટે સવારમાં રોટલા લેઇ જાય છે એ હરકોઇએ જોયું હશે. આ ટીકાની સાથે હું મિ૦ ગ્રીન્સની દરખાસ્તને ટેકો આપું છું.” આ સભામાં આખરે એવો ઠરાવ લગભગ સર્વાનુમતે કરવામાં અવ્યો કે–કમિટીએ કરેલો રિપોર્ટ પસાર થયો અને તે રિપોર્ટ સરકારમાં મોકલાવી ફૅકટરી ઍકટની સામે વાંધો લેવામાં આવ્યો.

મોરારજીશેઠે વળી જ્યારે નામદાર સરકાર તરફથી ફૅકટરી બિલ સમ્બંધી તેમનો અભિપ્રાય પૂછવામાં આવ્યો ત્યારે પણ સરકારના ઍકટીંગ અંડરસેક્રેટરી મિ૦ સી. જી. ડબલ્યુ મૅકફરસન સી. આઇ. ઈ. ને પોતાના વિચારો લખી મોકલ્યા અને તેની સાથે મિ૦ રેનોલ્ડસ જેવા હિંદની મિલો સમ્બંધી માહિતી ધરાવનાર ઇંગ્રેજ સદ્દગૃહસ્થનો પોતા ઉપર આવેલો તેજ વિષય સમ્બંધી અભિપ્રાયનો પત્ર પણ મોકલી આપ્યો કે જેથી મિલ-ઓનર્સ એસોસીએશને કરેલી પૂર્વોક્ત વાંધાની અરજીને વિશેષ વજન મળી શકે.

## ખોતી સેટલમેન્ટ બિલઃ–

ખોત જમીનદારોના હકના નિર્ણય સંબંધી કાયદાનો ખરડો તૈયાર થયેલો હતો, તેના વિષે અભિપ્રાય આપ-

વાને નીમાયેલી સિલેક્ટ કમીટીમાં પણ મોરારજીશેઠ હતા. તે વિષે સન ૧૮૭૯ ના અક્ટોબર માસની શરૂઆતમાં જે અભિપ્રાય સિલેક્ટ કમિટીએ આપ્યો તેમાં મોરારજીશેઠે પોતાનો મત એવો જણાવ્યો હતો કે:—"હું સામાન્ય રીતે આ ખરડાને પસંદ કરૂં છું, પણ તેમાંની કેટલીક કલમો વિષે મારે વાંધા છે."

ત્યાર પછી તા૦ ૭ જાન્યુઆરી સન ૧૮૮૦ ને રોજ જ્યારે એ ખરડા વિષે ધારાસભામાં ચર્ચા ચાલી ત્યારે મોરારજીશેઠે નિચે પ્રમાણે ભાષણમાં પોતાના વિચારો જણાવ્યા હતા:—

"नामदार गर्वनर साहेब,

ધારાસભાની આગળ હાલ જે બિલ રજુ છે તે ખરડો સરકાર અને ખોત લોકોની ધીરજની આ પંદર વર્ષ લગી જે તકરારે સખત કસોટી કરી છે તે તકરારનું સમાધાન કરવાનો સરકાર તરફથી કરવામાં આવેલો પ્રયત્ન છે; અને ઑનરેબલ ઍશબર્નર સાહેબે ઈસારો કર્યો છે તે પ્રમાણે આ તકરારને ગયાં કદાચ સાઠ વર્ષથી ચાલતી આવેલી તકરાર કહીએ તોપણ ચાલે. હવે એ તો એક સારી પેઠે જાણીતી વાત છે કે જે જીલ્લામાં વસુલાતી ખાતેદારી કરતાં જુદાજ પ્રકારની જમીનદારી

ચાલતી હતી તેવા જીલ્લામાં સન ૧૮૬૬ નો "સર્વે ઍક્ટ" ( માપણીનો કાયદો ) લાગુ પાડવાથી જે અનર્થ થયા હતા તેનો ઉપાય આ કાયદો શોધે છે, અને એક તરફ સરકાર અને બીજી તરફ ખોતલોકો અને તેમના ગણોતદારની વચ્ચે સમાધાન કરવાને શક્તિમાન થયા વિષે હું આપ નામદાર સરકારને અભિનંદન આપું છું. આ ખરડા વિષે મારા અભિપ્રાય જણાવતાં પહેલાં, આ બિલની પ્રથમ રજુઆત વખતે ઑનરેબલ મિ૦ ઍશબર્નરના ભાષણથી જે ભૂલ ભરેલા વિચારો ઉત્પન્ન થયા હતા તે દૂર કરવાને માટે આપ નામદારની રજા માગું છું.

દુર્ભાગ્યે કેટલાંક અનિવાર્ય કારણોને લીધે હું તે મિટિંગ વખતે હાજર થઈ શક્યો નહોતો. તે વખતે ઑનરેબલ મિ૦ ઍશબર્નર એમ બોલ્યા હતા કે જાણે ખોતલોકો તો ઘોલ્લીઆની પેઠે પચાવી પડનારા છે અને તેઓને પોતાના હકને માટે તકરાર કરવાનું તેમને કાંઈ પણ કામ નથી. ખોતી પ્રશ્નને લગતો ઇતિહાસજ આ કથનને કાંઈ ટેકો આપી શકતો નથી. કેમકે સરકારે ખોત લોકોના હક સંબંધી ઘણી ઉંડી તપાસો કરી છે અને તેમના હકો ખરા માલમ પડ્યા છે એટલુંજ નહિ પણ પહેલાંના રાજ્યકર્તાઓએ જે ખોત લોકોને સનદો આપી છે અને વળી ખુદ મુંબાઈ સરકાર દ્વારા ઈસ્ટ

ઇન્ડિયા કંપનીએ પણ ખોત લોકોને તેવી સનદો આપી છે, એ ઉપરથી સંપૂર્ણ રીતે સાબીત થાય છે કે ખોત લોકો નાહક જમીન પચાવી પાડનાર ઘોલ્લીઆ નથી.

ઑનરેબલ મિ૦ ઍશબર્નરે વળી એમ પણ દરખાસ્ત કરતાં કહ્યું હતું કે તેઓ સામાન્ય રીતે બ્રાહ્મણ હતા અને તેઓ પેશ્વાના દરબારના માનીતા હોવાથી કોકણમાં ખેતી કરવાને ઘુસ્યા. પણ ખરી હકીકત તો એવી છે કે ખોત લોકો તો પેશ્વાઈ સમયના પહેલા પણ હતા. કેટલાક ખોતને તો વિજાપુરના રાજા તરફથી સનદો મળેલી હતી, અને તેઓમાંના સઘળા કદી પણ બ્રાહ્મણ નહોતા, કેમકે અદ્યાપિ લગી પણ ખોત લોકોની સંખ્યામાં ગુજર, પરભુ, મુસલમાન, કોળી, ભંડારી અને મને ખબર મલી છે કે એક બે મહાર પણ છે. વળી જો ખોત લોકો કેવળ પેશ્વાના માનીતાજ હોત તો કોકણમાં ખોતી જાગિરો ઉપર પેશ્વાના વખતમાં એટલા ભારે કર કેમ નાંખવામાં આવત? આ કર એટલો ભારે છે કે હાલની સરકારને પણ તે ઘણીવાર વસુલ કરવો કઠણ પડે છે. વળી ખોતી જાગિરો એક ધણીના હાથમાંથી બીજાના હાથમાં ઘણીજ થોડીવાર ગયેલી માલુમ પડે છે તેનું શું કારણ?

જો ખોત લોકોને પેશ્વાએ પોતાના માનીત્તા તુરીકે

જો મહેરબાનીના ફાંકામાંજ જાગિરો આપી હોત તો ખરોખર એ જાગિરો તેમના કુટુંબના હાથમાં લાંબો સમય કદી પણ રહેત નહી, પણ પેશ્વાઓએ મરજીમાં આવે ત્યારે આપીને મરજીમાં આવે ત્યારે લેઈ લીધી હોત. હું ધારૂં છું કે આ સવાલ પરથી પૂરતી રીતે સાબીત થાય છે કે ખોત લોકોએ પોતાના હુક વ્યાજબી રીતે મેળવ્યા હુતા. હવે આ બિલ વિષે મારો અભિપ્રાય એવો છે કે ખોત લોકો ખોતી ગામોના માલીક તરીકે ગણાવાને હુકદાર છે, પણ તેમાં તેમના ગણોતદાર અથવા ખેડ હુક ધરાવનારની હકોને જાળવવાના છે. આ બિલનો હેતુ તે ખોત લોકોની એક માલિકી જાળવવાનો છે. ઉપરના દૃષ્ટિબિંદુથી આ બાબતનો વિચાર કરતાં હું કહેવાને બંધાયલો છું કે સરકાર અને ખોત લોકોની તકરારમાં તો ખોત લોકોને તેઓની માલિકી સંપૂર્ણ રીતે ભોગવવાને હુકદાર કરવા જોઇએ, પણ સરકારનો એટલો હુક છે કે ખોતી જાગિરના રિવાજ પ્રમાણે અને સરકારની વ્યાજબી જરૂરીઆત પ્રમાણે ખોતી જાગિરપર કર નાંખી શકે. મારે દિલગિરી સાથે કહેવું પડે છે કે જો આ બિલ પાસ થઇને કાયદાનું રૂપ ધારણ કરશે તો તેથી ખોત લોકોને તેમની માલિકીના કેટલાક અત્યંત મહત્વના હકો પડાવી લેવા જેવી અસર થશે. જે

પ્રથમ મુદ્દાપર હું ધ્યાન ખેંચવા માગું છું તે મુદ્દો ચોથી કલમમાં આવેલો છે. તે ચોથી કલમ ખોતી જાગિરને એટલા જોખમવાળી અને અનિશ્ચિતપણાવાળી બનાવે છે કે આ ખરડો પાસ થશે તો તે ખોત લોકો અને સરકાર વચ્ચે જે તકરાર આટલો લાંબો વખત ચાલી અને જેથી ન્યાયની અદાલતમાં આટલો બધો કજીઓ ચાલ્યો તેનો છેવટનો અંત આણી શકશે એમ કહેવું કઠણ પડશે. સદહુ ચોથી કલમ ખોતી જાગિર ઉપર જે પ્રતિબંધોની બેડી નાંખે છે તે એટલા બધા છે કે ખોત લોકોના લાભમાં તેમના માલિકના કોઈ પણ હકો કબુલ રાખવાની સરકારની કાંઇ પણ મરજી છે કે નહિ તે સમજવું મુશ્કેલ છે. તેમજ પંદરમી કલમ ખોતને, હિસાબ રાખવાની અને જ્યારે માગવામાં આવે ત્યારે તે હિસાબ રજુ કરવાની ફરજ પાડે છે તેનું હું કાંઇ પણ વ્યાજબીપણું સમજી શકતો નથી. સોળમી અને સત્તરમી કલમો વિષે કાંઈ વાંધો નથી, તે કલમોમાં સઘળી વ્યાજબી સાવધતાની બાબતો તો આવી જાય છે તેટલા માટે વિનય સાથે મારૂં એવું કહેવું છે કે અત્યાર લગી ચાલતા આવેલા વહીવટ અને ખોતની માલીકીના હકોની સાથે પંદરમી કલમનો વ્યાજબી રીતે મેળ આવતો નથી, પણ તેથી તો ખોત લોકોને ઉતરતા દરજ્જાના વસુલાતી

અમલદારો તરફથી પજવણી અને અડચણ થવાનો રસ્તો ખુલ્લો રહેશે. ત્યારપછી આ બીલની ઓગણચાલીશમી કલમ એમ દર્શાવે છે કે રેવેન્યુ કોડ ( વસુલાતીકાયદા ) ની ઘણી ખરી કલમો જે સરકારી જમીનને લાગુ પડે છે તે કલમો ખોતી જાગિરોને પણ લાગુ પાડવાની છે, તેનો પરિણામ એ આવશે કે ખોત લોકોને સરકારના બીજા સાધારણ ખાતેદારોની સ્થિતિએ ઉતારી મેલવામાં આવશે. આ બિલની એક બીજી લક્ષમાં લેવા જેવી બાબત એ છે કે તેમાં એક વ્યવસ્થાપક ખોતની નેમણુક કરવા માટે કલમ દાખલ કરેલી છે. તે વ્યવસ્થાપક ખોત ગામ કરતાં જુદીજ તરેહનો છે; તેને માથે સરકારી વેરો ભરવા સિવાય બીજી કશી પણ જવાબદારી નથી; તથા તેને ફક્ત સરકારી અમલદાર તરીકેજ ગણવાનો નથી પરંતુ તેને તેના વતનના માલીક તરીકે પણ ગણવાનો છે.

જો ખોત ભાગીદારો આવો વ્યવસ્થાપક ખોત પોતામાંથી નીમવામાં એકમત નહિ થઈ શકે તો હાલ ગામ ઉપર જપ્તી મુકવામાં આવશે. વ્યવસ્થાપક ખોતની પાસેથી સાર્ટિફિકેટની વાત કોરાણે રહેવા દેઇ એટલુંજ કરવામાં આવે, કે જે ખોતને સરકાર પોતાની જમીન માટે જવાબદાર સમજતી હોય તે ખોતનું નામ દર્શાવી ખોતી

ગામને મામલતદાર તાકીદ આપે તોપણ બસ છે. વળી આ પ્રમાણે વ્યવસ્થાપક ખોત નીમવાનું ધોરણ આજ લગી નહિ હોવાથી કાંઇ અગવડ પડી હોય એમ પણ શાબીત થયું નથી; અને આવો નવો વહીવટ દાખલ કર્યાનો પરિણામ એજ થશે કે ખોતી કુટુંબોના જુદા જુદા માણસોની વચ્ચેના સંપમાં ખલેલ પહોંચશે અને અદાલતી કજીયા ઉત્પન્ન થશે. જંગલોના સંબંધમાં એમ થવું જોઈએ કે ખોતને પોતાના ગામની હદમાં ઉગેલાં જંગલનો માલીક ગણવો જોઈએ, નહિ તો સરકાર લોકની દૃષ્ટિએ વિશ્વાસઘાતને માટે દોષવાન તરીકે ગણાશે. એ યાદ રાખવું જોઇએ કે સન ૧૮૨૪ ની સાલમાં સરકારે મહેરબાની કરી ઢંઢેરાનું જાહેરનામું કાઢયું હતું કે કોંકણમાં જે ખાનગી માલિકીવાળાં જંગલો હશે તે ઉપરના સરકારના જે કાંઇ હકો હશે તે સઘળા સરકાર છોડી દે છે, અને હું ધારૂં છું કે તે ઢંઢેરામાં આપેલા વચનનો કોઇ પણ રીતે ભંગ કરવો તે વ્યાજબી થશે નહિ; અને તા૦ ૫ ઑગસ્ટ સને ૧૮૬૯ ના પોતાના પત્રમાં તે વખતના સેક્રેટરી ઑફ સ્ટેટ ડયુક ઑફ આર્ગાઇલે એમ દર્શાવ્યું છે કે તે ઢંઢેરામાં આપેલા વચનને વળગી રહેવું જોઇએ. હવે હું નમ્રતાપૂર્વક પુછું છું કે સરકારે પોતે આપેલું અને પાછળથી સેક્રેટરી ઑફ સ્ટેટે જે પાળવાની

ખાતરી આપેલી તેવા વચનનો ભંગ કરવો તે શું અયોગ્ય નહિ ગણાય? જો જંગલો ઉછેરવાને માટે ખેડાણુવગરની જમીનની ખરેખરી જરૂર હોય તો મારા ધારવા પ્રમાણે સૌથી સારો રસ્તો એ છે કે જમીનના માલીકને તે જમીનમાં જંગલ ઉછેરવા ફરમાવવું, અથવા જમીન મેળવવાના કાયદા ( લૅન્ડ એકિવિઝીશન ઍકટ ) પ્રમાણે જમીનના માલીકને વ્યાંજબી વળતર આપીને જમીન લેવી. જ્યારે આવા રસ્તા ખુલ્લા છે ત્યારે આ ખરડામાં ખોત પાસેથી ખેડાણુવગરની જમીન પડાવી લઇને તેને જંગલ તરીકે ઉછેરવાને છુટ આપનારી કલમ દાખલ સરકારે કરવી તે ગેરવ્યાજબી છે. હું ખોત લોકો પ્રત્યે પક્ષપાત કરીને કાંઈ આ બાબત ઉપર ધારાસભાનું ધ્યાન ખેંચતો નથી, કેમકે હું પોતે કાંઈ ખોત જાગિરદાર નથી, પણ હાલના સમયમાં લોકોને પ્રાપ્ત થયેલા હકો પ્રત્યે જે ઘટિત માનભરેલી વર્તણુકવાળી રાજનીતિનો ઇંગ્રેજ સરકારે અંગીકાર કરેલો છે તેને ઇંગ્રેજ સરકાર વળગી રહે છે એમ જોવાની ખરેખરી ઇન્તેજારીથીજ આ બાબતમાં હું ધારાસભાનું ધ્યાન ખેંચું છું. બેશક એક વેરો ભરનાર તરીકે તો વેરાનો બોજો સીધેસીધો વધાર્યા વિના બીજાં ઉપજનાં સીધેસીધાં દ્વાર સરકારને મળી આવે તે જોઇને તો મારે અત્યંત ખુશીજ થવું

જોઇએ, પણ આ ધારાસભા પ્રજાને ન્યાય થયેલો અને સરકારની સાખ સચવાયલી જોવાને બંધાયલી છે. આપ નામદારના અને ધારાસભાના ધ્યાન ઉપર એક બીજી મુદ્દાની બાબત આણવાની છે. આ ખરડામાં એવી કલમો છે કે જેથી ખોતને અડચણ પડે તેમ છે. પ્રથમ, તો પોતાના ખેડહુકવાળા ખાતેદારની પાસેથી ગણોત વસુલ કરવાના હુકને બંધનમાં નાંખવામાં આવ્યો છે, અને ખોત લોકોએ સરકારને આપવાની જમા અથવા મહેસુલ વધારવાના સરકારના હુકો ઉપર કાંઈ પણ બંધન મુકવામાં આવ્યું નથી. આ બાબત ખોત 'લોકોને એક અનિશ્ચિત સ્થિતિમાં મુકે છે, અને તેથી ખોતે સરકારને આપવાની જમા અથવા મહેસુલની રકમ વધારવાના સરકારના હુકને કેટલીક હદમાંજ રખાવનારી કેટલીક કલમો આ બિલમાં ઉમેરવી તે એક લોકો પ્રત્યે ફક્ત ન્યાયજ કર્યો ગણાશે. જે સામાન્ય સિદ્ધાન્તને સરકાર હમેશાં અનુસરતી આવી છે તે સિદ્ધાન્ત આ બિલમાં ખુલ્લી રીતે શા માટે નહિ દર્શાવવો જોઇએ તેનું હુ કાંઈ કારણ સમજતો નથી; કેમકે તે સિદ્ધાન્ત સ્પષ્ટ રીતે દર્શાવવાથી ખોત લોકોની જવાબદારીની અનિશ્ચિતતા બને તેટલી ઓછી થશે, અને વસુલાતી અધિકારીઓને જે મુનસફી આપવામાં આવી છે અને જેનો દુરૂપયોગ થવાનો

સંભવ ગણાય તેનો અમલ કાંઈ વ્યાજબી મર્યાદામાં મુકાશે. સરકારનો જમા વધારવાનો હુક કાંઈ હદ-વિનાનો નથી. સન ૧૮૬૫ ના મુંબાઈના ઍકટની ૨૫ મી કલમ આ વાત માન્ય કરે છે. એ કલમથી સરકારની જમીન ઉપર જમા નાંખવાની સત્તા ઉપર સમાન્ય અને સ્થાનિક નિયમોનો અંકુશ મુકવામાં આવ્યો હતો. ઇન્ડિયન લૉ રિપોર્ટ્સના મુંબાઈ ઈલાકાવાળા ૮ મા પુસ્તકના ૩૫૮ મા પૃષ્ઠે છાપેલા પરસોત્તમ કેશવદાસ વિ૦ કલ્યાણના કેસમાં મુંબાઇની હાઈ કોર્ટે આ સિદ્ધાન્ત-ને માન્ય રાખેલો છે.

ઑનરેબલ મી૦ મોવાટે મોરારજીશેઠની સૂચનાઓ કેટલીક અંશે ધ્યાન લઈ વર્તવા યોગ્ય છે એ મતલબનું કહ્યું હતું. તે પછી કેટલીક ચર્ચા ચાલ્યા પછી ખોત બિલનું બીજી વારનું વંચાણ ચાલ્યું અને તે વિષે વિગતવાર વિચાર કરવામાં આવ્યો, ત્યારે મોરારજીશેઠે પોતાના ભાષણ પ્રમાણે સુધારાની દરખાસ્તો મુકી તેની સામે નામદાર પ્રમુખને અનુસરી બીજા સભાસદોના મત પડવાથી તે દરખાસ્તો રદ ગઈ.

પોતાનું કહેવું મંજુર થાય કે ના થાય તો પણ ખરૂં લાગે તે કહેવું એવી પોતાની દૃઢ નીતિ પ્રમાણે આ ખોતી બિલની બાબતમાં પણ મોરારજીશેઠે કાંઈપણ સંકોચ

પામ્યાવિના પોતાના વિચારો ધારા સભામાં જણાવ્યા છે. તે ઉપરાંત પ્રજાની લાગણીવિષે માન તથા રૈયતના જાગિરદારો આગળ હુકો અને જાગિરદારોના સરકાર આગળ હુકો, તથા સરકારની જાગિરદારો ઉપરની સત્તાની અને જાગિરદારોની રૈયત ઉપરની સત્તાની મર્યાદાના આવશ્યક વિચારો, તથા પ્રજામાં માંહોમાંહે કુસંપ થાય તેવી રાજનીતિ યોજતાં સરકારને ' તેનાં કૃત્યોમાટે "જવાબદાર ગણવાનો પ્રજાને લાગ મલે તેમજ પ્રજા પોતાની સારી કે નઠારી હાલતમાટે વિચાર કરી સરકારની રાજનીતિના સારાખોટાપણામાટે સામાજીક 'હીલચાલ કરી બુમ મારી શકે એવી સીધી રાજનીતિની તરફેણના વિચારો આ ખોતી બિલ વિષેના ભાષણમાં ખુલ્લા માલમ પડી આવે છે.

## आयर्लेन्डमां पडेला दुकाल संबन्धे मोरारजी-शेठे बजावेली सेवा.

આ વર્ષમાં આયર્લેન્ડમાં દુકાળ ચાલતો હતો તેથી ત્યાંના લોકોને મદદ કરવાને નામદાર મુંબાઈના ગવર્નર સાહેબના પ્રમુખપણા નીચે એક જાહેર સભા તા૦ ૩૧ મી જાનેવારી સન ૧૮૮૦ ને રોજ મળી હતી તેમાં મૂકાયલી દરખાસ્તને ટેકો આપતાં મોરારજીશેઠે નીચે પ્રમાણે ભાષણ કર્યું હતું:—

"નામદાર ગવર્નર સાહેબ અને સદ્દગૃહસ્થો, ઑનરબલ મિ૦ ઍશબર્નરની દરખાસ્તને ટેકો આપવા ઉઠતાં હું જણાવવા માગું છું કે જે હેતુથી આપણે અહીં એકઠા થયા છીએ તે હેતુને માટે આ દેશનો પ્રજા સમુદાય• સારી લાગણી ધરાવે છે. દયાની ખાતર તેમજ હિંદુસ્તાનમાં પડેલા ગયા દુકાળની વખતે ઉદાર ઇંગ્રેજ પ્રજાએ જે મદદ કરી હુતી, અને જે મદદ વિના આ દેશમાં લાખો માણસો મરી ગયાં હોત તેનો આભાર વાળવાની ખાતર આ પ્રસંગે આપણાથી બને તેટલી મદદ આઈરીશ લોકોને કરવાની આપણી ફરજ છે; એ વાત આપૂણે જાણીએ છીએ કે શ્રીકૈસરેહિંદનું રાજ્ય એટલું બધું વિશાળ છે કે તેમાં સૂર્ય કદી આથમતોજ નથી, તેથી તેવા મોટા રાજ્યના એકાદ ભાગમાં તો અવારનવાર દુકાળ હોવાનો સંભવ આપણે સમજી લેવો જોઇએ; અને બીજા બધા કરતાં આવે પ્રસંગેજ શ્રીકૈસરેહિંદના રાજ્યના બીજા સઘળા ભાગોએ મળીને એક બીજાને મજબૂતી આપવી જોઇએ અને જે ભાગ તંગી અને ભૂખમરાથી પીડાતો હોય તેને તેવા દુઃખમાંથી મુક્ત કરવો જોઇએ, તથા આપણે એક રાજાની રૈયત છીએ અને આપણે એક સરખા હિતથી જોડાયલા છીએ એ વાત આપણે વ્યવહાર સિંદ્ધ રીતે સમજવી જોઇએ. જ્યારે અઢાર વર્ષ ઉ-

પર લૅંકેશાયરમાં દુકાળ પડ્યો હતો, અને જ્યારે હિંદુસ્તાનમાં બે વર્ષલગી દુકાળ પડયો હતો ત્યારે આ બાબત સ્પષ્ટ રીતે દેખાઈ આવી હતી. દુર્ભાગ્યે આયર્લૅન્ડ તરફથી હાલ જે મદદને માટે માગણી થઇ છે, તે એવા સમયમાં થઈ છે કે જે સમયમાં એવાજ દુકાળમાંથી હિંદુસ્તાન હુમણાંજ ઉંચું આવ્યું છે; પણ સખાવતનું માપ તે દાનની રકમ ઉપરથી કરવાનું નથી; પણ જે પ્રસન્નતા અને ત્વરાથી દાન આપવામાં આવ્યું હોય છે તેનાથીજ દાનનું માપ થાય છે. આયર્લૅન્ડની સ્થિતિ જેથી વાસ્તવિક રીતે સુધરી શકે એવી મદદ હિંદુસ્તાન આપી શકશે કે નહિ, પણ આયર્લૅન્ડ પ્રત્યે જે લાગણી મહારાણીશ્રીના મોટા રાજ્યના સઘળા ભાગ તરફથી બતાવવામાં આવવાનીજ છે તેમાં પોતાથી બનતો ભાગ લેવામાં હિંદુસ્તાન તૈયારજ છે.”

ડાકટર બ્લેનીએ આ કાર્યને માટે નીમાયલી કમિટીમાં સેક્રેટરી તરીકે મોરારજીશેઠને નીમવાની સૂચના કરી, પણ મોરારજીશેઠે જણાવ્યું કે સેક્રેટરી થયા વિના પણ કમીટિના મેમ્બર તરીકે કામમાં મારાથી બનતી મદદ કરીશ. પણ નામદાર ગવર્નર સાહેબના ખાસ આગ્રહથી અને મળેલા સદ્દગૃહસ્થોની ઇચ્છાથી મોરારજીશેઠનું નામ સેક્રેટરી તરીકે વધારવામાં આવ્યું હતું.

## વિલાયતના રાજનીતિના પક્ષો વિષે મોરારજી શેઠનો મતઃ—

મોરારજીશેઠ આ દેશમાં આપણા લોકોના હિત સંબંધી હિલચાલોમાં ભાગ લેતા એટલુંજ નહિ, પણ તેઓ વિલાયતમાં થતી એવી હિલચાલોની તરફેણમાં પણ રહેતા. લિબરલ પક્ષવાળાથી આપણા દેશનું હિત થશે એવો આપણા પ્રજાપક્ષના રાજદ્વારીઓનો જે મત છે તેવોજ મત તેમનો પણ તે વખતે હતો. તેથી લિબરલ પક્ષના પ્રોફેસર ફૉસેટને પાર્લામેન્ટમાં મેમ્બર તરીકે દાખલ કરાવવાના પ્રયત્નમાં મોરારજીશેઠે મદદ કરી હતી તથા બીજા મિત્રોપાસે પણ મદદ કરાવી હતી.

## વ્યાપારની બાબતોમાં પણ મોરારજીશેઠની સ્વદેશાભિમાનની તીવ્ર લાગણીઃ—

પરદેશી વ્યાપારીઓ આપણા સામા પડીને આપણાજ દેશમાં ફાવી જાય છે અને આપણા લોકોને નિર્ધન બનાવી દેછે—એ વિષે મોરારજીશેઠની લાગણીઓ ઘણી તીવ્ર હતી. આપણા લોકોમાં કેટલાક સટોરિયા વ્યાપાર બગાડે છે, તેથી વેગળેથી સારા જણાતા પરદેશીઓ ઉપર આપણા લોકો વિશ્વાસ કરેછે. તેમાં પણ આખરે તો આપણા લોકોનેજ હાનિ થાય છે. આવી

એક બિના વિષે પોતાના એક મિત્ર ઉપરના પત્રમાં લાગણી સાથે મોરારજીશેઠ લખે છે કેઃ—" આપે સાંભળ્યું હશે કે જે વિલાયતવાળાઓએ આવી મુંબાઈમાં સૂતરનું કારખાનું રૂપૈયા ચૌદ લાખ ખરચીને બાંધ્યું હતું, અને તેમાં પણ આપણા ગરીબ દેશીઓએ શેરો ભર્યા હતા, તેનું સત્યાનાશ કાઢી નાંખ્યું છે."

હિંદ હિંદવાનોનેજ માટે હોવું જોઇયે એવો રાજનીતિનો સિદ્ધાન્ત મોરારજીશેઠનો હતો. તેથી પરદેશીઓ અહીં ધંધો વ્યાપાર કરી એકઠી કરેલી દોલત પોતાને વતન લેઈ જાય એ આ દેશને લાભકારક નહિ જ થાય એમ શેઠ સબળ રીતે માનતા હતા. તેથી પૂર્વોક્ત કારખાના જેવી વિદેશીઓએ સ્થાપેલી વ્યાપારી સંસ્થા પોતાને કબજે લેઈ લેવાનો પ્રસંગ આવતાં ઘણી આતુરતાથી શેઠ તેવા કામમાં પડતા.

## सन १८८० मां मोरारजीशेठना विचारोनी स्थितिः—

આ સમયના પત્રવ્યવહાર ઉપરથી જણાય છે કે મોરારજીશેઠનો વિચાર વિશેષ ઉપાધિમાંથી દૂર ખસીને લોકોપયોગી સારાં કામમાં પોતે શ્રમવડે ઉપાર્જિત કરેલું

ધન વાપરવાનો હતો. વળી તેમની પાસે રહેનારાં મનુષ્યોની આગળ રૂબરૂમાં તેમજ પોતાના વિલાયતવાસી મિત્રોની સાથેના પત્રવ્યવહારમાં પ્રકટ કરેલા વિચાર ઉપરથી તેમનો એવો પણ સંકલ્પ જણાય છે કે–હિંદુધર્મને બાધ ન આવે તેવી રીતે આચારવિચાર પાળીને વિલાયત જવું; તથા ત્યાં જઇ ગોરક્ષામાટે કાયદો કરાવવા હિલચાલ કરવી અને ત્યાં બીજા હિંદુઓને આચારવિચાર જાળવીને જવાની અને રહેવાની સવડ મળે તેવી કોઈ વ્યવસ્થા ઉભી કરીને તે પણ પાર પાડવી. પણ–" મારી ધનતૃષ્ણા પૂરી થવા આવી છે, ઘણું કરીને આવતે વર્ષે હદ પૂરી થાય એમ લાગે છે."—એ વાક્યં પોતાના મનથી નિર્માણ કરેલી મર્યાદા જેટલું દ્રવ્ય ઉપાર્જન થઈ રહેવા આવ્યું છે એ અર્થનું છતાં–લોકોપયોગી, તેજસ્વી અને ઉત્સાહી જીવનની હદ પૂરી થઈ આપણા દેશના એક પ્રવૃત્તિવીર શુભચિન્તકની ધારણાઓ અમલમાં આવતાં પહેલાં દૈવે કેવી રીતે કાપી નાખી તે આપણને આગળના પ્રકરણમાં જણાશે.

## अफगानिस्ताननी लडाइमां मरायला सिपाई-ओनां कुटुंबना भरणपोषण अर्थे फंडः–

પોતાના એક મિત્ર ઉપરના પત્રમાં મોરારજીશેઠ લાગણીથી લખેછે કે–'કાબુલની લડાઈમાં લખલૂટ ખર્ચ

થાયછે, અને તે આપણા ગરીબ દેશના માથે નાંખવામાં આવશે.' એક રાજદ્વારી તરીકે મોરારજીશેઠ કાબુલની લડાઇના આશય અને ઉપયોગીપણા વિષે વિરૂદ્ધ વિચાર ધરાવતા હતા. તોપણ જ્યારે નામદાર ગવર્નર સાહેબે તે લડાઈમાં ઘવાયલા તથા મરાયલા સિપાઇઓના કુટુંબને માટે ભરણપોષણ અર્થે ફંડ કરવાને સભા બોલાવી તેમાં મોરારજીશેઠે દયા અને કર્તવ્યના પોતાના વિચાર નીચે પ્રમાણે ભાષણમાં જાણાવ્યા હતા. "નામદાર ગવર્નર સાહેબે કરેલા આમંત્રણના જવાબમાં કાબુલની લડાઈની યોગ્યતા અથવા તો રાજનીતિ પ્રમાણે આવશ્યકતા વિષે કાંઈપણ બોલ્યા વગર અત્રે મારે ફક્ત થોડા શબ્દો બોલવાની જરૂર છે. આ લડાઈમાં ઘવાયલા અને મરાયલાને સહાયતા આપવાને માટે આ ફંડ કરવામાં આવેલું છે. તેમાં નાણાં ભરવામાં આપણે દેશીઓ આપણા ધર્મની આજ્ઞાપ્રમાણે એક દાનની ફરજ અદા કરીએ છીએ, એમાં કાંઈ શક નથી. પણ આપણે ખાતરી રાખવી જોઈએ કે આ ફંડમાં નાણાં ભરવાની જે ઉદારતા પ્રજા દર્શાવશે તેથી મહારાણીશ્રીની નોકરીમાં જે સિપાઇઓ પરમુલકમાં મરણ પામ્યા છે તેમનાં કુટુંબને મદદ થવા ઉપરાંત એક વધારે બહોળી અસર થશે. એ એમ દર્શાવી આપશે કે જેઓ મહારાણીશ્રીની નોકરીમાં સિપાઈ તરીકે દાખલ થશે, અને જેઓ

બહાદુરીથી પોતાની ફરજ બજાવતાં ગમે ત્યાં મરણ પામશે, તેઓના દેશી બંધુઓ તેમણે કરેલા પ્રાણબલિદાનને માટે તેઓને પ્રેમપૂર્વક સંભારશે અને તેઓનાં કુટુંબને વિપત્તિમાંથી છોડવશે.”

## નામદાર વાઇસરોય લૉર્ડ રિપનનું મોરારજીમિલ જોવા પધારવું:—

તા૦ ૨ જી જુન સન ૧૮૮૦ ને રોજ નામદાર વાઇસરોય સાહેબ લૉર્ડ રિપન સાંજના પાંચ વાગતાના સુમારે મોરારજીમિલ જોવાને પરેલ પધાર્યા હતા. તેઓ નામદારની સાથે મુંબાઈના નામદાર ગવર્નર સાહેબ સર જેમ્સ ફરગ્યુસન, વાઈસરોયના એડીકેમ્પ કેપ્ટન બ્રેટ, ગવર્નરના એડીકેમ્પ કેપ્ટન બૅડકિલીફ, સર એન્ડ્રુ ક્લાર્ક મેજર વ્હાઈટ અને કર્નલ સ્ટ્રેસી હતા. વાઈસરોય સાહેબ અને તેમની સાથેની મંડળી મિલ આગળ આવી પહોંચી ત્યાં તે મિલના એજંટતરીકે મોરારજીશેઠે તેમનો સત્કાર કર્યો. મિલના માણસોએ ખુશીના પોકારથી તેમને વધાવી લીધા. તેઓ સાહેબે તે મિલના સઘળાં જુદાં જુદાં ખાતાંઓમાં કામ ચાલતું જોયું; તથા તે મિલના અંગે કામે લાગેલા માણસોને શિક્ષણ આપવાની નિશાળ અને તે મિલમાં તૈયાર થયેલો માલ પણ

જોયો. ત્યારબાદ નામદાર વાઈસરૉય સાહેબ તેમની સાથે પાછા મુકામે પધાર્યા.

## માન્ચેસ્ટરમિલ; તથા ખેતી:—

મોરારજીશેઠનો વિચાર દેશના મજુર વર્ગને કામે લગાડવાને માટે મિલો વગેરે ઉદ્યોગ વધારવાની તરફેણમાં હતો, તે આપણે તેમના દુષ્કાળ વિષેના રિપોર્ટમાં જોઈ ગયા છીએ. તેથી તેમણે માન્ચેસ્ટર મિલ નામની બીજી મિલ પણ ખરીદી લઈ તેનો નિષ્ફળ થયેલો કારોબાર પોતાના હાથમાં લેવાનો પ્રયત્ન કર્યો હતો. પણ તે મિલ કેટલાંક કારણુસર તેમના હાથમાં આવી નહિ. મોરારજી શેઠનો અભિપ્રાય એવો હતો કે એકલી ખેતીથીજ આપણા દેશનો ઉદય થઈ શકશે નહિ અને બીજા ઉદ્યોગો પણ ખીલવવાજ જોઇયે; તોપણ ખેતી એ આપણા દેશનો મુખ્ય આધાર છે એ વાત તેમના લક્ષ બહાર ન હતી, અને ખેતીને પણ વધારે ઉન્નતિ ઉપર આણુવાને તે યત્નમાં લાગેલા હતા; તેમણે સોલાપુરમાં ખેતીને માટે જમીન પણ રાખી હતી, અને તે સંબંધી કામ પણ ચાલુ કર્યું હતું. પરંતુ તેમણે આરંભેલા આ પ્રયોગને છેવટલગી લેઈ જવા જેટલું મોરારજીશેઠ જીવી શકયા નહિ, તેથી ખેતીને તેમના યશસ્વી હાથે મિલના ઉદ્યોગની પેઠે દેશહિતકર ઉન્નતિ મળવાનો પ્રસંગ આવ્યો નહિ.

# પ્રકરણ ૨૦ મું.

## मोरारजीशेठ बीजी वार धारासभाना सभासद नीमाय छेः-

અદ્યાપિ લાગી મોરારજીશેઠે ધારાસભામાં તેના પ્રમુખ નામદાર ગવર્નર સાહેબ તેમજ બીજા સભાસદોના અભિપ્રાયથી જુદા પડીને પ્રજાના હિતની તરફેણમાં જે લાગણી હિમત અને દૃઢતાથી વ્યાજબી રીતે દર્શાવી હતી, તે ઉપરથી તેઓ ધારાસભામાં સભાસદ તરીકે ફરીને નીમાશે કે નહિ એ વાત સંશય પડતી હતી-અને તે અનિશ્ચિતતા મોરારજીશેઠે મી૦ સૈયદ એદ્રુસે લખેલાપત્રના ઉત્તરમાં જણાવી પણ હતી. પરંતુ ખરી હિમત અને અડગપણાવાળી સ્વતંત્રતાને માટે મોરારજીશેઠની યોગ્યતાને વખાણવાનો તેમજ અરૂચિકર પણ હિતકર વચનો સાંભળવાની તે સમયની નામદાર સરકારની ગુણજ્ઞતાભરેલી રાજનીતિને વખાણવાનો પ્રસંગ પ્રજાને આવ્યા વિના રહ્યો નહિ. મોરારજીશેઠ તેમની કાઉન્સીલર તરીકેની નીમણુકની મુદત પૂરી થતાં ફરીને પણ સન ૧૮૮૦ ના ઑગસ્ટ માસમાં ધારાસભાના સભાસદ તરીકે બીજીવાર નીમાયા. ખાસ દેશી પ્રજાની લાગણીઓ અને માગણીઓ નામદાર સરકાર આગળ દર્શાવનાર વીર

તરીકે મોરારજીશેઠની દઢતાનાં તેમજ નામદાર ગવર્નર સાહેબની ગુણજ્ઞતાનાં જાહેરપત્રોએ એ પ્રસંગે એકે અવાજે વખાણ કર્યાં હતાં.

## મોરારજીશેઠનું પુને જવું:–

સન ૧૮૮૦ ના મે માસથી મોરારજીશેઠ ચિંચપોકળી રહેતા હતા, પણ વખતે વખતે કામ પ્રસંગે મુંબાઈ આવતા હતા. પરંતુ પુને ધારાસભાની અંદર 'ગેમપ્રિઝર્વેશન બિલ' એટલે શિકારનાં પ્રાણીઓના રક્ષણ માટેના કાયદાના ખરડાનું પ્રથમવારનું વંચાણ થવાનું હોવાથી મોરારજીશેઠ તા૦ ૨૯ મી ઑગસ્ટ સન ૧૮૮૦ ને રોજ મુંબાઈથી પુને જવાને ઉપડ્યા. પુનામાં તેમણે પ્રેમજી કાકાની ધર્મશાળામાં મુકામ રાખ્યો હતો.

## ગેમપ્રિઝર્વેશન બિલવિષે મોરારજીશેઠનું ધારાસભામાં ભાષણ:–

તા૦ ૩૧ મી ઑગસ્ટ સન ૧૮૮૦ ને રોજ ધારાસભામાં 'ગેમ પ્રિઝર્વેશન બિલ' નું પહેલી વારનું વંચાણ થયું. ત્યારબાદ મોરારજીશેઠે નીચે પ્રમાણે ભાષણ કર્યું:–

"નામદાર ગવર્નર સાહેબ.

આ બિલને હું અંતઃકરણપૂર્વક ટેકો આપુત, પણ પ્રસ્તુત બાબત એક કાયદાનો વિષય બનાવવાને યોગ્ય

બાબત છે કે કેમ તેનીજ મને તો શંકા રહે છે, તેથી ચોકસ મુશ્કેલીઓ નડતી હોવાથી મને અનુમતિ દર્શાવવાનો કાંઇ રસ્તો જડતો નથી. હું સમજવામાં ભૂલતો ન હોઉં તો સઉથી પહેલું તો એ છે કે—જ્યારે જરૂર હોય અને તે જરૂર સ્પષ્ટ જણાતી હોય, તથા જો કાયદો કરવામાં ન આવે તો કોઇ ભારે અનર્થ થવાનો સંભવ હોય ત્યારેજ કાયદો ઘડવામાં આવે છે. મારે કહેવું જોઈએ કે આ બાબતમાં કાયદાની જરૂર છે એમ સાબીત થયું નથી. દરેક કાયદો અવશ્ય એવો હોવો જોઇયે. કે પ્રજાની સ્વતંત્રતાને ઘણો પ્રતિબંધ કરે નહિ, અને તેટલા માટે કોઇ ભારે અને ચોકસ કારણ સિવાય લોકોની સ્વતંત્રતામાં સરકારની સત્તાની દખલ કેટલી વધે છે તેવિષે આપણે કાળજી રાખવી જોઇયે, અને તે કાયદો કરવાથી વ્યાજબી રીતે અંદાજ કરતાં દખલના પ્રમાણમાં લોકોનું હિત વધારે થાય તેમ હોવું જોઇયે આપ નામદારની સરકાર હાલ જ્યારે શિકારનાં પ્રાણિનાં રક્ષણ કરતાં ઘણીજ વધારે અગત્યની રાજકીય બાબતોમાં પૂરેપૂરી રોકાયલી છે, જ્યારે આ ઈલાકાની અરધો અરધ વસતી આ મોસમના પાક સંબંધી ચિન્તામાં ડૂબી ગયેલી છે— એવા સમયમાં મારા નમ્ર વિચાર પ્રમાણે લોકોના હક અને સ્વતંત્રતામાં થોડી પણ નિષ્કારણ દખલ કર-

નારો કાયદો કરવા બેસવું એ ઘણુંજ ઓછું યોગ્ય છે, એમ કહેવાની મને આપ નામદાર રજા આપશો એવી હુ આશા રાખું છું. કેમકે જો આ ખરડો પસાર થશે તો તે લોકોના હક અને સ્વતંત્રતામાં ખલેલ પહોચાડશે એમ હુમણા બતાવી આપવાની હું ઉમેદ રાખું છું. મારા જાણુવા પ્રમાણે કોઈ રાજદરબારને લગતા ખાનગી બાગ સિવાય બીજે હરકોઇ ઠેકાણે શિકાર કરવા સંબંધી કાયદો ઘડવાનો હક આ દેશમાં કોઈ પણ રાજસત્તાએ કદી હાથમાં લીધો નથી. શિકારનાં પ્રાણી હિંદુસ્તાનમાં કાંઈ નહિ તો વ્યાવહારિક રીતે રાજ્યની મિલકત તરીકે અથવા બીજી કોઈ એવી મિલકત તરીકે ગણાતાં નથી કે જેથી સરકાર તેવાં પ્રાણિઓના રક્ષણ અથવા ઉપયોગને લગતા કાયદા કરી શકે. જ્યાં કાયદાઓ વિદેશી તત્વવાળા અને વિદેશીઓએજ કરેલા છે એવા આ હિંદુસ્તાનમાં કાયદાઓ કાંઇક જોઈયે તે કરતાં પણ વધારે સંખ્યાબંધ છે, તેથી એ વાત એક વધારે જરૂરની છે કે અસંખ્ય યુગથી ભોગવાતા આવેલા લોકોના હક ઉપર પ્રતિબંધ મૂકવાના ઇરાદાવાળો કોઈ પણ કાયદો દાખલ કરવાની મંજૂરી આપતાં પહેલાં તેવો કાયદો કરવાની જરૂરીઆતવિષે ઘણીજ સાવધતાપૂર્વક વિચાર કરવો જોઇએ. હું પોતે તો કોઇ પણ પ્રાણીને કદીએ મારવું નહિ એવો પ્રતિબંધ

થયેલો જોઈ સુખી થાઉં તેમ છે, તોપણ આ વાત આપ નામદારના અને ધારા સભાના લક્ષ ઉપર આણવાની મને મારી ફરજ લાગે છે કે-ગરીબ લોકોમાં કેટલીક એવી જાતિયો છે કે જેઓ મુખ્યત્વે કરીને શિકાર કરીને અને માછલાં પકડીને પોતાનું ગુજરાન ચલાવે છે. જેવા કે દક્ષિણના પારધી, કોળી.......વગેરે. વળી આ ઈલાકાનાં ઘણા ભાગમાં ઘણું લાંબા સમયથી એવો રિવાજ ચાલ્યો આવે છે અને તે એવો તો લોકમાં માનીતો થઈ પડેલો છે કે દરેક વર્ષે કેટલાક તહેવારોને પ્રસંગે-જેવા કે દશારા, હોળી અને બેસતા વર્ષના તહેવારોમાં-કસબાના અથવા ગામના લોકો એકઠા થઇને ગામ બહાર નિકળે છે અને શિકાર કરવાને જાયછે. એ લોકોએ અદ્યાપિ લગી મરજીમાં આવે ત્યાં અને મરજીમાં આવે ત્યારે શિકાર કરવાનો જે હુક કાંઈ પણ શંકા કે સવાલ ઉઠ્યા વિના ભોગવ્યો છે, તે હુકમાં આ કાયદો પાસ થવાથી ખલેલ પહોચશે. કેમકે, મને ખાતરી છે કે જો આપ એક હજાર માણસોને પૂછશો તો તેમાંનો એક પણ માણસ એમ નહિ કહે કે-આ દેશમાંનાં શિકારનાં પ્રાણીઓના જીવન અને મરણવિષે કાયદો કરવાનો સરકારને હુક છે. તેથી જ્યારે લોકોને પોતાના પાડોશમાં સ્વતંત્ર રીતે જનાવરોનો શિકાર કરવાનો હુક હમેશ હતો, અને સરકાર એ સં-

બંધી કાયદો ઘડે એ વિચારજ નવો છે, ત્યારે લોકોના તે હુકમાં દાખલ કરવાની હાલ કાંઈ જરૂર નહિ હોવાથી તે સંબંધી કાયદો કરવાનો હુક ધારણ કરવાની કે દર્શાવવાની સલાહ હું આપ નામદારને આપી શકતો નથી. આપ નામદારની રજાથી હું એમ પૂછવા માગું છું કે આ કાયદો કોના લાભ માટે કરવાનો છે? આ કાયદો કાં તો તે (૧) શિકારનાં પ્રાણીના લાભ માટેજ, (૨) કે ગમતની ખાતર શિકાર કરનારાઓના લાભ માટે, (૩) કે જેઓએ અદ્યાપિ લગી કાંઈ પણ પ્રતિબંધ વિના શિકાર કરી પોતાનું ગુજરાન ચલાવવાનો હુક ભોગવ્યો છે તેઓના લાભ માટે હોઈ શકે. જો ખરેખર શિકારના પ્રાણીઓના રક્ષણ માટેજ અથવા તેમનો શિકાર થતો સર્વ પ્રકારે અટકાવવાનેજ માટે આ કાયદો કરવો ધારેલો હોય તો એક વનસ્પતિભક્ષક તરીકે મને પ્રાણીમાત્રનાં જીવન માટે (બીજાઓ જેને લગભગ વહેમ ગણે એવી) લાગણી હોવાથી હું મારા હર્ષમાં કોઈનું તે વિરૂદ્ધ કહેવું સાંભળવાનો નથી, અને એમજ હોય તો નિરઅપરાધી ગાયોને કતલમાંથી બચાવવાનો હુક વધારે ચઢીઆતો છે, એમ આગ્રહપૂર્વક કહીશ. આવા ગોવધના અટકાવને લોકો તરફથી સરકાર પ્રત્યે ઊંડી આભારી વૃત્તિથી આવકાર મલશે એટલુંજ નહિ પણ તેથી

દેશની ખેતીને તેમજ આ દેશના સમગ્ર લોકસમુદાયને પણ લાભ થશે. કેમકે હાલ લોકો પોતાની શરીરસંપ-ત્તિમાં બગડી ગયા છે તે કેટલેક અંશે તેઓ ગાયના દુધનો ખોરાક નહિ મેળવી શકવાથી બન્યું છે—હિંદુ ધર્મ-શાસ્ત્રો આવા વિચારોથીજ ગોવધનો નિષેધ કરે છે એમ મારૂં માનવું છે. આગળ એક વાર ગાયનું દુધ બે પૈસે શેર વેચાતું અને હવે તેની પાંચ ગણી કિમત આપવી પડે છે, તેથી ગરીબ લોકો તે ખરીદી શકતા નથી અને તેથી તેમના ખોરાકનો અત્યંત કિમતી પદાર્થ તેઓ ખોઈ બેઠા છે. તેથી તેઓને દુધ તો એક જરૂરીઆતનો પદાર્થ નહિ પણ મોજશોખના પદાર્થ જેવો મોઘો થઈ પડચો છે. આ દેશમાં વારંવાર દુકાળ પડે છે તેથી ઢોરની સંખ્યા ઘટતી જાય છે; તેથી જે બીજાં પશુપક્ષી ગાયો જેવાં ઉપયોગી નથી તેમનું રક્ષણ કરતાં પહેલાં જેથી દુકાળનું દુઃખ વધી ન પડે એવા ઉપાયો તરફ સરકારનું ધ્યાન રોકાવું જોઈએ. પણ આ કાયદો જે રક્ષણ પ્રાણીઓને આપવા ધારે છે તે એવું તુચ્છ છે કે જો પ્રાણીઓ પો-તાની લાગણીઓ બોલીને બતાવી શકે તેમ હોત તો તેવા રક્ષણમાં તે પ્રાણીઓ કાંઈ વધારે માલ સમજે તેવું નથી. કેમકે આ બિલની ધારણા ફક્ત એટલીજ છે કે પ્રાણી-ઓને અમુક મોસમમાંજ સંરક્ષણ આપવું કે જેથી તેઓ

વધારે સંખ્યાબંધ ઉછરે તથા હૃષ્ટપુષ્ટ થાય; તે પણ એટલાજ માટે કે છેવટે જ્યારે તે પ્રાણીઓનો શિકાર કરવામાં આવે ત્યારે તે શિકાર કરનારાઓનેજ ઘણામાં ઘણો ફાયદો મળે. બીજું ધારવું-અર્થાત્ આ કાયદો શિકારની મજા શોધનારાઓનેજ ફાયદો કરવાને માટે છે-એ હુ ધારૂં છું કે ઘણા ખરા ભાગે ખરૂં છે; પણ એવા કાયદામાં પક્ષપાતીપણાનો દોષ નડશે' એમ કહી શકાય. કેમકે લોકોના હુકને ખલેલ પહોંચાડ્યા વિના શિકારીઓને આપ શી રીતે ફાયદો આપી શકશો ? અને એવા લાભને પાત્ર થવાને આ શિકારીઓએ શું કર્યું'છે કે તેમના ઉપર એવી મહેરબાની કરવા આવો શિકારને લાગતો કાયદો કરવો ધાર્યો છે. આ કાયદો પસાર કરવાથી એવું જણાશે કે શિકારીઓ અને હથિયાર રાખવાની છુટ અને પરવાના ધરાવનાર લોકોને જાણે પારકાં ખેતરો અને જમીનોના માલિકોની રજા વિના તેવાં ખેતરો અને જમીનોમાં શિકાર કરવા પેસવાનો હુક આપવામાં આવ્યો હોય. કારણ કે આ ખરડામાં હું એક પણ એવી કલમ નથી દેખતો કે જે શિકારની છુટની મોસમમાં શિકાર માટે ખાનગી જમીનોમાં પ્રવેશતાં પહેલાં તે જમીનોના માલિકની રજા લેવાની શિકારીઓને ફરજ પાડતી હોય. ત્રીજું એવું ધારવું છે કે આવા કાયદાથી લોકોને પોતાને

લાભ થાય, પણ હુ તે વિષે એમ કહેવા માગું છું કે હજુ સુધી આવા કાયદાની જરૂર છતાં તે કેમ થયો નથી એવી ફરીઆદ મેં કોઈ ઠેકાણે સાંભળી નથી. હુ જેટલું જાણું છું તે ઉપરથી તો કહી શકું છું કે દેશકાળ વગેરે પ્રમાણે આ દેશમાં જેટલાં શિકારનાં પ્રાણી હોવાં જોઇએ તે કરતાં ઓછાં છે એમ લોકોને કદી પણ લાગ્યું નથી, કેમકે પડતર જમીનના મોટા ભાગોનું ખેડાણ થવાથી અને જેઓ શિકાર કરવામાં આનંદ માને છે એવાં માણુસો દેશમાં વખતો વખત જાય છે અને ત્યાં જઇને વસે પણ છે તે કારણથી પ્રાણીઓની સંખ્યા જરૂર ઓછી થવીજ જોઇએ. વળી શિકાર કરનાર દેશી લોકો શિકારી તરીકે પહેલાં કરતાં હાલ એવા નિર્દય થઈ ગયા નથી કે તેઓ પ્રાણીઓને વિયાવાની મોસમમાં પણ તેમનો શિકાર કરે. જો કોઇપણ શિકારના પ્રાણીનો અયોગ્ય સમયે નાશ થાય છે તો એ તો નિશ્ચય છે કે દેશી લોકો પોતે તો તેમ કરતા નથી. જો એ વાત ખરી હોય તો એવું વિદેશી શિકારીઓના સંબંધમાંજ કહી શકાય તેમ છે; અને એમ હોય તો એવો કાયદો કરવાની સલાહ આપી શકાય તેમ છે; હથિયાર રાખવાની છૂટ ધરાવનાર માણસોએ શિકારી તરીકે એમ જાણવું જોઇએ—અને તેઓ પ્રત્યેના શિકારી તરીકેના માનની ખાતર મને એમ માનવા દ્યો

કે તેઓ એમ જાણે પણ છે કે શિકારનાં પ્રાણીઓને વિયાવાની મોસમમાં શિકાર ન કરવો જોઇએ; છતાં જેઓ શિકાર કરે છે, તેઓને શિકારનો પ્રતિબંધ કરવામાં આવે એવો કાયદો કરવાની સલાહ આપવી યોગ્ય છે એમ હું ધારૂં છું. પણ આ કાયદો તો એવો છે કે જે હથિઆર રાખવાની છુટ ધરાવનાર શિકારીઓના દોષથી કાયદો કરવાની જરૂર જણાય છે તેમને બદલે આ દેશનાજ લોકોને અયોગ્ય રીતે ખલેલ અને પ્રતિબંધ થશે. જે જમીન માટે એક પાઈ પણ ભરવી પડતી નથી એવી પોતાનીજ જમીનમાં એક સસલું પણ મારવાના વાંક માટે આ કાયદા પ્રમાણે હરકોઈ માણસને કેદની કે દંડની શિક્ષા કરવામાં આવે તેમ છે. તે ઉપરથી આ કાયદાની કલમો કેવી ભારે અનર્થ કરે એવી છે તેનો સહજ ખ્યાલ આવશે. અને આવો કાયદો આપણે શા માટે પસાર કરવાનો ? તો કે એટલાજ માટે કે બીજે સમયે બીજા શિકારીઓને શિકાર કરવા સારૂ એકાદું સસલું વધારે બચાવી શકાય. વળી એક બીજો મુદ્દો છે કે જે ઉપર હું આપ નામદારનું ખાસ ધ્યાન ખેંચવા ઇચ્છું છું—અને તે આ છેઃ—આ દેશના લોકોને હથિયાર વગરના બનાવવાની સરકારની રાજનીતિ વિષે ટીકા કરવા બેસવાનું આ સ્થલ નથી એ હું જાણું છું. વળી કાયદાઓ બાંધીને

આ દેશના લોકને હાલ કેવળ હથિયાર વગરના બનાવવામાં આવ્યા છે અને ઘણા ખરા લોકોના હાથમાં હથિયાર આવી શકેજ નહિ એમ કરવામાં આવ્યું છે. આ શિકાર સંબંધી કાયદો પણ એ હથિયાર લઈ લેવાના કાયદાને પગલે પગલેજ ચાલવા માગે છે. હવે યુરોપિયનોને એક મોટી માનની વાત છે કે તેઓ રમત અને શિકારના શોખમાં બહાદુર ગણાય છે, અને યોગ્ય મોસમ વિના થોડાકજ દેશીઓ આમ તેમ કેટલાંક પ્રાણીઓનો શિકાર કરે છે. આમ હોવાથી જો લોકો આ કાયદાના હેતુ અવળા સમજે અને નિરૂપાય અને અજ્ઞાન દશામાં એમ માને કે અમે તો હથિયાર વિનાના છીએ. તેથી હથિયાર રાખવાનો હક ધરાવનાર યુરોપિયનો આખા દેશના જનાવરો ઉપર પોતાની આગવી માલિકી મેળવી શકે તે માટેજ યુરોપિયન રૈયતના લાભ માટેજ આ કાયદો કરવા ધારેલો છે, એમ માને તો તે લોકોનો આપણે શું દોષ કાઢી શકીશું? એ અત્યંત જરૂરનું છે કે કોઈ પણ દેશમાં કાયદો કરતાં તે દેશના લોકોની સ્થિતિનો વિચાર કર્યા વિના કોઇ પણ પગલું ભરવું નહિ, અને કાયદો કરનારી સત્તાએ તે કાયદો જે લોકોને લાગુ પાડવાનો હોય તે લોકોની કેળવણી અને સમજણ કરતાં વધારે આગળ જઇને કાયદો કરવો નહિ. હવે મારા કેટલાક માન-

વંતા સાથી સભાસદો એમ કહેશે કે આ ઈલાકાના સાધારણ લોકોને તો આપણે કેવો કાયદો પસાર કરીએ છીએ તે બાબતની કાંઈગમ પણ નથી; અને મેં જે અડચણો બતાવી તે મેં મારી મેળેજ કલ્પી કાઢી છે. જો એમ હોય તો હું ઘણા માનસાથે આપ નામદારના ધ્યાન ઉપર આણવા માગું છું કેઃ—આ દેશના લોકો આપણે જ્યારે કોઈ બાબતની ચર્ચા કરતા હોઈએ તે વખતે પોતાના વાંધા જાહેર કરતા નથી. પણ જ્યારે પોતાનાજ ખેતરમાં કે પોતાનાજ વાડામાં એકાદ સસલું મારવાના ગુન્હા માટે કોઇ ખેડુતને શિક્ષા થાય છે ત્યારેજ પહેલવહેલો તે જાણે છે કે ઘણા સમયથી ચાલતો આવેલો તેનો હક ભોગવવામાં મના કરનારો કાયદો સરકારે કર્યો છે, અને તેના પાડોશીઓ અચંબો પામે છે કે આ પ્રમાણે સરકારે શામાટે તેમને અડચણ કરી હશે; આ પ્રમાણે મોટો અસંતોષ અને બડબડાટ ઉત્પન્ન થયા પછી અને જ્યારે તે કાયદાની યોગ્યતાનો વિચાર કરવો ઘણો મોડો અથવા અયુક્તિક થઈ પડે છે ત્યારેજ લોકોનો વાંધો ઉભો થાય છે. આવાં આવાં કારણોને લીધે આ ખરડો દાખલ કરવાની રજા આપવાની સલાહ હું ધારાસભાને આપી શકતો નથી તેથી દિલગીર છું અને તેથી આ ખરડાના પ્રથમ વંચાણની તરફેણમાં હું મારો મત આપી શકતો નથી.”

મોરારજીશેઠના એ ભાષણુને રા૦ બા૦ ગોપાળરાવ હરિ દેશમુખે ટેકો આપ્યો હુતો. લાંબી ચર્ચા થયા પછી તે બિલનું પ્રથમ વારનું વંચાણુ થયું. તે સિલેકટ કમિટિમાં મૂકવામાં આવ્યું ત્યારે મોરારજીશેઠે એવો વિચાર જાહેર કર્યો કે આ બિલના સંબંધમાં આગલ ચાલતા પહેલાં ચાર માસની મુદત મળવી જોઈએ કે લોકોને એ સંબંધી પોતાના વાંધા જાહેર કરવાનો સમય મળે. કેમકે આ ઈલાકાની અંદરના ભાગના લોકો આ બિલવિષે કાંઈ પણુ જાણુતા નથી, અને આ કાયદો તોડવા માટે જ્યારે કોઇ કેદમાં જશે ત્યારે લોકને આ કાયદા સંબંધી પહેલવહેલી ખબર પડશે.

ત્યાર પછી જે રોજ ધારાસભા મળી ત્યારે મોરારજીશેઠે કહ્યું કેઃ—“ નામદાર ગવર્નર સાહેબ, ધારાસભાની ગઈ બેઠકમાં શિકારનાં પ્રાણીના રક્ષણુ સંબંધી કાયદાના ખરડાની વિરૂદ્ધ બોલવાની મને મારી ફરજ જણાઇ હુતી; તે વખતે આવા કાયદાની જરૂર નથી અને જો તે કાયદો પસાર કરવામાં આવશે તો તે કાયદાથી જે લાભ થવાના ધારવામાં આવે છે તેના કરતાં લોકોના હકને ધોકો પહોંચી પજવણી થવા વધારે સંભવ છે તેનાં કારણુ દર્શાવી મેં ટીકા કરી હુતી. મને એવી આશા હુતી કે

આ ખરડા વિષે જેટલું કહેવું જોઇએ તેટલું મેં કહ્યું છે. હું એમ ધારતો હતો કે સિલેક્ટ કમિટિ એ ખરડા વિષે વિચાર ચલાવશે ત્યારે તેમાંના વધારે વાંધા ભરેલા ભાગ કાઢી નાંખશે. જોકે આ કાયદામાં હરકોઈ ગુન્હામાટે ઠરાવેલા દંડની રકમ ઘટાડેલી છે તે જોઈ મને આનંદ થાય છે, તોપણ બીજી બધી બાબતોમાં આ ખરડાને પહેલાં કરતાં વધારે બહોળી રીતે લાગું પડે તેવો અને વધારે સખત બનાવ્યો છે. શિકારનાં પ્રાણીની વ્યાખ્યામાં વધારો કરીને તેમાં માંછલાંનો પણ સમાવેશ કરવામાં આવ્યો છે. મારા અભિપ્રાય પ્રમાણે આ ફેરફારનો ઘણી સાવધાનતાથી વિચાર કરવો જોઇએ. સમુદ્રકિનારે વસનાર પ્રજાનો ઘણો મોટો ભાગ પોતાના રોજના મુખ્ય ખોરાક તરીકે તેમજ પોતાની જરૂરઆતો પૂરી પાડવાના એકના એક સાધન તરીકે તદન માછલાંજ ઉપર આધાર રાખે છે એ જગજાહેર છે. મીઠા ઉપરના કરના ભારે દરને લીધે માછલાં ખાનાર તરીકે તથા માછલીનો વ્યાપાર કરનાર તરીકે તેઓની સ્થિતિ પૂરેપૂરી કંગાલ થઇ છે; અને સમુદ્રના કાંઠાની ખારી માટી પણ માછલાંને મીઠું દેવાના કામમાં વાપરવાની બંધીને લીધે રત્નાગિરિ જીલ્લાના નીચલા વર્ગના લોકોની તનદુરસ્તી ઉપર એટલી તો નઠારી અસર થઈ છે કે તેઓમાં એક જાતની સુગ ઉત્પન્ન કરે એવો રોગ

ફેલાયો છે. તેમાં વળી અમુક મોસમમાં માછલાં મારવાની બંધી કરવી એ લોકોને અત્યંત દુઃખી કરનારૂં થશે. તેટલામાટે હું ખરા અંતઃકરણથી આશા રાખું છું કે આપ નામદાર આ ખરડાને જરૂર કરતાં વધારે બહોળો થવા દેવાને યોગ્ય નહિ ધારો. કેમકે આ કાઉન્સીલની ગયા વખતની બેઠકમાં મેં પશુપક્ષીના શિકારની બંધી સામે જે વાંધા ઉઠાવ્યા હુતા તેજ આ માછલાંના સંબંધી બંધીને પણ ઘણેજ મોટે દરજ્જે લાગુ પડે છે. આ ઈલાકાનાં પૂજ્ય તીર્થ અને યાત્રાઓનાં સ્થાનની પાસેના ભાગમાં તળાવ અને નદીઓમાં માછલાં મારવાની આપ નામદાર તદન બંધી કરશો તેમાં તો મને આનંદજ થવાનો. આથી ત્યાં આગળનાં માછલાંનો વધારો થશે, તથા બીજા ભાગોમાં લોકોને માછલાં મારવાનો અટકાવ પણ લાગુ નહિ પડે. હોનોરથી કરાંચી લગીના કિનારામાં કોઇપણ ભાગમાં અગાધ અને અખૂટ સમુદ્રમાં સારી જાતનાં માછલાંનો ઘટાડો થઇ ગયો છે, અને એવી જાતનાં માછલાંનો વધારે નાશ થતો અટકાવવાને કાયદાની જરૂર છે એવું મેં સાંભળ્યું નથી. સારી જાતના માછલાં હાલમાં ઓછાં થયાં છે એવો પુરાવો આ કાઉન્સીલની આગલ રજુ કરાવવાને આપ નામદાર મહેરબાની કરશો. મારેલો શિકાર ખરીદનારને પણ શિક્ષા કરવાની કલમમાં જે વધારવામાં આવ્યું છે તે એક ધ્યાનમાં લેવા જેવી બીજી બાબત છેઃ—આ કાય-

દાનો ખરડો હાલ છે તે પ્રમાણે તો જે જગામાં શિકાર કરવાની બંધી કરેલી હોય તે જગોમાં કોઈ માણસ તે જગાની બહારથી મારી આણેલા શિકારને ખરીદે તેને પણ શિક્ષા થઈ શકે તેમ છે. આવી કલમ શા આધાર ઉપર કરવામાં આવી છે તે હુ સમજી શકતો નથી. પણ હું એટલું તો કહી શકું છું કે જો આ ખરડો પસાર કરવામાં આવશે તો નક્કી એથી ઘણીજ પજવણી અને જુલમ થશે. છેવટે હું એટલું કહેવા માગું છું કે ખાનગી જમીનદારોના બચાવને માટે કોઇપણ કલમ આ કાયદામાં રાખવામાં આવી નથી. એમ ધારો કે પોતાના ખેતરના પાકનું રક્ષણ કરવાને પોતાની જમીનમાં એકાદ હરણને કોઈ મારી નાંખે તો પાંચમી કલમમાંથી તે ઉગરી શકશે? જો ઉગરી શકે તો કાંઈ વાંધો નહિ. પણ હું ધારૂં છું કે એ કલમ જોઈએ તેવી સ્પષ્ટ નથી. એમાં વધારે સ્પષ્ટ શબ્દો વાપરવા જોઈએ કે જેથી ખાનગી જમીનદારના હકને કાંઈ ખલેલ પહોંચે નહિ. હવે એક વધારે સૂચના કરીને હું મારૂં બોલવું બંધ કરીશ. સરકારે આ ઈલાકાના સઘળા ભાગોમાં જંગલો માટે મોટા મોટા જમીનના કડકા ફૉરેસ્ટ ઍક્ટ (જંગલોને લગતા કાયદા) પ્રમાણે નિરાળા રાખ્યા છે, અથવા હવે સરકાર રાખવાની છે; અને તે કાયદાની ૩૧ મી કલમ પ્રમાણે તે રખાયત જં-

ગલોની હદમાં શિકારની બંધી કરવાની સત્તા છેજ. તો બીજે ઠેકાણે શિકારનાં જનાવરોનું રક્ષણ કરવાને માટે કોઇ સખત કાયદાની જરૂર છે કે કેમ તેનો આ કાઉન્સિલે વિચાર કરવા જેવો છે. શિકારનાં પ્રાણીઓનાં રક્ષણ માટે આવો કોઈ પણ કાયદો કરવાની જરૂર નથી- એવા મારા અભિપ્રાયની સાથે જોકે મળતા ના આવતા હોય તોપણ પોતાની ખાનગી જમીનમાં શિકારી કે માછી તરીકે કોઈ શિકાર કરે અથવા માછલાં મારે તેને આ કાયદો લાગુ પડવો જોઇએ નહિ એવી મારી ઇચ્છાનું વ્યાજબીપણું તો મારા નામદાર સાથી સભાસદોને સમજાશે એવી હું આશા રાખું છું. ”—

આજ કાયદાના ખરડા સંબંધી વિચાર કરવાને પાછી જ્યારે ધારાસભા બેઠી ત્યારે પણ શેઠ મોરારજી ગોકુળદાસે પૂર્વોક્ત મુદ્દાઓને અનુસરી વાંધા ઉઠાવ્યા હુતા પણ બીજા સભાસદોનો ટેકો ન મળવાથી તે ફાવ્યા નહિ.

સદરહુ ગેમપ્રિઝર્વેશન બિલના સંબંધે મોરારજી-શેઠના ભાષણની દલીલો ઉપરથી તેમની કોઇપણ વિષયમાં આરપાર જોવાની શક્તિ, આપણા દેશના લોકોના હુકનો ભોગ વિદેશી શિકારીઓની સગવડ માટે આપવામાં આવે નહિ તે વિષેની—ધર્મના આભાસમાત્રથી નહિ ઠગાય તેવી—સાવધતા અને વાસ્તવ ધર્મરક્ષણ તથા લોકહિતના

રક્ષણના સ્વરૂપની ખરી સમજણ સ્પષ્ટ રીતે જણાઈ આવે છે. મોરારજીશેઠના એ ભાષણ સામે કેટલાક વિદેશી લેખકોએ અસંતોષ બતાવ્યો હતો; પરંતુ એનેજ હિંદુ પ્રજાસમાજ હિંદુઓના ધાર્મિક વિચારો વિષેના તે લેખકોના અજ્ઞાનની અને મોરારજીશેઠના વિચારોના ખરાપણાની સાબીતી તરીકે ગણે છે. હાલના સમયમાં હિંસાપ્રધાન પ્રજાઓમાં પણ અહિંસાનો પ્રસાર કરનારી હિલચાલોએ જે પ્રબળતાથી પગ પેસારો કર્યો છે, અને હાલ તેઓમાં પણ ગોરક્ષણના પક્ષમાં વિચારો દર્શાવનાર પ્રતિષ્ઠિત વિદ્વાનો બહાર પડતા જાય છે—તે ઉપરથી મોરારજીશેઠે આશરે પા સૈકા ઉપર જણાવેલા વિચારોનું ખરાપણું વ્યવહારસિદ્ધ રીતે ખુલ્લું થતું જાય છે.

## મોરારજીશેઠ પુનેથી સોલાપુર જઇ આવે છેઃ—

ધારાસભાના કામ માટે લગભગ ઑગસ્ટ આખરથી તે અકટોબરના પહેલા અઠવાડીઆ લગી મોરારજીશેઠનો મુકામ પુનામાં હતો. ત્યાં ગેમપ્રિઝર્વેશન બિલની ચર્ચામાં ઉપર કહેવામાં આવ્યું તે પ્રમાણે હાજર રહી ભાગ લીધા ઉપરાંત મોરારજીશેઠ હોડીઓની શરત જોવાને ગયા હતા. ત્યાં નામદાર ગવર્નર સાહેબ હોડીમાં બેસવાને જતા હતા તે મોરારજીશેઠને સહજ કુશળ સમાચાર પૂછવાને ઉભા

રહ્યા, અને પછી ચાલવા લાગ્યા, ત્યારે મોરારજીશેઠને તેમના બાળક પુત્ર ધર્મસિંહભાઇએ પૂછ્યું કે,—ગવર્નર સાહેબ કયાં જાય છે? મોરારજીશેઠે કહ્યું કે—હોડીમાં બેશીને શરતમાં જાય છે. બાળક ધર્મસિંહભાઈએ કહ્યું—હું તેમની સાથે જાઉં? મોરારજીશેઠ બાળક પુત્રને સમજાવવા લાગ્યા કે એ તો આપણા રાજ્યકર્ત્તા કહેવાય તેમની સાથે એવી છુટ લેવાય નહિ. પણ નામદાર ગવર્નર સાહેબ તે બાળકનું બોલવું સાંભળી ઉભા રહ્યા હતા તેમણે મોરારજીશેઠને પૂછ્યું કે એ બાળક શું કહે છે. મોરારજીશેઠે એ પ્રશ્નનો ઉત્તર ઉડાવવાનું કર્યું પણ ગવર્નર સાહેબે આગ્રહથી પૂછ્યું ત્યારે મોરારજીશેઠે ખરી હકીકત તેમને જણાવીને કહ્યું કે એ તો બાળકની છોકરમત છે. પણ નામદાર ગવર્નર સાહેબ ઘણો આગ્રહ કરીને બાળક ધર્મસિંહભાઈને પોતાની સાથે હોડીમાં ઘણા પ્રેમથી તેડી ગયા. હાલ એ પ્રમાણે મોટા નાના અમલદારો આપણા લોકો જોડે ભળતા રહે તો કેવું સારૂં?

ઇંગ્રેજ ઉમરાવોની રીત પ્રમાણે ગવર્નર સાહેબ પોતાનો ડગલો ઉતારીને પોતાની મેળેજ તે હોડીને હલેસા મારવા મંડી પડ્યા, તે જોઇ બાળક ધર્મસિંહભાઈને ઘણું આશ્ચર્ય લાગ્યું અને મજા પડી.

ત્યારબાદ તા૦ ૫ મી સપ્ટેંબર ૧૮૮૦ ને રોજ પોતાનાં પત્ની તથા પુત્રને લેઇને મોરારજીશેઠ નામદાર

ગવર્નર સાહેબનાં બાનુ લેડી ફરગ્યુસનને મળવા ગયા. ત્યાર પછી સોલાપુર જઈ ત્યાંના કલેકટર મિ૦ ફ્રેગનને મળી તેમને પોતાનું શેરડીનું વાવેતર દેખાડી આશરે ૧૬૦૦ એકર જમીન લેવાનો ઠરાવ કરી મોરારજીશેઠ પાછા પુને ગયા; અને તે ઠરાવ સંબંધી કેટલોક વિશેષ ખુલાસો ગવર્નર સાહેબને મળીને કરી લીધો. આ વખતે મોરારજીશેઠે ગવર્નર સાહેબને ગેમ પ્રિઝર્વેસન બિલવિષે પણ કેટલીક વાતચિત્ત કરી હતી. ત્યાર પછી તા૦ ૨૦ મીને રોજ ધારા સભાની જે બેઠક થઈ તેમાં શેઠ હાજર રહ્યા હતા.

તા૦ ૨૩ મીએ પોતાનાં માતુશ્રીનું શ્રાદ્ધ હોવ:થી–પુનામાં હરિકીર્ત્તન કરાવીને મોરારજીશેઠે પુનાના કેટલાક ગૃહસ્થોને તેમાં આમંત્રણ કર્યું હતું; અને તા૦ ૨૮ મીએ નામદાર ગવર્નર સાહેબ તરફથી આમંત્રણ થવાથી સરકારી મકાને નાટ્ય જોવાને માટે ગયા હતા.

## મોરારજીશેઠને પુનામાં થયેલો અકસ્માત્:—

મોરારજીશેઠનો વિચાર હવે પાછા મુંબાઈ જવાનો થયો, તેથી તેમણે પુનામાં જે જે કામ કરવાનું હતું તે તે સઘળું આટોપી લેવા માંડ્યું. [ મોરારજીશેઠને ઘોડા ગાડીઓ વગેરેની સારી પરીક્ષા હતી. તેથી તેમના સ્નેહી,

રાજા રજવાડા અને શ્રીમંતો પોતાને માટે ગાડી ઘોડાઓ વગેરે ખરીદવાને ભલામણ કરતા તેજ પ્રમાણે] આ અરસામાં મોરારજીશેઠના મિત્ર શ્રીમંત ભાઉસાહેબ કાન્હેરેની ફરમાશથી એક ઘોડો જોડાય તેવો તાંગો તથા ઘોડો ખરીદવાનો હતો. પુનાના ઘોડાના વ્યાપારી મેશર્સ લધા ઇબ્રાહીમની કંપનીમાં એક યુરોપિયનનો તાંગો અને ટટ્ટુની એક જોડ વેચાવાને આવેલાં હતાં. તે મોરારજીશેઠે તા૦ ૩ જી અકટોબર સન ૧૮૮૦ ને રોજ તપાસવા માટે મંગાવ્યા.

ત્યાર પછી તા૦ ૬ અકટોબરને રોજ પોતે રાખવા ધારેલી જમીનના સંબંધમાં વાતચિત કરવાને મોરારજીશેઠ ઑનરબલ મિ૦ ઍશબર્નરને મળ્યા. એ પ્રમાણે બધા કામથી પરવારીને મોરારજીશેઠે એવો નિશ્ચય કર્યો કે તા૦ ૮ મી અકટોબરને રોજ સવારમાં વહેલા મુંબાઈ જવાને પુનેથી ઉપડવું. પણ ‘ न जाने जानकीनाथ प्रभाते किं भविष्यति ’ એ ભગવાન્ શ્રી વશિષ્ટમુનિના વચન પ્રમાણે મનુષ્ય ધારે છે કાંઈ અને દૈવ કરે છે બીજું. હવે બીજું કામ ન હોવાથી મોરારજીશેઠે પોતાને મુકામે પંડિતોની સભા કરવાને માટે આમંત્રણ કરાવ્યાં. પણ તે સભા તા૦ ૭ મી અકટોબરની સાંજે થવાની હતી. તેથી સવારમાં અવકાશ હોવાથી મોરારજીશેઠનો એવો વિચાર થયો કે—પેલો તાંગો અને ટટ્ટુઓમાંનું એક ટટ્ટુ શ્રીમંત

ભાઉસાહેબ કાન્હેરેને માટે લેવાનું હતું તે એક ઘોડાની ગાડીમાં જોડ્યું હોય તો કેવું ચાલે છે તે તપાસી જોવું. તેથી તેઓ તે તાંગામાં ટટ્ટુઓની જોડી જોડાવીને મે૦ લધા ઇબ્રાહિમને ત્યાં ગયા. તેમની સાથે તાંગામાં તેમના મિત્ર રા૦ સા૦ રાઘવેન્દ્રરાવના દીકરા રા૦ વ્યંકટરાવ હતા; અને મોરારજીશેઠનો કોચમેન બયાજી, શેઠના પોતાના ઘોડાઉપર સવાર થઇને, તે તાંગાની સાથે હતો. મે૦ લધા ઇબ્રાહીમને ત્યાં જઇને પેલો તાંગો ત્યાં મૂકયો અને ત્યાંથી એક બીજું એક ઘોડાનું ડૉકકાર્ટ પેલાં નવાં ખરીદેલાં બે ટટ્ટુઓમાંથી એકને તેમાં અજમાવી જોવાને જોડ્યું તેમાં બેશીને મોરારજીશેઠ એકલા મેશર્સ મૉર્ગન અને બાલકૃષ્ણની કંપનીને ત્યાં ગયા. આ પ્રસંગે પણ શેઠનો કોચમેન બયાજી ઘોડા ઉપર બેશીને શેઠની સાથે ને સાથેજ રહેલો હતો. મેશર્સ મૉર્ગન બાલકૃષ્ણની દુકાનેથી તેજ ડૉકકાર્ટમાં મોરારજીશેઠ મે૦ લધા ઇબ્રાહિમની દુકાને આવવા પાછા વળ્યા. ઘોડા ઉપર બેઠેલો બયાજી કોચમેન પણ તે ડૉકકાર્ટ સાથેજ હતો. રસ્તે ચાલતાં ચાલતાં તેઓ એક નાના નાળા આગળ આવી પહોંચ્યા. તે નાળા ઉપર ડૉકકાર્ટને જોડેલો પેલો ટટ્ટુ ભડકયો અને તે કુદીને નાળાના કઠેડાની પેલી તરફ નિકળી ગયો. તેથી તે ટટ્ટુ તો અદ્ધર લટકવા લાગ્યો,

પણ મોરારજીશેઠના પોતાના વજનથી તે ડૉકકાર્ટ થોડોક સમય પુલ ઉપરના કઠેડાને અટકી રહ્યું. તે પણ ટટ્ટુના ભારથી, વધારે વખત લાગ્યો હોત તો, ખેંચાઈને પુલ નીચેજ ઉથલી પડત; પણ ઘોડા ઉપરથી ઉતરી પડીને બચાજી કોચમેને તે ડૉકકાર્ટના પઈડાં પકડી રાખ્યાં અને તેમાં બીજા રસ્તે જનારા લોકોએ પણ મદદ કરી. આથી શેઠ અને ડૉકકાર્ટ બંને બચી શકયાં અને ટટ્ટુને પણ સઉએ મળીને ઉચકીને પાછો પૂલ ઉપર ખેંચી લીધો. આ અકસ્માત્ પ્રસંગે ડૉકકાર્ટમાંથી ઉતરી પડતાં મોરારજીશેઠના પગનો ઝીંચણ મચકાઈ ગયો. તે વખતે તો કાંઈ વધારે જણાયું નહિ પણ સેહજ સોજો આવ્યો હતો. મેશર્સ મૉર્ગન અને બાળકૃષ્ણની કંપનીમાંથી બીજી ગાડી મંગાવીને તેમાં બેસીને મોરારજીશેઠ પાછા મે૦ લધા ઈબ્રાહિમની દુકાને આવ્યા; અને પેલા તાંગાને બે ટટ્ટુઓ જોડાવી તેમાં ડૉ૦ વિશરામને પોતાને મુકામે તેડી લાવવા રા૦ વ્યંકટરાવને મોકલ્યા. શેઠ પણ પેલી મેશર્સ મૉર્ગન બાલકૃષ્ણની કું૦ વાળી ગાડીમાં પોતાને મુકામે ગયા. પછીથી ડૉ૦ બીટી પણ આવ્યા હતા. પાછળથી એટલી બધી પીડા થવા લાગી કે શેઠથી પથારીમાં ને પથારીમાં પણ એક તસુ પણ ખસી શકાતું નહોતું. તેથી આશપાશના માણસોએ પંડિતોની સભા તે દિવસે મોકુફ રાખવાનું

કહ્યું, પણ મોરારજીશેઠે પોતે નિર્ધારેલી વાત ફેરવી નહિ. તેમણે તો તે રોજ સાંજે સભા કરીને પંડિતોને રૂપૈયો રૂપૈયો દક્ષિણા વહેંચાવી. પણ પોતાને વધારે પીડા થતી હતી તેથી શેઠ તે સભામાં જાતે હાજર થઈ શક્યા નહોતા. મોરારજીશેઠનાં પત્ની વગરે તેમની સાથેજ હતાં. તોપણ તેજ દિવસે મોરારજીશેઠે પોતાને ઘેર મુંબાઈ તાર કરાવ્યો હતો કે–' મને ઇજા થઇ છે, પણ ત્યાંથી તમે કોઈને મોકલશો નહિ.' મોરારજીશેઠને પૂર્વોક્ત દાક્તરોની દવા ચાલતી હતી, અને તેથી તેમને ઠીક પણ થતું જતું હતું. શનિવારને દિવસે તેમણે ફરીને પોતાને ઘેર 'એવો તાર કરાવ્યો કે:—' મને સારૂં છે. બ્હીશો નહિ, કોઈને અહીં મોકલશો નહિ.'

મોરારજીશેઠના ઢીંચણ ઉપર લેપ કરવામાં આવ્યો હતો, તથા પાછળથી જળો પણ મૂકાવવામાં આવી હતી. પણ પહેલો બરફ લગાડવામાં આવેલો અને ત્યાર પછી ઉનો શેક કરવામાં આવ્યો, તેથી ઈજાવાળો ભાગ વધારે સૂજી ઉઠયો. તોપણ કાંઈ વધારે ભય ધરવા જેવી સ્થિતિ નહોતી. પોતાના મનને ગમે તેટલામાટે શેઠ રા૰ વ્યંકટરાવ પાસે વર્ત્તમાનપત્રો વગેરે વંચાવતા હતા.

આ પ્રમાણે મોરારજીશેઠ તા૰ ૧૩ મી અકટોબરુ લગી પુનામાં રહ્યા. તેઓ વારંવાર વાત કરતાં એમ કહેતા કે-

'મારા પિતાની ઉમરેજ મારૂં શરીર પણ પડી જાય એવો સંભવ છે.' અને વળી એક ગોવિંદરાવ નામના જોશીએ પણ તેમને આગળથી કહ્યું હતું કે–'તમને જનાવરથી જોખમ થવાનો સંભવ છે.' તેજ પ્રમાણે શેઠના એજ વર્ષના વર્ષફળમાં પણ कुजस्तूर्यगोवन्हिभीतिं प्रकुर्यात् । गृहे वाहने मातृपक्षे प्रपीडा० ઇત્યાદિ ચોથા મંગલના ફળાદેશમાં વાહનમાં પીડા થવાનું સૂચવેલું છે. તથા તેજ વર્ષમાં આવેલા ચોથા સૂર્યનું ફળ પણ पशोः पीडनं तूर्यसंस्थोरविश्चेत् પશુથી અર્થાત્ જનાવરથી પીડા થાય. તેમજ गगनगः कृषिहानिकरः शनिः । पशुभयं स्वजनादपि पीडनम् ॥ અર્થાત્ છઠ્ઠા શનિના ફળમાં પણ પશુથી ભય સૂચવેલું છે.

તેથી રા૦ વ્યંકટરાવને મોરારજીશેઠ વારંવાર કહેતા કે–'જો મારો દેહ અહીં પડે તો, મારી જ્ઞાતિના મનુષ્યો અત્રે ન હોવાથી બીજી જાતના માણસો મારા શબને સ્પર્શ કરે નહિ—એવી ખાસ કાળજી રાખજો, એમાં કાંઈ ફરક પડે નહિ.' રા૦ વ્યંકટરાવ શેઠને કહેતા કે–'આપને મટીજ જશે, અને એ બાબતની આપે કાંઈ ચિન્તા કરવી નહિ.

આ ઉપરથી કોઇને એમ લાગે કે મોરારજીશેઠને પ્રથમથીજ મનમાં અનિષ્ટનો વહેમ હતો તેથી તેનો પરિણામ છેવટે તેવોજ થયો. પણ જોકે મોરારજીશેઠ

સાવધતાની ખાતર વારંવાર એમ કહેતા, તોપણ તેમનું અંતઃકરણ નિડર અને શરીર સુદૃઢ તથા કસાયલું હતું. પરંતુ તેમનું નિર્મલ અંતઃકરણજ ભાવિનું સૂચન કરતું એવા ઘણા દાખલા બનેલા છે.

ઢીંચણે થતી વેદનાને લીધે મોરારજીશેઠને તાવ શરૂ થયો હતો; અને દાકતરોએ તેમને નહાવાની મના કરી હતી. મોરારજીશેઠ ચુસ્ત મર્યાદી વૈષ્ણવ હતા. તેથી સ્નાન કરવાની મના હોવાથી એકલા દુધ અથવા દુધની કાંજી ઉપરજ એ સમયે રહેતા હતા. હવે મોરારજીશેઠને શરીરે નબળાઈ જણાવા લાગી. તેથી છેવટે તા૦ ૧૩મી અકટો-બરે પોતાની સાથે એક ગ્રૅજ્યુએટ દાકતરને લઈને તેઓ મુંબાઈ જવા ઉપડ્યા.

---

## मोरारजीशेठनुं मुंबाई आववुं अने तेमनो स्वर्गवासः–

મોરારજીશેઠ પુનેથી મુંબાઈ આવ્યા. ઢીંચણ ઉપર જે સોજો ચઢી આવ્યો હતો તે ઉપર ડૉ૦ ગોપાળ શિવરામ ઉપચાર કરતા હતા; અને મોરારજીશેઠને હો-મિયોપાથીના વૈદક ઉપર ઘણો વિશ્વાસ હતો તેથી

હોમિયોપાથિક ડૉ૦ ઝેલોવિટ્સની સલાહ પ્રમાણે ખાવાનું ઓષધ લેતા હતા.

ઠેઠ અવસાન લગી મોરારજીશેઠ સાવધ હતા. જે માણસો તેમની તબીઅત જોવાને આવતા હતા, તેમનાં નામ મોરારજીશેઠે પોતાને હાથે પોતાની નિત્યનોંધમાં લખી રાખેલાં છે, અને ગુજરતાં પેહેલાં દશ મિનિટ ઉપર શેઠ વિશરામ માવજી અને શેઠ કમ્મુ સુલેમાન સાથે સારી રીતે છુટથી તે વાતચિત કરતા હતા. મોરારજીશેઠ શેઠ વિશરામ માવજીને સમજાવતા હતા કે તમે રૂ ૫૦૦૦૦) કોઈ ધર્માદાનાં કાર્યોમાં ખર્ચો, અને પોતે એમ કહેતા કે હું પોતે તો સાજો થઇશ તો હવે પછી અમુક રકમ ઉપરાંત જે ઉપજ થશે તે બધી ધર્માદામાંજ વાપરવાનો છું. પણ એટલામાં એકદમ મોરારજીશેઠને છાતીમાં વ્યથા થતી જણાઈ અને નાડી તૂટતી સમજાઇ. શેઠે કહ્યું કે મારી નાડીની ગતિમાં ફરક પડવા લાગ્યો છે. તેથી તરત ડૉ૦ ગોપાળને તેડવાને માણસ મોકલવામાં આવ્યું, અને પાછળથી ડૉ૦ આત્મારામ પાંડુરંગ તથા ડૉ૦ અન્ના મોરેશ્વર કુન્ટેને પણ બોલાવવામાં આવ્યા. પણ તેમના સઘળા ઉપચારો નિષ્ફળ ગયા. અને જરીક પણ પીડાયા વિના એ કર્મયોગપરાયણ પ્રજાપક્ષના દઢ વીરનો શ્રદ્ધાવાન્ આત્મા ૪૯ વર્ષની ઉમરે શ્રીકૃષ્ણશરણ થયો. મોરારજી-

શેઠના દેહપાતના નિદાન કારણ તરીકે વૈદ્યકીય અભિપ્રાય એવો છે કે તેમના હૃદયની ક્રિયા બંધ થઈ જવાથી તેમનું મરણ થયું હતું. મોરારજીશેઠના શરીરને સોનાપુરમાં લઈ જઇ તેમની પદવીને છાજે તે પ્રમાણે ચંદનાદિક કાષ્ઠવડે અગ્નિસંસ્કાર કરવામાં આવ્યો. તેમનાં નિકટનાં સગા સંબંધીઓમાં, સ્નેહીઓમાં અને સામાન્ય જનસમાજમાં ઘણો શોક પ્રસર્યો. નામદાર સરકાર તથા સરકારી અધિકારીઓ તરફથી પણ શેઠના મરણ માટે દિલગિરી સૂચવનાર તાર અને પત્રો શેઠના કુટુંબ ઉપર આવ્યા હતા. વર્તમાનપત્રોએ પણ પ્રજાના સબળ હિમાયતી અને રાજ્યના વાસ્તવ હિતચિન્તકને છાજે તેટલું સઘળું માન ખરા અંતઃકરણથી મોરારજીશેઠના દેહપાતને માટે શોક દર્શાવતાં આપ્યું હતું. જે જે વ્યાપારી મંડલમાં મોરારજીશેઠે સભાસદ તરીકે અથવા અગ્રેસર તરીકે કાંઇ પણ ભાગ લીધો હતો તે સઘળાં વ્યાપારી મંડલોએ તેમના પરલોકગમનથી પડેલી ખોટને માટે શોક પ્રદર્શિત કર્યો હતો. મોરારજીશેઠના મરણ સબંધે શોકના પત્રો, તાર, અને જાહેર વર્તમાનોનાં લખાણોના સવિસ્તર ઉતારા આપવામાં આવે તો પુસ્તકનું કદ અતિશય વધી જાય, તે ભીતિથી તેમ કરવામાં આવ્યું નથી.

મોરારજી શેઠના સ્વર્ગવાસ પછી કુટુંબનો અને

વિભવનો સઘળો બોજો તેમનાં યુવાન વિધવા પત્ની ઉપર આવી પડ્યો. સાહસિક મોરારજીશેઠે પોતાનું લગભગ સર્વસ્વ વ્યાપારી સાહસોમાં રોકેલું હતું. પણ હાથીનો ભાર હાથીજ ઉપાડી શકે છે તેજ પ્રમાણે તેમનાં બુદ્ધિમાન્ કુશળ અને ઠરેલ સ્વભાવનાં અનુભવી પત્ની સાધ્વી શ્રી ધનકોરબાઈએ પોતાના સ્વર્ગવાસી પતિનો મોભો જેવોને તેવો બલકે અધિક શોભાપ્રદ રીતે જાળવવામાં તથા સંતાનોને ઉછરેવામાં અને કેળવવામાં પોતાના સમર્થ પતિ પાસેથી પ્રાપ્ત કરેલી કેળવણી તથા અનુભવને સફળ કરી બતાવ્યાં છે—એ ઘણું પ્રશંસાપાત્ર તથા આર્ય મહિલાઓને અનુકરણીય છે.



# પ્રકરણ ૨૧ મું.

"धर्मो मित्रं मृतस्य च."

આ સંસારમાં મિત્ર અને સંબંધીઓ વગેરે અનેક હોય છે, પણ મરનાર મનુષ્યનો ખરો મિત્ર તો ધર્મજ છે–એવી વેદશાસ્ત્રસંમત લોકવાયકા એક અવિચલ સત્ય છે. તેજ ધર્મ જીવનસમયમાં પણ મનુષ્યનો ખરો મિત્ર છે. એજ ધર્મના બળથી સ્વધર્મનિષ્ઠ અથવા કર્ત્તવ્યપરાયણ પુરૂષરત્નોને મરણની નિકટતાનું સ્પષ્ટ જ્ઞાન અને ભાન હોવા છતાં પણ તેઓ પોતાનાં વ્યાવહારિક કર્ત્તવ્યોમાં જરીક પણ પ્રમાદ કે અધૈર્યને સેવતા નથી. તેજ પ્રમાણે આ જીવનચરિત્રના નાયક શેઠ મોરારજી ગોકુલદાસના સંબંધમાં પણ સિદ્ધ થયું છે.

મોરારજીશેઠને જ્યોતિઃશાસ્ત્ર ઉપરની શ્રદ્ધાથી અને પોતાના પિતાના આયુષ્યના અવધિના ઉદાહરણથી એવો નિશ્ચય થયો હતો કે તેમનો આવરદા ૪૬ વર્ષનો હતો–અને બન્યું પણ તેમજ. વળી પોતાનો એવો નિશ્ચય મોરારજીશેઠ વખતો વખત પોતાના સ્નેહીસંબંધીઓ આગળ વાતચિત્તમાં પ્રકટ રીતે કહેતા પણ ખરા.

પોતાના અવસાન સમયની જેને નિરંતર એવી સ્પષ્ટ

પ્રતીતિ રહે તે મનુષ્ય જો એક સામાન્ય મનુષ્ય હોય તો તે મરણના ભયથી નિરૂત્સાહ અને વિકળ થઈ જાય તથા તે પોતાના ટૂંકા જીવનમાં કાંઈ પણ કર્ત્તવ્યનિષ્ઠા અને પરાક્રમ દર્શાવી શકે નહિ. પરંતુ મોરારજીશેઠને બચપણથીજ ધર્મનિષ્ઠા અથવા કર્ત્તવ્યનિષ્ઠા સ્વભાવ અને શિક્ષણથી સિદ્ધ થવા પામી હતી. તેથી તેઓ લગભગ પોતાના અવસાનના સમય પર્યન્ત પણ સાવધતાપૂર્વક અને આગ્રહપૂર્વક પોતાની કર્ત્તવ્યનિષ્ઠાને લોકસેવામાં યોજતા નજરે પડ્યા છે. આવી કર્ત્તવ્યનિષ્ઠા એ કર્મયોગની ધ્વજા છે, અને તે ઉપરથીજ આ ચરિત્રના લેખકે સ્વર્ગવાસી મોરારજીશેઠની કર્મયોગી મહાજનોમાં વર્ગણી કરી છે.

કર્મયોગી શ્રીમોરારજીશેઠને પોતાના આયુષ્યના ટૂંકાપણાની એવી તો સ્પષ્ટ પ્રતીતિ રહેતી કે જેથી તેમણે પોતાની વ્યાવહારિક સંપત્તિની વ્યવસ્થા માટે વિલ એટલે વસિયતનામું કર્યું હતું. તેમાં એ વસિયતનામાનો અમલ કરનાર તરીકે જે સજ્જનોની શેઠે પસંદગી કરી હતી તે પણ પોતાની મનુષ્ય પરીક્ષાની ઉચ્ચ શક્તિને તેમજ વ્યવહાર કુશળતાને અનુરૂપજ હતી. તેમજ મોરારજીશેઠે તે વસિયતનામામાં પોતાની સંપત્તિ અને સંતતિને માટે જે વ્યવસ્થા કરવાનો નિર્દેશ કર્યો છે તેમાં પણ તેમના ધાર્મિક સાંસારિક, રાજકીય અને

પ્રજાકીય વિચારોના ઉજ્જવલ કિરણો ઝળકતા હુતા. મોરારજીશેઠે સ્વપરાક્રમથીજ સંપત્તિ અને પ્રતિષ્ઠા પ્રાપ્ત કર્યાં હતા, તેથી તે સંપત્તિનો પરિણામે લોકોપયોગી કાર્યોમાં ધર્માનુસાર ઉપયોગ થાય તેવી સાવધતા વાપરી હુતી તેમજ પોતાની પ્રતિષ્ઠાને પાત્ર પોતાની સંતતિ બનાવવાના શિક્ષણ સંબંધે પણ તેમણે વાપરી હુતી; અને પરિણામે તો એમાં પણ દેશસેવા પ્રત્યે મોરારજીશેઠની જે વાસના હુતી તે–સંતતિને અભાવે પોતાની સંપત્તિનો નિયોગ જે સ્વદેશહિતનાં ધાર્મિક કામોમાં કરવાને તેમણે દર્શાવેલું છે–તે ઉપરથી ખુલ્લે ખુલ્લી જણાઈ આવે છે.

પોતાના લૌકિક વિત્ત અને વંશને માટે જે સુવ્યવસ્થા કરવી જોઈએ તે મોરારજીશેઠે પોતાની કર્त्तव्यनिष्ठा અને અગમચેતીને છાજે તેવી રીતે કરવાનું પોતાનું છેલ્લું કર્ત્તવ્ય પણ વસિયતનામું કરીને બજાવ્યું છે. અને પરમેશ્વરના અનુગ્રહથી મોરારજીશેઠની સંપત્તિ અને પ્રતિષ્ઠાને પાત્ર તેમની સત્પ્રજારૂપ પુત્રપૌત્રાદિક સંતતિ તે સ્વર્ગવાસી કર્મયોગીની શુભેચ્છા પ્રમાણે આપણા દેશને એક માનનીય વારસારૂપ થઇ છે. આ બાબતનો યશ મોરારજીશેઠના સ્વર્ગવાસ પછી તેમની સંતતિને કેળવનાર તેમનાં વિધવા ધર્મપત્ની પરમ સાધ્વી શ્રીધનકોરબાઈને તથા શેઠના વસિયતનામાનો અમલ કરનાર ઠક્કર સુંદરજી પ્રેમજી, શેઠ

વીરચંદ દીપચંદ સી. આઈ. ઇ. તથા શેઠ સોરાબજી શાપુરજી બંગાલીને તથા શેઠના મિત્ર મી૦ ફ્રિટ્રીજ સાહેબને શ્રીઈશ્વર કૃપાથી પ્રાપ્ત થયો છે.

બીજો એક વારસો મહાજનોના નિયમ પ્રમાણે આપણા દેશની પ્રજાને માટે સ્વર્ગવાસી મોરારજીશેઠ મૂકતા ગયા છે, અને તેનો લાભ લેવાનું કામ આપણું પ્રજાસમુદાયનું-છે. તે વારસો તે મોરારજીશેઠનાં વિચાર અને વર્ત્તન છે. મોરારજીશેઠના જીવનમાં વિચારનું અને વર્ત્તનનું બંધારણ કેવા પ્રકારના બાહ્ય સંયોગથી બન્યું હતું તેનો હેવાલ તેમની વયોવૃદ્ધિને અનુક્રમે છુટો છુટો આ પુસ્તકમાં આવી ગયો છે. પણ તે સમગ્ર સંયોગોથી નિર્મિત કરાયલા મોરારજીશેઠના આખા જીવનનું સમગ્ર રૂપમાં અવલોકન કરીનેજ આ ચરિત્ર ગ્રંથનો ઉપસંહાર કરી શકાય તેમ છે. પરંતુ તેમ કરતાં પહેલાં મોરારજીશેઠના વ્યક્તિગત સ્વભાવ તથા ગુણોનું પણ અવલોકન કરી જવું એ પ્રથમ કર્ત્તવ્યરૂપ છે; કેમકે તેજ પાયાઉપર લોકોપયોગી જાહેર જીંદગીના ગુણો, વિચાર અને આચારની ભવ્ય ઈમારત ચણાયલી છે.

મોરારજીશેઠની બાળચેષ્ટાથી માંડીને તેમના અવસાન પર્યન્તનાં વિચાર અને વર્ત્તનનું અવલોકન પ્રથમ દર્શનેજ બતાવી આપે છે કે તે સ્વભાવે દૈવીસંપત્તિમાન્ પુરૂષ

હતા. નિર્ભયતા, સત્વગુણ પ્રત્યે વળણ, સમજી જવાની શક્તિ, કામકાજ અને દેવયજનાદિકમાં એક મન રાખી મંડ્યા રહેવાની શક્તિ, સત્પાત્રોને અને દીન જનોને ધનાદિક વડે સહાય થવાની વૃત્તિ, ઇન્દ્રિયનિગ્રહ પ્રત્યે પ્રેમ અને દુરાચાર પ્રત્યે તિરસ્કાર, દેવ અને બ્રાહ્મણોનું પૂજન કરવા પર રૂચિ, પોતાના નિત્ય નિયમ પ્રમાણે કથાવાર્ત્તાનું શ્રવણ અને સ્તોત્રપાઠાદિનું અનુષ્ઠાન, સત્કાર્યમાં શ્રમસહિષ્ણુતારૂપ તપ, સરલ સ્વભાવ, અહિંસા, સત્ય, ન્યાય્યક્રોધ, પોતાના સમગ્ર ધન વગેરેનો પરોપકાર માટે ભોગ આપવા રૂપ સ્વાર્થત્યાગ, વૃથા પ્રવૃત્તિરહિત વ્યવસાયાનુકૂલ શાંતિ, ખરો સ્વભાવ, પ્રાણીઓ ઉપર દયા, અયોગ્ય લાલચનો અભાવ, સભ્યતા, ગંભીરતા, તેજ, ક્ષમા, ધૈર્ય, પવિત્રાચાર, ગુમાનનો અભાવ—વગેરે આકારમાં તેમનામાં દૈવીસંપત્તિરૂપ ગુણો તેમના સત્વગુણાવલંબી રાજસ સ્વભાવને અનુકૂળરૂપે રહેલા હતા. તેથી તેમનામાં ઉદાત્ત ગુણો પ્રતીત થતા હતા તોપણ કોઈ કોઈ વાર તેમને હર્ષ શોકની ઘણી પ્રબળ અસર થતી; તેથી ઉદાત્ત રજોગુણી પરંતુ સત્વગુણાભિમુખ ક્ષાત્રસ્વભાવ આ ચરિત્રના નાયકનો હતો એમ પ્રકૃતિ તારતમ્ય જોતાં આ લેખકનું માનવું છે. આ દૈવી પ્રકૃતિ આસ્તિક ધર્મશીલ વડીલોની પ્રકૃતિમાંથી ઉતરી

આવેલી સર્વથા સંભવે છે. તેને વળી તેવાજ વડીલોના સંસર્ગથી તથા તીર્થયાત્રાદિથી પોષણ મળ્યું અને આગળ જતાં યુવાવસ્થામાં દક્ષિણી બ્રાહ્મણોના સંસર્ગથી તેમનામાં બ્રહ્મણ્યતાનો આવિર્ભાવ થયો. સશાસ્ત્ર કર્મકાંડના સંસ્કારો ઉપર દૃઢ શ્રદ્ધા એ અદ્યાપિ પણ મોરારજીશેઠના કુટુમ્બમાં નજરે પડે છે; અને અદ્યાપિ પર્યન્ત મોરારજીશેઠને "દક્ષિણી ભાટિયા" કહીને ઓળખનાર કેટલાક ગૃહસ્થ પુના, સોલાપુર, પંઢરપુર અને વાઈમાં છે. વંશપરંપરાપ્રાપ્ત ધર્મનિષ્ઠામાં દાક્ષિણાત્ય મિત્રમંડળથી શાસ્ત્રનિષ્ઠા ઉમેરાઈ અને તે બે નિષ્ઠાઓના બળથીજ મોરારજીશેઠના જીવનમાં ઈતર કેવળ ધર્મનિષ્ઠ અથવા શ્રદ્ધાળુ મનુષ્યોના જીવન કરતાં એક પ્રકારની ઓજસ્વી કિંવા પ્રતાપી વિશેષતા વિલસી રહેલી જણાય છે. આજ તત્વની અસર મોરારજીશેઠના સાંસારિક અને રાજનૈતિક જાહેર વિચારોમાં અને વર્ત્તનમાં પણ પ્રધાનપણે વ્યાપી રહેલી માલમ પડે છે.

મોરારજીશેઠના જાહેર વિચારો અને વર્ત્તનનું અવલોકન કરતાં પહેલાં તેમની પૂર્વોક્ત દૈવી સંપત્તિના કાર્યરૂપ તથા તેમના જાહેર વિચારો અને વર્ત્તનના માયારૂપ અથવા આધારરૂપ તેમની શક્તિયો અને ગુણો જે તેમના જીવનમાં આગળ પડતાં જણાતાં હતાં તે પ્રતિ આપણે લક્ષ કરીએઃ—

(૧) મોરારજીશેઠમાં માણસના ગુણ અને સ્વભાવ પારખી લેવાની શક્તિ તેમજ તે માણસોને તેમને યોગ્યજ કાર્યમાં યોજવાની શક્તિ કોઈ અસાધારણ પ્રકારની હતી, અને નાનપણથીજ દુકાનદાર તરીકે ખરીદ-વકરો વગેરે કરવાના વ્યાપારી પ્રસંગોથી તથા પ્રવાસથી તે શક્તિને ખીલવવાની અનુકૂળતા પણ તેમને ઘણી મળી હતી. આથી મોરારજીશેઠે પોતાના મિત્રો અને મદદગારો તથા નોકરોની પસંદગીમાં ઘણી ફતેહ મેળવી હતી. તેનાં મુખ્ય ઉદાહરણ તરીકે શેઠ વીરચંદ દીપચંદ સી. આઈ. ઈ. તથા સ્વર્ગવાસી રા૦ રા૦ બાલાજી પાંડુરંગ, તથા વિદેહમુક્ત સાક્ષરવર્ય શ્રીયુત મનઃસુખરામ સૂર્યરામ ત્રિપાઠી જસ્ટિસ ઑફ ધ પીસ, તથા સ્વર્ગવાસી હરિવલ્લભદાસ બાળ-ગોવિંદદાસ, તથા ઑનરબલ જસ્ટિસ ચંદાવરકર, તથા સર હરકિસનદાસ નરોત્તમદાસ, શેઠ સોરાબજી શાપુરજી બંગાલી સી૦ આઈ૦ ઈ, મી૦ જી. એ. કીટ્રીજ, મી૦ જટીસ ક્રો, મી૦ કમરૂદીન તૈયબજી તથા અમદાવાદવાળા સ્વર્ગવાસી નગરશેઠ પ્રેમાભાઈ હેમાભાઈ, તથા શેઠ જેશં-ગભાઈ હઠીસિંહ, તથા સુરતવાળા રા૦ બા૦ જગજીવનદાસ ખુશાલદાસ, તથા પુનાવાળા સરદાર બાળાસાહેબ નાતુ, તથા મુંબાઈની મોરારજી મિલના મેનેજર મિ૦ થૉમસ બેપ્ટિસ્ટ જસ્ટિસ ઑફ ધ પીસ, મોરારજી મિલની ઑફીસના એકા-

ઉન્ટંટ રા૦ રા૦ આત્મારામ બાળકૃષ્ણ તથા મ્હેતા જમનાદાસ દયારામ વગેરેની પસંદગી છે. જેમના ગુણો બહાર નહિ પડેલા એવા ઉછરતા અથવા આરંભક મનુષ્યોના પણ ગુણોની પરીક્ષા મોરારજીશેઠ એકદમ કરી લેતા અને સહવાસમાં આવ્યા પછી તો તે માણસો ભવિષ્યમાં કેટલી મહત્તા મેળવશે તેવિષે પણ ભવિષ્ય ભાખી શકતા. ન્યાયમૂર્ત્તિ રા૦ રા૦ તેલંગ, ન્યાયમૂર્ત્તિ રા૦ રા૦ ચંદાવરકર વગેરેના સંબંધમાં પણ મોરારજીશેઠે એવું ભવિષ્ય ઘણીવાર ભાખેલું હતું કે તેઓ આગળ જતાં ઘણે મોટે દરજ્જે ચઢશે. તે આપણે સત્ય થયેલું જોયું છે. જે જે મનુષ્યોને મોરારજીશેઠે પસંદ કરેલા તેઓમાંના કેટલાક તો તે વખત અપ્રસિદ્ધ હોવા છતાં તેઓના ગુણોદ્રેકથી હાલ મહત્તાને પામેલા છે—તે બાબત મોરારજીશેઠની મનુષ્યપરીક્ષાની સત્યતાની ખાતરી આપે છે. મુખ્યત્વે કરીને મોરારજીશેઠની આ મનુષ્યપરીક્ષાની શક્તિએ તેમને તેમના ખાનગી વ્યવહારમાં તેમજ જાહેર જીંદગીમાં વિજયી બનાવ્યા છે, તેમજ મનુષ્યજાતિના સંસર્ગથી થતી હાનિથી તેમને બચાવીને માનવસંસર્ગથી થતા લાભજ માત્ર તેમને શુભાશુભ વિવેકદ્વારા ઘણે અંશે અપાવનાર પણ તેમની આજ મનુષ્યપરીક્ષક શક્તિ હતી. જાહેર વ્યવહારમાં તો તેમને અનેક સ્વભાવનાં અને વિવિધ જાતિનાં માણસોના સંસર્ગમાં

આવવું પડતું, પણ તે માણસોની પરીક્ષા કરી શેઠ તેઓના ગ્રાહ્યાગ્રાહ્ય ગુણોના વિવેકપૂર્વક માત્ર પોતાનું કાર્ય સિદ્ધ કરી લેતા—પરંતુ પોતાના ધાર્મિક અને સાંસારિક તથા રાજનૈતિક સિદ્ધાન્તોમાં અને આચારમાં શિથિલતા અથવા વિકાર થવા દેતા નહિ.—એ શક્તિ મોરારજીશેઠના ચારિત્ર્યના અભ્યાસ ઉપરથી આપણને તેમના જીવનમાં સર્વત્ર સૂત્રરૂપે પ્રવેશ પામી રહેલી જણાય છે. આને આપણે વિકાસ પામેલી વિવેકશક્તિ કહીશું તો તેમાં બાધ જેવું નથી.

(૨). બીજી—મોરારજીશેઠમાં સ્થાવર જંગમ પદાર્થોની ઉપયોગિતા, સૌન્દર્ય અને કિમત પારખવાની શક્તિ પણ કાંઇક અસાધારણ હતી. વ્યાપારી વડીલોથી આ શક્તિ તેમને વંશપરંપરાથી ઘણે અંશે પ્રાપ્ત થયેલી, અને તેને દલાલીનું કામ કરનાર તેમના પિતાની સાથે બચપણમાંથીજ રહેવાથી અને વ્યાપારી વાતાવરણમાં ઉછરવાથી વિશેષ પોષણ મળ્યું, તથા પોતાના કાકાની દુકાનમાં કામે લાગતાં તે શક્તિ વધારે વધારે કસાતી ગઈ અને અનુભવમાં વધારો થતો ગયો. અંતે એજ શક્તિયે મોરારજીશેઠને પ્રથમ વર્ગના વ્યાપારી તરીકે આપણી આગળ આણ્યા છે. તેમને માટે અદ્યાપિ પણ કેટલાક વૃદ્ધ વ્યાપારીઓ આશ્ચર્યની સાથે એમ કહે છે

કે-"મોરારજીશેઠને જળ, સ્થળ, પથ્થર, કંકર, વગેરે બધી ચીજ પાસે માગતું લેણું હતું." તેનું કારણ આપણને આ ચરિત્રનું સાવધાન અવલોકન કરતાં એજ જણાય છે કે મોરારજીશેઠમાં વસ્તુપરીક્ષા કરવાની અને તેનો સમયોચિત રીતે લાભ લેઈ લેવાની શક્તિ હતી.

પૂર્વોક્ત બંને શક્તિયોના સંબંધથી પૂર્વાપર વિચારી અગમચેતી બાંધવાની શક્તિ મોરારજીશેઠમાં અદ્ભુત હતી અને તેમાં તેમના નિખાલસ હૃદયને કાંઇક ભાવિના ભાનની પણ છાયા જણાતી. આથી મોરારજીશેઠ દીર્ઘ દૃષ્ટિવાળા તર્ક બાંધતા તે સઘળા લગભગ ખરાજ પડતા. આ તેમની ફતેહમંદીનું પ્રત્યક્ષ કારણ છે.

(૩) ત્રીજું, ઉપરની બંને શક્તિયોની શાખા ઉપશાખારૂપ બીજી ઉપયોગી શક્તિયો પણ મોરારજીશેઠમાં જેટલે અંશે ખીલેલી હતી તેટલા પ્રમાણમાં તે પ્રજાનું ધ્યાન ખેંચી શકી છે. પણ તે ઉપયોગી શક્તિયો ઉપરાંત ઉપરની બંને શક્તિયોની સાથે નિકટનો સંબંધ ધરાવનારી કેટલીક શોભારૂપ ઉચ્ચ મનોવૃત્તિયો પણ મોરારજીશેઠના અંતઃકરણમાં વિકાસ પામી હતી—તેની પણ નોંધ અત્રે લેવા જેવી છે. શેઠને જેમ મનુષ્યપ્રકૃતિની પરીક્ષા હતી તેમ તેની સાથે મનુષ્યજાતિ પ્રત્યે તેમને પ્રેમ હતો—અને તેનીજ શાખા ઉપશાખારૂપ કુટુંબ વ-

ત્સલતા, સગાંસંબંધી અને મિત્રો પ્રત્યે પ્રેમ, વડીલો પ્રત્યે પૂજ્યભાવ, ગુણજ્ઞતા વગેરે ઉચ્ચ વૃત્તિયો તેમના સ્વભાવમાં અલંકારરૂપ થઈ હતી: એટલુંજ નહિ પણ સ્વાભાવિક ઉદારતા, મનુષ્યજાતિપ્રત્યે પ્રેમ અને પ્રવાસના અનુભવથી મોરારજીશેઠનો અતિથિસત્કાર એવો તો અસાધારણ હતો કે તેમને ત્યાં કોઇને કોઈ મહેમાનો તો દરરોજ હોયજ. તે ઉપરાંત બીજા સદ્ગૃહસ્થોને પણ અતિથિયો અને પ્રવાસીઓ વગેરેને સુખ થાય તેવાં કાર્યો કરવાને શેઠ આગ્રહપૂર્વક પ્રેરતા તેના પરિણામના દાખલાઓરૂપ શેઠ મૂળજીભાઈની ધર્મશાળા, શેઠ ગોકુળદાસ તેજપાલની હૉસ્પીટલ, શેઠ પ્રેમજી જીવણની પુનામાં તથા કુરલવાડી (બારસીરોડ)માં ધર્મશાળાઓ વગેરે છે; તથા એ વૃત્તિયોના વિશુદ્ધ સ્વરૂપે મોરારજીશેઠમાં સ્વદેશપ્રીતિ તથા સ્વદેશાભિમાનની લાગણીનો આકાર ધારણ કરીને તેમને તેમના સમયના પ્રજાનિષ્ઠ અગ્રેસરોમાં ઘણા ઉચ્ચ પદે સ્થાપ્યા છે. આવિષે યોગ્ય સ્થાને આગળ ઉપર વિવેચન કરવામાં આવશે, તેથી અત્રે તો આટલું દિગ્દર્શનમાત્ર બસ છે.

વળી જેમ મોરારજીશેઠમાં વસ્તુપરીક્ષા કરવાની શક્તિ હતી, તેમ તે શક્તિની સાથે નિકટનો સંબંધ ધરાવનાર સૌન્દર્યરૂચિ અને રસજ્ઞતા પણ એક પ્રકારના ઉચ્ચ

વિકાસને પામી હતી. મુંબાઇમાં માધવબાગમાં જે જગન્મોહન મૂર્ત્તિયો શ્રીલક્ષ્મીનારાયણુની છે તે મૂર્ત્તિયો બનાવરાવવામાં તથા પસંદ કરવામાં મોરારજીશેઠે પ્રધાનપણે ભાગ લીધો હતો એમ તેમના મિત્ર સર હરકિસનદાસના મુખેથી જાણુવામાં આવ્યું છે. કારીગરો અને કળાકૌશલ્ય-નિપુણ મનુષ્યોપ્રત્યે મોરારજીશેઠની જે પ્રીતિ અને ઉદારતા હતી તેને હજુ પણુ ઘણાં મનુષ્યો સંભારે છે. આ બધાનું મૂળ તે પણુ તેમની મનુષ્યપરીક્ષાની અને વસ્તુપરીક્ષાની અસાધારણુ શક્તિમાંજ રહેલું જણુાય છે.

(૪) ચોથી બાબત મોરારજીશેઠના સંબંધમાં આપણુ લક્ષ ખેંચે તેવી એ છે કે મોરારજીશેઠમાં અપ્રતિહત પ્રયત્ન કરવાની ઘણી અસાધારણુ ક્રિયાશક્તિ અર્થાત્ ખંતયુક્ત ઉદ્યોગશક્તિ હતી. ઉપર વર્ણુવી ગયા તેવી શક્તિયોને અને વૃત્તિયોને સફળ બનાવનાર આ શક્તિમાંજ મોરારજીશેઠના જીવનની મહત્તા રહેલી છે. ઉછરતા મહાપુરૂષોને આરંભમાં દુનિયામાં આગળ પડવામાં આ શક્તિ જેવી ઉપયોગી શક્તિ બીજી કોઈ ભાગ્યેજ હશે. ગમે તેવો બુદ્ધિવિભવ હોય અને ગમે તેવી ઉત્સાહશક્તિ હોય તોપણુ જો શરીરશ્રમ અને ઉજાગરા વેઠવાની પહોચ ન હોય તો તે બુદ્ધિ બેઠી બેઠી બગાસાં ખાય અને ઉત્સાહશક્તિ ધીમે ધીમે લય પામી જાય. શરીરસુખની અપેક્ષાને કોરા-

ણુ મૂકી કમર કસીને કામમાં તન તોડયા વિના અને મન જોડ્યા વિના કોઈ પણ મનુષ્ય સાધારણ સ્થિતિમાંથી મહત્તામાં આવી શકતો નથી. શરૂઆતમાં મનુષ્યને જેમ સાધનો ઓછાં હોય છે તેમ તેને કેટલોક સમય પોતાના બુદ્ધિવિલાસને દાબી રાખીને શરીરશ્રમજ વધારે કરવો પડે છે, અને જે યુવક શરીરશ્રમથી કંટાળનારો અથવા સુખાપેક્ષી હોય છે, તે કદીપણ મોખરે આવી શકતો નથી. શ્રમસહિષ્ણુતામાંજ સમગ્ર શ્રેયનો પાયો રહેલો છે એ અમૂલ્ય ઉપદેશ મોરારજીશેઠનું જીવન આપણને આપે છે, અને તે હાલના નાજુકાઈ અને સાફસુફીમાં ફસેલા જમાનાને માટે પ્રથમ દરજ્જે અવશ્યનો છે.

જો મોરારજીશેઠમાં એવી અસાધારણ ક્રિયાશક્તિ ન હોત, તો શાળાની કેળવણી ઘણીજ અલ્પ મળેલી તે છતાં, વિદ્યાભ્યાસ કરવાનો વ્યાપારી પ્રવૃત્તિને લીધે ઘણોજ અલ્પ અવકાશ છતાં, અને પોતાની પાસે આરંભમાં ઘણી થોડી મુડી છતાં, જે વિદ્યા અને મહત્તા મોરારજીશેઠે ૪૬ વર્ષ જેટલી વયમાં પ્રાપ્ત કરી તે તેઓ કદીપણ પ્રાપ્ત કરી શકત નહિ, તેમજ લોકસેવા બજાવીને આટલી સત્કીર્તિ મેળવી શકત નહિ.

મોરારજીશેઠની યોગ્યતાના કારણરૂપ સ્વાભાવિક સામગ્રીરૂપ શક્તિયોનું આપણે ઉપર અવલોકન કરી ગયા,

પણ તે સામગ્રીથી સિદ્ધ થયેલા જીવનનું ત્રણ મુખ્ય દૃષ્ટિબિંદુથી અવલોકન કરીને આપણે બોધ લેઈ શકિયે છીએ. મોરારજીશેઠના ધાર્મિક આચારવિચાર, સાંસારિક આચારવિચાર, રાજકીય આચારવિચાર તથા પ્રજાકીય આચારવિચાર એ ત્રણ આપણે માટે મુખ્ય દૃષ્ટિબિંદુઓ છેઃ–

૧. મોરારજીશેઠના ધાર્મિક આચારવિચાર શ્રીમદ્વલ્લભાચાર્યના સંપ્રદાયના એક શુદ્ધ અને સંસ્કારી મર્યાદીને શોભે તેવા હતા. તેમણે તે સંપ્રદાય પ્રમાણે મર્યાદાની દીક્ષા ઘણી બાલ્યાવસ્થાથીજ લીધી હતી, અને તેમને જો કે તે સંપ્રદાયના તત્વજ્ઞાનના સિદ્ધાન્તોમાં ઉતરવા જેટલો અવકાશ ન હતો, તોપણ તેમણે પોતાના સ્વર્ગવાસ પર્યન્ત તે મર્યાદાની દીક્ષા અસ્ખલિતરીતે પાળી હતી. જો કે તેમને પોતાના સંપ્રદાય ઉપર અડગ શ્રદ્ધા હતી તોપણ ઘણા વૈષ્ણવોમાં સાધારણ રીતે જોવામાં આવે છે તેવી અંધશ્રદ્ધા અથવા એકદૃષ્ટિ ન હતી. અનન્ય ભક્તિને નામે કેટલાંક મનુષ્યોમાં સાંપ્રદાયિક દુરાગ્રહ જોવામાં આવે છે તેવું કાંઈ પણ મોરારજીશેઠમાં નહોતું. શ્રૌતસ્માર્ત્ત કર્મ ઉપર તેમજ ઇતર દેવોના યજનપૂજનમાં તેમને શ્રદ્ધા હતી. અન્ય સંપ્રદાયના પણ વિદ્વાનો અને પંડિતોનું સન્માન તેઓ સારા ભાવપૂર્વક કરતા. તે વખતે ઉચ્છેદક સુધારાનો પહેલો ઉભરો મુંબાઇમાં ચઢેલો હતો,

અને શ્રીવલ્લભસંપ્રદાય ઉપર તેવા સુધારકોએ પ્રબળ આક્ષેપ પણ કર્યા હતા. પણ મોરારજીશેઠની સશાસ્ત્ર શ્રદ્ધા અડગ હતી. તેઓ વિવેકપૂર્વક શ્રદ્ધાવાન્ હતા. મોરારજીશેઠ અંધશ્રદ્ધાથી ભર્યામાં ભરવા કરતાં જરૂરવાળાં અને દીન મનુષ્યો ઉપર ઉપકાર કરવો તેમજ વિદ્યાકળા અને ઉદ્યોગની વૃદ્ધિ કરવી તથા લોકોમાં સદુપદેશ ફેલાય તેવી યોજનાઓ કરવામાં ધન વાપરવું' એને ખરો ધર્મ માનતા. હાકેમો વગેરે મોટા અંગ્રેજ અમલદારોના સંબંધમાં શેઠને ઘણીવાર આવવું પડતું, તોપણ જેથી પોતાતાના ધર્મને કે પવિત્રતાને અડચણ આવે તેવી કોઇ પણ પ્રવૃત્તિ તે કરતા નહિ. 'આ બાબતમાં તેમની પ્રતિષ્ઠા' ઘણીજ પ્રબળ હતી:—મોરારજીશેઠના સદસદ્વિવેકવાળા વિચારો કેટલાક અંધશ્રદ્ધાળુ મનુષ્યોને પસંદ ન હતા, તેથી એકવાર શેઠે અંગ્રેજો વગેરેને પોતાને ત્યાં પાર્ટિ (જમણ) આપેલ ત્યારે તેમના કેટલાક વિરોધીઓએ ગોસ્વામીજી મહારાજ આગળ એવું જણાવ્યું કે—'શેઠે અંગ્રેજો વગેરેને જમવા તેડીને અભક્ષ્ય વગેરે આપીને ધર્મ ઉપર પગ મૂકયો.' તે વખતે ગોસ્વામીજી મહારાજે કહ્યું કે—'બીજી બાબતમાં મોરારજીશેઠના વિચારો ગમે તેવા છે' પણ એવી બાબતમાં તે કદીપણ કોઇથી અંજાય તેવા નથી.

મોરારજીશેઠને ગાયો તથા બ્રહ્મણો ઉપર ઘણી શ્રદ્ધા હતી એટલુંજ નહિ પણ તેઓ બ્રાહ્મણોની ઉન્નતિ થાય તેટલામાટે તેમને શાસ્ત્રના અભ્યાસમાં જોડાયલા જોવાને આતુર હતા. પોતાના વિલ (વસિયતનામા)માં પણ તેમણે એજ પ્રમાણે ધર્મ કરવાનું દર્શાવેલું હતું, અને પ્રસંગ આવ્યે પોતે પોતાના તે વિચારોને બને તેટલા અમલમાં પણ મૂકતા.

ડાકોરના શ્રીરણછોડજી, પંઢરપુરના શ્રીવિઠ્ઠલનાથજી, તથા શ્રીલક્ષ્મીનારાયણ વગેરેના સાર્વજનિક દેવાલયો પ્રત્યે પણ મોરારજીશેઠને કાંઈ ઓછો ભાવ નહોતો. દેવાલયોમાં જનસમાજને માટે નિરંતર દર્શન ખુલ્લાં રહે અને વારંવાર દર્શન બંધ ન થઈ જાય એ મોરારજીશેઠને વધારે પસંદ હતું, તેથી મુંબાઈના માધવબાગમાં વિરાજતા શ્રી લક્ષ્મીનારાયણના મંદિરમાં તેમણે તેવીજ પદ્ધતિ રખાવી છે. વળી દેવાલયો અને મંદિરોને અંગે સુનીતિમાન્ અને વિદ્વાન્ ધર્મોપદેશકોની જરૂર છે—એવો તેમનો દૃઢ આગ્રહ તેમણે પોતાના વસિયતનામામાં પણ જણાવેલો છે અને તેવી ગોઠવણ કરવાનું તેમાં ફરમાવેલું છે.

## तीर्थस्नानार्थिनी नारी पतिपादोदकं पिबेत्

અર્થાત્ જો સ્ત્રીને તીર્થાદિકની ઇચ્છા થાય તો તેણે પોતાના પતિનું ચરણામૃત પીવું—એટલે કે તેણે યાત્રા

વગેરેમાં રઝળવું નહિ—એવો સનાતન ધર્માનુસાર મોરારજી-
શેઠનો વિચાર હોવાથી અને તેજ પ્રમાણે પોતે પોતાના
કુટુંબને પ્રવર્ત્તાવવાનો સદાગ્રહ ધરાવતા હોવાથી કેટલાક
ઓછી સમજના અંધશ્રદ્ધાળુ મનુષ્યો એમ સમજતા કે
તેઓ શ્રીવલ્લભસંપ્રદાયની વિરૂદ્ધ છે. પણ તે વસ્તુતઃ ખરૂં
નથી. કેમકે શ્રીવલ્લભસંપ્રદાયના મહારાજોમાં કુસંપ વધતો
અટકાવવામાટે તથા મંદિરોની મિલકતને કાંઈ નુકશાન થતું
હોય તો તે અટકાવવામાટે મોરારજીશેઠ પોતાનો બનતો
પ્રયત્ન કરતા. આથી એ તો સ્પષ્ટ થાય છે કે શેઠનો જે
આશય હતો તે પોતાના સંપ્રદાયની શોભામાં વધારો
થાય તેવોજ હતો, અને શ્રીવલ્લભસંપ્રદાય ઉપર તો તેમને
એક વાસ્તવ મર્યાદાને શોભે તેવો ભક્તિભાવ હતો, અને
ભારતમાર્તંડ શ્રીઆશુકવીશ્વર શ્રીગટ્ટૂલાલના પ્રમુખપણા-
નીચે સંપ્રદાયના ઉદ્ધારમાટે સભા સ્થાપવામાં મોરારજીશેઠ
એક મુખ્ય અગ્રેસર હતા એમ તે સભાના સ્વર્ગવાસી મંત્રી
સાક્ષરશ્રી વિઠ્ઠલદાસ રાજારામ દલાલના મુખથી આ લેખકે
જાણ્યું છે. સંક્ષેપમાં એજ કે—શ્રીવલ્લભસંપ્રદાયના શુદ્ધ
સ્વરૂપને તો મોરારજીશેઠ સનાતન હિંદુ ધર્મના ધોરણ
પ્રમાણે માનતા, પણ તેમાં કાળે કરી થયેલા વિકારોથી
તો પોતે આગ્રહપૂર્વક વેગળા રહેવા માગતા હતા; પરન્તુ
નીંદાણની જોડે ઉપયોગી છોડવાઓને પણ ઉખેડી નાખવા

જેવો ઉચ્છેદક સુધારો તે વખતે જોશમાં ચાલતો હતો તેમાં તે કદી પણ ભળતા નહિ. વળી તેમનામાં એ એક વિશેષતા હતી કે સર્વ ધર્મ અને સર્વ સંપ્રદાયો તથા સર્વ જાતિની પ્રજાનાં મનુષ્યો સાથે તેઓ ઉદાર ભાવથી હળતા મળતા અને કામ લેતા, પણ પોતાના ધર્મમાં તે ઘણાજ દૃઢ રહેતા.

૨. મોરારજીશેઠના સાંસારિક આચારવિચાર પણ તેમના ધાર્મિક આચારવિચાર ઉપરજ બંધાયલા હતા. તેઓ સનાતન હિંદુ ધર્મશાસ્ત્રાનુસાર તથા ચાલતા શિષ્ટાચાર પ્રમાણે વર્ણાશ્રમનાં કર્મધર્મના યથાર્થ અનુષ્ઠાનથીજ વ્યક્તિની તેમજ દેશની સાંસારિક ઉન્નતિ પણ થશે એમ આપણા દેશના ગુણ કર્મ અને સ્વભાવ ઉપરથી માનતા. તેઓ એમ માનતા કે જુદી જુદી જ્ઞાતિયો એ માણસજાતિની ઉન્નતિનોજ પરિણામ છે, તેનો નાશ કરવાની કાંઇપણ જરૂર નથી, માત્ર તેનો સદુપયોગ થવો જોઇયે. આજ વિચારો હવે પશ્ચિમના લેખકો પણ કબુલ કરતા થયા છે. જ્ઞાતિયોની વિવિધતા છતાં પણ સંપ અને ઉદય કરી શકાય છે એમ શેઠે પોતાના વ્યવહારમાં સિદ્ધ કરી આપ્યું છે. તેઓ ચુસ્ત રીતે જ્ઞાતિબંધનને માન આપતા. પરંતુ વિદેશ ગમનમાટે તેઓનો અભિપ્રાય એવો હતો કે જો આપણા હિંદુઓ પોતાની જ્ઞાતિ અને ધર્મ સાચવીને

વિલાયત વગેરે સ્થળે જઈ શકે તો તેમને જ્ઞાતિ બહાર મૂકવાની જરૂર નથી. પણ નવલોહિયા યુવાનો વિદેશ જઇને કાંઈ સારૂં શીખી લાવવાને બદલે કેવળ વિદેશી બનીને વંઠી વટલી જાયછે, તેમ ન થવું જોઇયે. પુખ્ત માણસોએ વિદેશ જઈ સારૂં ઉદાહરણ આપવું જોઇયે, કે જેથી જ્ઞાતિના શિષ્ટ જનોને વિદેશ ગમન પ્રત્યે અણગમો થાય નહિ. તેટલામાટે પોતે મોરારજીશેઠ ગોરક્ષણ જેવો પરમ પુણ્યમય વિષય લેઇને સ્વધર્મ ,સાચવવાની પાકી ગોઠવણ કરીને વિલાયત જવાનો ઈરાદો ધરાવતા હતા, અને તેજ પ્રમાણે સ્વધર્મ પાળી બીજા હિંદુઓ પણ વિદેશ જઈ શકે એવી સ્થાયી ગોઠવણ કરવાની હિલચાલ કરવાનો પણ તેમનો સંકલ્પ હતો પણ તે બર આવતાં પહેલાં તેમનું શરીર પડી ગયું.

બાળલગ્ન જેવા નઠારા રિવાજને દૂર કરવામાટે તેઓ ખાસ ઇચ્છતા હતા અને પોતાના વસિયતનામામાં તેમણે પોતાના પુત્રોને મોટી ઉમરના કરી પરણાવવાનું ફરમાવ્યું છે, અને પુત્ર કરતાં ઓછામાં ઓછાં પાંચ વર્ષે નાની ઉમરની કન્યા પસંદ કરવાની સૂચના પણ કરી છે. પણ પુત્રીઓનાં લગ્ન શાસ્ત્રીય મર્યાદાની અંદર કરવાં એ સંસ્કારને માટે સારૂં છે એમ તેઓ માનતા. તેમના ,જ્યેષ્ઠ પુત્ર શ્રીયુત ધર્મસિંહભાઈનું લગ્ન ઠા૦ મુરારજી રતનસી

ગગવાણીનાં પુત્રી સૌભાગ્યશ્રીસમેત રત્નબાઈની સાથે તથા તેમના નાના પુત્ર શ્રીયુત નરોત્તમભાઇનું લગ્ન શેઠ શ્રી ગોવર્દ્ધનદાસ ખટાઉ મકનજીનાં પુત્રી સૌભાગ્યશ્રીસમેત સુંદરબાઈસાથે મોરારજીશેઠના સ્વર્ગવાસ પછી તેમનાં પત્નીએ કર્યું હતું, અને તેમના પુત્રો પણ હજુ પોતાના પૂજ્ય પિતાના નિશ્ચયો પ્રમાણેજ વર્ત્તે છે. સંપત્તિ અને ઉચ્ચકુળ છતાં, પણ મોરારજીશેઠ પોતાના જીવતાં પોતાના પુત્રોનાં લગ્નનો લહાવો લેવાને ઉતાવળા ન થયા એ તેમણે તેમના વખતમાં એક ઘણું સ્તુત્ય સંસારસુધારાનું પગલું ભર્યું છે.

સંસાર સુધારાનો ત્રીજો અને ગુંચવાડા ભરેલો પ્રશ્ન જે વિધવાવિવાહ તે સંબંધે મોરારજીશેઠનો અભિપ્રાય શો હતો તેનો નિર્ણય કરવાને આ લેખકને તેમના ખાનગી વર્ત્તનમાં બનેલા બનાવ વિષે તપાસ કરવો પડયો છે. શેઠનો વ્યવહારકુશળ અને મળતાવડો સ્વભાવ હોવાથી જે કોઈ ધનસંબંધી યાચના કરે તેને તેઓ નકાર વાસતા નહિ, અને તેમાં પણ જ્યારે કોઈ મોભાદાર માણુસ યાચનાર કે ભલામણ કરનાર હોય ત્યારે તો તેનું માન રાખતાજ. તેથી કોઇવાર વિધવાવિવાહના પ્રસંગમાં પણ શેઠ જુજ જુજ પૈસા આપતા તેથી મોરારજીશેઠના સંબંધમાં આવનાર કોઈ સુધારક એવો ઈસારો

કરે છે કે શેઠ વિધવાવિવાહની તરફેણમાં અભિ-
પ્રાય ધરાવતા. પણ આ વિષે શેઠના કુટુંબ, સગાં વહાલાં
તથા સ્નેહીઓ અને મિત્રોથી તપાસ કરતાં આ લેખકને
એમ ખાતરી થઇ છે કે શેઠનો અભિપ્રાય તેમના ધાર્મિક
વિચાર પ્રમાણે વિધવાવિવાહની વિરૂદ્ધજ હતો. વળી
શેઠના મિત્ર રા૦ સા૦ રાઘવેન્દ્રરાવના પુત્ર રા૦ રા૦ વ્યંકટ-
રાવ કહેછે કે—"એકવાર વિધવાપુનર્લગ્ન થતું હતું, તે
જોવાને માટે હું ગયો હતો તેથી શેઠે મ્હારા વાલી તરીકે
મને ઘણીજ સખ્ત શિક્ષા કરી હતી અને ઠપકા સાથે
ચેતવણી આપી હતી કે એવા પ્રસંગો જોવાથી કાચી
સમજના માણસોપર ઘણીજ નઠારી અસર થાયછે." વળી
શેઠના એક નિકટના સગાથી આ લેખકના જાણવામાં આવ્યું
છે કે વિધવાપુનર્લગ્નનના શુદ્ધ હિમાયતી હોવાનો દાવો
કરનાર એક મોટા માણસને એવી યુક્તિથી તેમણે નિરૂત્તર
બનાવ્યો હતો કે જેથી તે પ્રસંગ જોનાર સર્વ આશ્ચર્ય
પામી ગયા હતા.

ઉપરના દાખલા સ્પષ્ટ જણાવી આપે છે કે વિધવા-
વિવાહના પક્ષમાં તો શેઠના વિચાર હતાજ નહિ; પરંતુ
બુઢ્ઢાઓ બાળકીઓને અથવા યુવાન સ્ત્રીઓને પરણે છે તે
રિવાજ ઉપર શેઠને ઘણોજ તિરસ્કાર હતો. શેઠ સ્ત્રીજા-
તિની પવિત્રતાનો મહિમા એટલો મોટો સમજતા કે વિ-

ધવાવિવાહુમાટે તેને યોગ્ય સમજવી એ સ્રીજાતિને અપમાન આપવા બરોબર છે એમ ગણુતા. સ્રીમર્યાદાના રક્ષણુમાટે તથા સ્રીકેળવણીમાટે શેઠ અસાધારણુ કાળજી ધરાવતા હુતા, અને ચીનાબાગમાં તેમણે સ્થાપેલી મોટી કન્યાશાળા હુજી પણુ ચાલે છે.

મોરારજીશેઠ પોતાના સગાવહુાલા અને સ્નેહીમિત્રો-પ્રત્યે ખરો સ્નેહુ રાખતા, અને વહેવાઈ પક્ષના માણુસો તરફ પણુ તેઓ કેટલાક જુના વિચારના માણુસો કરેછે તેમ કડક રહેવાને બદલે સ્નેહુની સાથે માનની નજરે જોતા. દૂરના વડીલો પ્રત્યે પણુ મોરારજીશેઠ ઘણુા પૂ-જ્યભાવથી વર્ત્તતા. નોકરો ઉપર મોરારજીશેઠનો રવાબ ઘણો પડતો પણુ તેઓ પ્રત્યે શેઠ ઘણી મમતા અને ઉદારતાની અસાધારણુ વૃત્તિયો ધરાવતા. તેમના મોટા કે નાના નોકરો અદ્યાપિ પણુ મોરાજીશેઠને સંભારતાં અશ્રુ-ગદ્‌ગદ થાય છે.*

૩. મોરારજીશેઠના રાજકીય વિચારો તેમના જીવન-ચરિત્રના આ પુસ્તકમાં નોંધેલી બિનાઓ અને તેમનાં

---

* શેઠે એકવાર મિ૦ ડોસાભાઈ ફ્રામજી કડાકા સાથે વાત કરતાં કહ્યું હુતું કે હોંશિયાર અને મીઠું બોલનાર માણુસોના ઘરાક તો ઘણાએ મળશે, પણુ પ્રામાણિક અને આકળા એવા કમહુશિયાર માણુસોને પણુ મારી નોકરીમાં રાખતાં મને વિશેષ આનંદ થાય છે.

ભાષણો વગેરે ઉપરથી સાધારણ વાચકને પણ તીવ્ર પ્રજા-
નિષ્ઠતાવાળા સ્પષ્ટરીતે જણાઈ આવે તેમ છે. ઇંગ્રેજી-
રાજ્ય તે સમયે પ્રયોગદશામાંથી બહાર આવતું હતું, તેથી
એ રાજ્યપ્રત્યે મોરારજીશેઠ આશા ભરેલી દૃષ્ટિથી જોતા
પણ તેની સાથે અધિકારીઓની ખામીઓ વિષે તેઓ ખરી
પ્રજાનિષ્ઠતાથી કડક રીતે ટીકા કરતા; અને હિંદવાસીઓને
માટેજ હિંદ હોવો જોઇયે એ સૂત્રની ભાવના તેમનાં પ્રજા-
સમક્ષ તેમજ ધારાસભામાં થયેલાં ભાષણોમાં સૂર્યના
પ્રકાશની પેઠે ઝળકે છે. સ્વદેશી વસ્તુઓ અને સ્વદેશી
ઉદ્યોગકળામાટે તેમને અસાધારણ મમત્વ હતું; અને વિ-
દેશી માલ લાવી વેચનાર વ્યાપારીમાંથી તેમણે સ્વદેશી
કાપડની મીલના સ્થાપનારનું જે સ્વરૂપ પકડ્યું તે તેમના
સ્વદેશાભિમાનનું પ્રથમ કાર્ય હતું. ગરીબવર્ગ અને મજૂ-
રીઆ વર્ગ પ્રત્યે તેમને ઘણી મહત્વની અને દયાની લા-
ગણી હતી, તેમનાં મન ધર્મ અને સ્વદેશભક્તિ તથા
વિદ્યાના સંસ્કાર ગ્રહણ કરે તેવી સીધી અને આડકતરી
યોજનાઓ મોરારજીશેઠ પોતાનાં કારખાનાંમાં રાખતા, હાલ
પણ તે પદ્ધતિ ચાલુજ છે. પોતાના અભિપ્રાય ઉપર
અમલદારો લક્ષ આપો કે ના આપો, પોતાના બીજા સાથી
સભાસદોનો ટેકો પોતાને મળો કે ના મળો—તોપણ પો-
તાને એકલે હાથે તાળી વગાડીને તે પોતાના પ્રજાપક્ષના

વિચારો ધારાસભામાં પણ સ્વતંત્ર રીતે જાહેર કરતા અને પોતાનો મત એકલો પડવાથી જરીક પણ સંકોચ પામતા નહિ. આ હૃદ્બળનું પ્રત્યેક જાહેરલોકસેવકે હાલના સમયમાં વિશેષે કરીને અનુકરણ કરવા જેવું છે. મોરારજીશેઠની પ્રજાનિષ્ઠતા વિષે તે સમયનું એક આગળ પડતું વર્ત્તમાનપત્ર લખે છે કે–તેમની સ્વદેશભક્તિ મરાઠા સ્વદેશભક્તોની સ્વદેશભક્તિ કરતાં પણ અધિક જુસ્સાવાળી હતી. આથી વિશેષ માન ગુજરાતને અને ગુજરાતીઓને બીજું શું હોઈ શકે?! પરમેશ્વર એવા અનેક નિર્ભય ભારતભક્તો આપણને આ અણિને પ્રસંગે આપો! અસ્તુ!!!

## દોહરો.

ઠેર ઠેર જન ઠાઉકાં, કરે સ્વાર્થનો સ્વાંગ;<br>
નિડર ભક્ત નિજદેશના, કોઈક સાંગોપાંગ. ૧

---